# સ્વદેશના ઇતિહાસની મિજલસો




જે. છ. ચૌધરી

# સ્વદેશના ઇતિહાસની
# મિજલસો

લેખક,


જેઠાલાલ છ. ચૌધરી, બી. એ.; એસ. ટી. સી.
શિક્ષક, સાર્વજનિક હાઇ સ્કૂલ, સૂરત.



સોલ એજન્ટ્સ,
મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ;
બૂકસેલર્સ; નાણાવટ, સૂરત.


કિંમત ૦-૧૪-૦

# આ પુસ્તક સંબંધે થોડુંક

"ગૂજરાતના ઇતિહાસની મિજલસો" પછી આ "સ્વદેશના ઇતિહાસની મિજલસો"માં વિદ્યાર્થીઓને આપણા દેશના ઇતિહાસનું પ્રાથમિક જ્ઞાન આપવાનો ઉદ્દેશ રાખ્યો છે.

સામાન્ય રીતે આપણી શાળાઓમાં ગૂજરાતી ધોરણ પાંચમામાં અથવા અંગ્રેજી ધોરણ પહેલામાં વિદ્યાર્થીઓ હિંદના ઇતિહાસનું ભણતર શરૂ કરે છે. આ જ વખતે તેઓ જાતે હોંશથી ઇતિહાસનું પુસ્તક વાંચે, અને એમાંથી આનંદ સાથે જ્ઞાન મેળવે એવું પુસ્તક એમના હાથમાં મુકાવું જોઈએ; નહિતર પરિણામ એ આવે છે, કે ઇતિહાસના વિષયમાં પ્રવેશ કરતાં બાળકો કાં તો પરીક્ષાની બીકે શિક્ષકે સૂચવેલા વિષયો ગોખી નાખે છે, કે કાં તો એ વિષય પરત્વે કંટાળો ખાઈ ઇતિહાસના જ્ઞાનથી તદ્દન વિમુખ રહે છે.

આ ઇતિહાસ લખવામાં મેં વિદ્યાર્થીઓની દૃષ્ટિએ જ કામ લીધું છે. પુસ્તકમાં સરળ સંવાદપદ્ધતિ યોજીને ઇતિહાસને હળવો ને રસિક બનાવવા પૂરતો પ્રયત્ન કર્યો છે. વળી કોઈ પણ ઐતિહાસિક મહત્ત્વના બનાવને સરી જવા દીધો નથી; તેમ એ બધા બનાવોની સંકલના અતૂટ રહે એ ઉપર પણ ખાસ લક્ષ આપ્યું છે.

મારે કહેવું જોઈએ કે આ નાના પુસ્તકમાં મેં ઇતિહાસનું ઊંડું જ્ઞાન આપવા પ્રયત્ન નથી જ કર્યો; પણ વિદ્યાર્થીઓ ઇતિહાસના વિષયમાં રસ લેતા થાય અને શિક્ષક પાસેથી નવું નવું જાણવાને આતુર બને એ જાતની એમની મનોવૃત્તિ કેળવવાનો પ્રયત્ન આ પુસ્તકમાં મેં કર્યો છે. અને ઇતિહાસનું શિક્ષણ શરૂ કરતાં બાળકો માટે બીજું વધારે કરવાપણું પણ શું હોઈ શકે ?

મારી ભૂલચૂક તરફ ધ્યાન ખેંચનારનો કે મિત્રભાવે સૂચના કરનારનો હું અંતઃકરણપૂર્વક આભાર માનીશ.

ગોપીપરું, સુરત.<br>
વિજયાદશમી, '૮૭

જેઠાલાલ છ. ચૌધરી

# સ્વદેશનો ઇતિહાસ શરૂ કરતાં બાળકોને બે બોલ

સ્વદેશ એટલે આપણો દેશ. જે દેશમાં આપણો જન્મ થયો હોય તે આપણો દેશ અથવા સ્વદેશ કહેવાય. હિંદુસ્તાન એ આપણો દેશ છે, સ્વદેશ છે, આપણી જન્મભૂમિ છે.

આપણી જન્મભૂમિ હિંદુસ્તાન જેવો રસકસે ભરેલો દેશ ધરતીના પટ ઉપર બીજો નથી. આપણી જન્મભૂમિ ઉપર પરમાત્માના ચારે હાથ છે.

પ્રભુના આવા લડીલા આપણા દેશનો ઇતિહાસ આ પુસ્તકમાં આપેલો છે. તમે તમારી જાતે આ પુસ્તક વાંચજો, અને વિચારજો; ઉતાવળ કરશો નહિ. વિસામો આવે ત્યાં આરામ લેજો; અને વાંચેલું તાજું કરીને જ નવી મિજલસ વાંચવી શરૂ કરજો.

જન્મ આપનારી માતા પોતાના અમૃત જેવા દૂધથી આપણું પોષણ બાળપણમાં કરે છે; મોટપણમાં આપણી જન્મભૂમિ પોતાના રસકસથી આપણું પોષણ કરે છે. જનની અને જન્મભૂમિ બન્ને આપણને પોષે છે; માટે બંનેની આપણે સેવા કરવી જોઇએ, બંનેને આપણે વંદવી જોઇએ.

એક બીજી વાત : તમે બધાં ભરતભૂમિનાં બાળકો છો, હિંદમાતાનાં પુત્રપુત્રીઓ છો. ભારતમાતા રીઝે એવાં તમે કામ કરજો, એવાં તમે નામ કરજો !

ચાલો ગાઓ, કવિ ખબરદારનું આ ગીત :

## : : અમારો દેશ : :

અમે ભરતભૂમિના પુત્રો, અમ માત પુરાણુ પવિત્ર;
રે ! જેનાં સુંદર સૂત્રો ઝળકાવે ઉચ્ચ ચરિત્ર.
અમ અંતરને ઉદ્દેશી કરશું હોકાર હમેશ,
અમે હિંદી, હિંદી, હિંદી; છે હિંદ અમારો દેશ.

* * * *

ક્યાં હશે હિમાલય જેવો ? ક્યાં પુણ્ય પવિત્રજ ગંગ ?
ક્યાં મળે અલૌકિક એવા સહુ દેશ તણા બહુ રંગ ?
ક્યાં મુનિ ઈશ્વરજન બેસી કરતા પ્રભુપંથ ઉજેશ ?
અમે હિંદી, હિંદી, હિંદી; છે હિંદ અમારો દેશ.
ક્યાં રામયુધિષ્ઠિર ઘૂમ્યા ? ક્યાં ગરજ્યા અર્જુનભીમ ?
ક્યાં રજપૂતવીર ઝઝૂમ્યા, બળ દાખવવા અસીમ ?
રે ભૂલીએ તે રીતે શી, અમ અંતરથી લવલેશ ?
અમે હિંદી, હિંદી, હિંદી; છે હિંદ અમારો દેશ.

* * * *

ધમધમ ધરણી ધ્રૂજવશું, અમ દેશ તણાં કરી ગાન;
જય જય જયનાદ કરીશું, દઈશું મોંઘા અમ પ્રાણ.
એ ભક્તિ વસી ઉર તેશી દેજો શક્તિ, પરમેશ !
અમે હિંદી, હિંદી, હિંદી; છે હિંદ અમારો દેશ.

## : : અનુક્રમણિકા : :

## સ્વદેશ—આપણો દેશ



અય માતૃભૂમિ! તારા ચરણોમાં શીશ નમાવું

૧૫૧૮૮

# મિજલસ ૧ લી

[ દામોદર જાની પોતાની દીકરી વિનુ સાથે વાતો કરતા બેઠા છે. ]

**વિનુ**—હેં મોટાભાઈ, સામળકાકા ક્યારે આવશે?

**દામોદર**—રમણ ગયો છે તે હમણાં બોલાવીને આવશે.

**વિનુ**—સામળકાકા બધી જાત્રા કરી આવ્યા?

**દામોદર**—હા. ચારે ધામની જાત્રા કરી આવ્યા.

**વિનુ**—એ ચાર ધામ કયાં કયાં?

**દામોદર**—જો, સાંભળ; હરદ્વાર, જગન્નાથપુરી, રામેશ્વર, અને દ્વારકા એ ચાર ધામ ગણાય છે. સામળકાકા હરદ્વાર જઈ આવ્યા; ત્યાંથી કાશી અને પ્રયાગ થઈ જગન્નાથપુરી જઈ આવ્યા; ત્યાંથી આગળ ચાલતાં ઠેઠ દક્ષિણમાં લંકા પાસે રામેશ્વર કે રામનાથ મહાદેવનાં દર્શન કરી આવ્યા; ત્યાંથી વળતાં પંઢરપુર, નાશિકત્ર્યંબક, ડાકોર વગેરે ઠેકાણે દર્શન કરી અહીં આવી પહોંચ્યા; અને દ્વારકા તો એ જઈ આવ્યા હતા.

**વિનુ**—હા, હા; દ્વારકા તો સામળકાકા પહેલાં જઈ આવ્યા છે.

**દામોદર**—સામળ ખરો ભાગ્યશાળી. બધી જાત્રા કરી આવ્યો.

**વિનુ**—મોટાભાઈ, આપણે ક્યારે જઈશું ?

**દામોદર**—ભગવાનની મરજી હશે ત્યારે જવાશે. આપણું ધાર્યું કાંઈ થવાનું છે ?

**વિનુ**—હેં મોટાભાઈ, જાત્રા કરવાથી શું થાય ?

**દામોદર**—ભગવાનનાં દર્શન થાય.

**વિનુ**—ભગવાનનાં દર્શન તો આપણે અહીં મંદિરમાં પણ કરીએ છીએ.

**દામોદર**—એ ખરું; પણ જાત્રામાં ભગવાનની ખરી ભક્તિ થાય. અહીં તો ઘરકામ આડે ભગવાનની ભક્તિ કરવાનો અવસરજ ક્યાં મળે છે? વળી જોને વિનુ, ગંગાજમના જેવી મોટી પવિત્ર નદીઓમાં નાહીએ, તો આપણાં પાપમાત્ર બળી જાય. અહા! ગંગાજીમાં નહાવાનો લહાવો તો એક વાર લેવો જ જોઈએ. ગંગાજીમાં નહાવાનું બહુ પુણ્ય છે.

**વિનુ**—એનું શું કારણ, મોટાભાઈ ?

**દામોદર**—ગંગાજી તો સ્વર્ગમાંથી અહીં નીચે આવ્યાં છે.

**વિનુ**—એમ ?

**દામોદર**—હા. પહેલાં એ સ્વર્ગમાં હતાં; પણ ભગીરથ નામના રાજાએ ઘણાં તપ તપીને એમને સ્વર્ગમાંથી નીચે ઉતાર્યાં.

**વિનુ**—ભગીરથરાજાને એટલું બધું તપ કરવાનું શું કારણ ?

**દામોદર**—ભગીરથરાજાના વડવાઓ કમોતે મુઆ હતા; કપિલમુનિએ એમને બાળી ભસ્મ કરી નાખ્યા હતા;

અને બધા નરકમાં પડ્યા હતા. એમની ભસ્મ ગંગાજીનાં પાણીમાં પધરાવાય, તોજ એ બધા સ્વર્ગમાં જાય. એથી ભગીરથરાજાએ ઘણાં ઘણાં તપ કરીને ગંગાજીને પ્રસન્ન કર્યાં; અને પછી ગંગાજી સ્વર્ગમાંથી નીચે ઊતર્યાં, ત્યારે જ એ ભગીરથરાજાના બધા વડવાઓની સદ્‌ગતિ થઈ, સમજી ?

**વિનુ**—સમજી, મોટાભાઈ. પણ ગંગાજી પહેલાં ક્યાં ઊતર્યાં હશે ?

**દામોદર**—પ્રથમ શંકરની જટામાં ઊતર્યાં હતાં.

**વિનુ**—એવડી મોટી શંકરની જટા !

**દામોદર**—હિમાલયપર્વત વિશે એક વાર મેં તને વાત કરી હતી, યાદ છે ?

**વિનુ**—હા. જ્યાં સદાય નર્યો બરફજ પથરાયેલો રહે છે. ઊંચાં ઊંચાં તો એનાં શિખરો છે. જ્યાં નજર કરો ત્યાં બરફ, બરફ, ને બરફજ દેખાય, એમ તમે કહેતા હતા.

**દામોદર**—હા; તેથીજ એનું નામ હિમાલય એટલે બરફનું ઘર પડયું છે. એ હિમાલય બહુ મોટો પર્વત છે. એટલો બધો મોટો છે, કે એના જેટલો ઊંચો પર્વત આખી દુનિયામાં બીજો કોઈ નથી. ગૌરશંકર નામનું એક શિખર તો પાંચ માઈલ ઊંચું છે!

**વિનુ**—પાંચ માઈલ ઊંચું! હેં મોટાભાઈ, એટલે ઊંચે કોઈ ચડી આવ્યું હશે ?

**દામોદર**—ના રે! કેટલાક સાહસિક માણસો ફાંફાં તો બહુ મારે છે; પણ હજી સુધી કોઈ એની ટોચે જઈ શકયું નથી. ક્યાંથી જવાય ? ચારે કોર બરફ, બરફ, ને બરફજ. ઠંડીનો તો પારજ નહિ. વિનુ, હિમાલયપર્વત એટલે

એક મોટું શિખર એમ ન સમજતી, હો. હિમાલયપર્વતની તો હારની હારો આવેલી છે; અને કેટલાંય તો એમાં ઊંચાં ઊંચાં શિખરો છે. એ પર્વત એટલો બધો લાંબો, એટલો બધો ઊંચો, અને એટલો બધો પહોળો છે, કે એ ઓળંગીને કોઈથી જઇએ ન શકાય, ને આવીએ ન શકાય.

**વિનુ**—એટલો બધો એ ગૂંચવણભરેલો છે?

**દામોદર**—હા. એની એ અટપટી ગૂંચવણ એનું નામજ શંકરની જટા. ગંગાજી એ જટામાં આવીને પડ્યાં, અને ત્યાંથી આગળ વહેતાં હિંદુસ્તાનમાં આવ્યાં.

**વિનુ**—ત્યારે તો મોટાભાઈ, હિમાલય એટલેજ શંકર એમ થયું!

**દામોદર**—હા; હિમાલય એ શંકરજ છે. શંકર એટલે શં (ભલું) કરનાર. હિમાલય આપણું ઘણું ભલું કરે છે, તેથી એજ આપણો શંકર છે; અને એ શંકરની જટામાંથીજ ગંગાજી નીકળે છે.

**વિનુ**—ગંગાજીની વાત તો મોટાભાઈ, બહુ સારી છે, હો. ભગીરથરાજા ગંગાજીને સ્વર્ગમાંથી અહીં લાવ્યા, ખરું ને?

**દામોદર**—હા; અને તેથી ગંગાજીનું બીજું નામ ભાગીરથી પણ કહેવાય છે.

**વિનુ**—ભગીરથ લાવ્યા માટેજ ને?

**દામોદર**—હા. વિનુ, હજી રમણ કેમ ન આવ્યો?

**વિનુ**—હું જઈને બોલાવી આવું?

**દામોદર**—ના, ના. હવે તો એ આવતો હશે.

[ વિનુ બારણા પાસે જાય છે, અને તરત પાછી આવે છે. ]

**વિનુ**—મોટાભાઈ! મોટાભાઈ! સામળકાકા આવ્યા!

[ સામળ અને રમણ બારણામાં દાખલ થાય છે. ]

**દામોદર**—( સામો જઈ ) ઓહો ! સામળ ! આવ, આવ; ભલે આવ્યો. કુશળ તો છે ને ? બધી જાત્રા કરી ને ? ( જરા મોટેથી ) સાંભળ્યું કે ? આ સામળ આવ્યો છે. (વિનુને) જા, તારી બાને કહે, કે સામળકાકા આવ્યા છે.

[ વિનુ ઓરડામાં જાય છે. સામળ ઢોલિયે બેસે છે. ]

**સામળ**—અરે ભાઈ દામોદર, જાત્રા કરવાની તો ભારે મજા પડી. ચાર મહિના રખડયો; પણ ભગવાનની કૃપાથી આંખ કે માથું સરખું દુખ્યું નથી. વાહ ! મારા નાથ ! ભારે કરુણા કરી.

[ વિનુની બા આવે છે. હાથમાં પાણીનો લોટો છે. ]

**વિ૦ બા**—( ઓવારણાં લેતાં ) સારા તો છો ને, સામળભાઈ ? અમારી વતી બધે દર્શન કર્યાં, કે પછી ભૂલી ગયા ?

**સામળ**—એ તે કેમ ભુલાય ? બધે ઠેકાણે તમારા બધાંની વતી મેં દર્શન કર્યાં છે. ગંગાજીમાં ને જમનાજીમાં તમને બધાંને યાદ કરીકરીને નાહ્યો છું. આ ઘરને તો હું કેમ વીસરી શકું ? તમારાં પુણ્યે તો આ સામળભાઈ જાત્રા કરી આવ્યા.

**વિ૦ બા**—પુણ્ય તમારાં, સામળભાઈ. ભલા, બહુ સારું થયું. મારો અંતરાત્મા બહુ રાજી થયો. ઠીક; બીજી વાત પછી, પણ આ પાણી તો પીઓ.

**સામળ**—( પાણીનો લોટો લેતાં ) હા, લાવો. (પાણી પીને ) ભાભી, આ લો ગંગાજળની લોટી; આ બીજી જમનાજળની છે. આમાં મથુરાના પેંડા છે. આમાં કાશીની પ્રસાદી છે. આમાં જગન્નાથપુરીના ચોખા છે. આ નાની મૂર્તિ

રામનાથ સ્વામીની છે. આ છબી પંઢરપુરના વિઠોબાની. આ ત્ર્યંબકેશ્વર; આ ડાકોરના રણછોડજી; અને આ ગોપીચંદન ઠેઠ વૃન્દાવનથી તમારે માટેજ લાવ્યો છું.

[ વિનુ ને રમણ બધી ચીજો જોવામાં મશગૂલ બની જાય છે. ]

**વિ૦ બા**—સામળભાઈ, તમે તો અમને બહુ યાદ કર્યા લાગે છે ને શું ! આ ગોપીચંદન તમે મારે માટેજ લાવ્યા છો ?

**સામળ**—હા. વૃન્દાવનમાં જ્યાં ભગવાન કૃષ્ણ ગોપીઓ સાથે રાસ રમતા હતા ત્યાંની આ પીળી ને સુગંધી મટોડી છે. આ મટોડી શ્રીકૃષ્ણભગવાનનાં ચરણની ખાસ પ્રસાદી છે.

**રમણ**—સામળકાકા, તમે કૃષ્ણભગવાનના વૃન્દાવનમાં પણ જઈ આવ્યા ?

**સામળ**—હા.

**રમણ**—અને કંસમામાનું મથુરા પણ જોયું ?

**સામળ**—હા. મેં તો ઘણુંઘણું જોયું છે. કાંઈ બાકી રાખ્યું નથી.

**વિનુ**—સામળકાકા, તમે હિમાલય જોયો ?

**સામળ**—મેં તો જોયો; પણ તેં જોયો છે ?

**વિનુ**—મને મારા મોટાભાઈએ હમણાંજ હિમાલયની વાત કરી. ગંગાજીની પણ વાત કરી.

**સામળ**—વાત કરી એમાં શું? મેં તો બધું નજરોનજર જોયું. વાહ ! શો હિમાલય શોભે છે ! એ તો બરફનોજ મોટો પહાડ છે. ચારે કોર ધોળો ધોળો રૂની પૂણી જેવો બરફ પથરાયેલો છે; અને ઊંચો તો એટલો બધો, કે આકાશ સાથે વાતો કરે છે !

**રમણ**—સામળકાકા, એની પેલી પાર શું હશે ?

**સામળ**—એની પેલી પાર જમીનજ તો.

**રમણ**—આપણા જેવીજ ?

**સામળ**—આપણા હિન્દુસ્તાન જેવી ? રામરામ ભજો! આપણા જેવી ભૂમિ તો દુનિયામાં છે જ નહિ. આપણી તો દેવભૂમિ છે. સ્વર્ગના દેવો પણ ફરવા આવે, તો આપણા હિન્દુસ્તાનમાંજ આવે છે; સમજ્યો, રમણ ?

**રમણ**—અને આપણા શંકરભગવાન પણ હિમાલયમાંજ વસે છે ને ? એમનું કૈલાસ હિમાલયમાંજ આવ્યું ને ?

**વિનુ**—અરે ! હિમાલય એજ આપણો શંકર, કેમ ખરું ને, સામળકાકા ?

**સામળ**—હા. વિનુ ખરું કહે છે, રમણ. હિમાલય આપણો શંકર છે. શંકર એટલે ભલું કરનાર. હિન્દુસ્તાનનું ભલું કરનાર હિમાલયજ છે. હિમાલય હોય નહિ, અને આપણો દેશ આટલો બધો ફળદ્રુપ હોય નહિ.

**રમણ**—ખરી વાત, સામળકાકા ?

**સામળ**—ત્યારે શું ખોટી વાત ? હિમાલયમાંથી ગંગા, જમના, સિંધુ, સતલજ, બ્રહ્મપુત્રા, અને બીજી કેટલીય નાની-મોટી નદીઓ વહે છે. એ બધી નદીઓનાં પાણી આપણા હિન્દુસ્તાનને જ મળે છે. હિમાલય ન હોત, તો એ બધી નદીઓનાં પાણી આપણને મળત ?

**રમણ**—ના.

**સામળ**—વળી હિમાલય બહુજ ઊંચો હોઈ, પાણીની ભરેલી વાદળીઓને હિન્દુસ્તાનની બહાર જવા જ દેતો નથી. જો કોઈ વાદળી બહાર જવા જાય, કે એનું બધું પાણી હિમાલય ઢાળવી લે છે. કોઈ વાદળીને હિન્દુસ્તાનની બહાર

જવાજ દેતો નથી ને !

**રમણ**—તેમાંજ ત્યારે આપણે ત્યાં વરસાદ બહુ થતો હશે, ખરું ને ?

**સામળ**—હા. આપણા હિન્દુસ્તાનમાં પૂરતો વરસાદ થાય છે તેનું કારણ હિમાલય જ છે. વળી એ આપણો મોટો ચોકીદાર પણ છે.

**વિનુ**—આપણો ચોકીદાર ?

**સામળ**—હા. ઉત્તર તરફથી કોઈ દુશ્મનને આવવા જ ન દે; ને કોઈ આવવા મહેનત કરે, તો મરીજ જાય.

**વિનુ**—હા, હા. એ શંકરની જટામાં ગંગાજી જેવાં ગૂંચવાઈ ગયાં હતાં, તો માનવીઓ તો એમાં થઈને ક્યાંથી જ આવી શકે ? મોટાભાઈ, ખરું ને ?

**દામોદર**—ખરુંજ તો. માટે તો એ હિમાલય આપણો મોટો ચોકીદાર કહેવાય છે.

**સામળ**—અને હિમાલય તો ભાતભાતની વનસ્પતિઓની ખાણ છે. મુલકમાત્રની વનસ્પતિ હિમાલયમાં મળી આવે છે.

**દામોદર**—હિમાલયની શી વાત કરવી ! એ તો સાક્ષાત્ શંકરદાદા છે.

**સામળ**—દામોદર, ખરેખર આપણો દેશ કુદરતનો લાડીલો દેશ છે. અહીં શું નથી થતું ? જે જોઇએ તે બધું છે.

**દામોદર**—બધું જ. ખાવાપીવાનું, પહેરવાઓઢવાનું, હરવાફરવાનું, વગેરે બધું જ સુખ છે. આપણો ભરતખંડ તો ભરતખંડ જ છે. એ તો એક દેવભૂમિ છે.

**સામળ**—એમાં ના જ નહિ. કુદરતે રક્ષણ પણ કેવું મજેનું કર્યું છે ! ઉત્તરમાં તો જાણે હિમાલય રક્ષા કરે છે.

પૂર્વમાં બ્રહ્મદેશનાં ગીચ ઝાડીવાળાં જંગલો આવેલાં છે. દક્ષિણ અને પશ્ચિમમાં સમુદ્રદેવ ચોકી કરી રહ્યો છે. વાહ! ભાઈ વાહ! આપણા ઉપર તો ભગવાનની પૂરી મહેર છે. દામોદર, હું જ્યાં જ્યાં આ જાત્રામાં ફર્યો, ત્યાં ત્યાં મેં તો બધે લીલા-લહેર જ જોઈ છે.

**દામોદર**—એ તારી વાત ખરી છે; પણ એ બધો પ્રતાપ આપણી ફળદ્રુપ ભૂમિનો છે, હો? બાકી આપણા લોકો ધંધારોજગારમાં તો કંગાળ થઈ ગયા છે. પહેલાંના જેવા ક્યાં રહ્યા છે આપણા હુન્નરઉદ્યોગો? આજે તો બધું પરદેશથી આવે છે; અને આપણા લોકો આળસુ બની બેઠા છે. છતાં આપણે જીવતા રહ્યા છીએ એ પ્રતાપ આપણી ભૂમિનો.

**રમણ**—મોટાભાઈ, એ ખરી વાત, કે આપણે હાલ આળસુ બની બેઠા છીએ?

**દામોદર**—હા. એવા આળસુ, કે ભોંય પડેલી પાકી રાયણ પણ આપણે આપણા હાથ વતી મોંમાં મૂકી શકતા નથી; અને બીજાને કહીએ છીએ, કે જરા આ રાયણ મારા મોંમાં મૂકો ને. આપણે ત્યાં બધું પાકે છે; છતાં આપણે પરદેશ ઉપર આધાર રાખીને બેસીએ છીએ. કપાસ અહીં થોકબંધ પાકે છે; છતાં એજ કપાસનું કાપડ પરદેશથી વણાઈને આવે તે આપણે ભારે દામે ખરીદીએ છીએ, ને હાથે કરીને પાયમાલ થઈએ છીએ.

**રમણ**—હં! તેમાંજ ગાંધીજી ખાદી પહેરવાનું કહે છે; સમજ્યો. પણ હેં સામળકાકા, તમે જાત્રાએ જઈને શું કરી આવ્યા?

**સામળ**—હું શંકરભગવાનનાં તથા હિમાલયનાં દર્શન

ફરી આવ્યો; ગંગાજીમાં નાહી આવ્યો; જગન્નાથપુરીમાં બધાની સાથે એક ભાણે બેસી જમી આવ્યો; રામેશ્વરમાં રામનાથ-મહાદેવની પૂજા કરી આવ્યો; અને પછી વિઠોબા, ત્ર્યંબકેશ્વર, અને રણછોડજીનાં દર્શન કરી અહીં આવ્યો.

**રમણ**—બીજું શું?

**સામળ**—બીજું તો દેશદેશનાં પાણી પીધાં; દેશદેશનાં માણસો દીઠાં; દેશદેશની ભાષા સાંભળી; દેશદેશની રીતભાત જોઈ; અને એવું એવું ઘણું ય જોયું ને જાણ્યું.

**રમણ**—બીજું શું?

**સામળ**—આટલું ઓછું છે? ચાર ધામની જાત્રા તો કરી. હવે શું બાકી રાખ્યું?

**રમણ**—એથી શો લાભ?

**સામળ**—વાહ રે! એના લાભ કાંઈ ઓછા નથી. જાત્રા કરવામાં તો ઘણા લાભ છે. એક લાભઃ ભગવાનનાં દર્શન થાય; બીજો લાભઃ આપણાં પાપ ધોવાય; ત્રીજો લાભઃ આપણી હોશિયારી ને આવડત વધે.

**દામોદર**—જાત્રાના બહુ લાભ છે. દેશપરદેશ રખડ્યા વિના તો માણસમાં ચતુરાઈ આવેજ નહિ. આજના અંગ્રેજ-લોકો પણ મુસાફરી કરવામાં બહુજ શૂરાપૂરા છે.

**સામળ**—અને તેથીજ તેઓ આવા બહાદુર ને હોશિયાર છે. આપણા વડવાઓએ ડહાપણ વાપરીનેજ આવાં જાત્રાનાં ધામો નક્કી કર્યાં છે, જેથી સૌ કોઈ જાત્રાએ જવાને બહાને ધર્મી ને હોશિયાર બને.

**રમણ**—મોટાભાઈ, આપણે ક્યારે જાત્રાએ જઈશું?

**વેનુ**—દિવાળી પછી. ખરું ને મોટાભાઈ?

**દામોદર**—હા. આપણે જાત્રાએ જવું છે.

**વિ૦ બા**—જઈ રહ્યા તમે! જતાં જતાં તો ઘરડા થશો!

**સામળ**—એમ હોય? વખત આવશે, ત્યારે એય થઈ રહેશે. જુઓને ભાભી, મારે ક્યાં આ ભવે જાત્રાએ જવાનો મેળ હતો? છતાં ભગવાનની દયા થઈ, તો કાંઈ વાર લાગી?

**દામોદર**—જઈશું, જઈશું; આપણેય જઈશું. સામળ, ઉતાવળે કાંઈ આંબા પાકે? વખત આવ્યે બધું થઈ રહેશે.

**રમણ**—મોટાભાઈ, મને હિમાલય જોવાનું બહુ મન થયું છે.

**વિનુ**—મનેય તે. મારે તો ગંગાજીમાં નહાવું પણ છે.

**સામળ**—મોટાભાઈ તમને નહિ લઈ જાય, તો હું તમને હિમાલય બતાવીશ, અને આખા ભરતખંડમાં ફેરવીશ; પછી કાંઈ?

**રમણ**—ભરતખંડમાં એટલે હિંદુસ્તાનમાં જ ને?

**સામળ**—હા; ભરતખંડ કહો, કે હિંદુસ્તાન કહો; બધું એકનું એકજ.

**દામોદર**—આર્યાવર્ત કહો, તો પણ એકનું એકજ.

**રમણ**—આર્યાવર્ત એટલે પણ હિંદુસ્તાન?

**વિનુ**—ભરતખંડ એટલે પણ હિંદુસ્તાન?

**સામળ**—હા. જૂના કાળમાં એક ભરત નામના રાજા થઈ ગયા; એમના નામ ઉપરથી આ દેશનું નામ ભરતખંડ પડ્યું છે.

**દામોદર**—ભરતરાજા તો શકુન્તલા ને દુષ્યન્તનો પુત્ર જ ને?

**સામળ**—હા; પણ કોઈ વળી ઋષભદેવના પુત્ર ભરત ઉપરથી ભરતખંડ નામ પડયું એમ માને છે. જે હોય તે ખરું; પણ ભરત ઉપરથી ભરતખંડ નામ પડયું છે એમાં તો શંકા જ નહિ.

**રમણ**—ત્યારે આર્યાવર્ત નામ કેમ પડયું ?

**સામળ**—આર્યો આ દેશમાં આવીને વસ્યા ત્યારથી આ દેશ આર્યોનો દેશ અથવા આર્યાવર્ત કહેવાયો.

**રમણ**—ત્યારે શું આર્યો મૂળ આ દેશના વતની નહિ ?

**સામળ**—ના; પહેલાં તો આર્યો આ હિન્દુસ્તાનની બહાર ક્યાંઈક વસતા હતા. ત્યાંથી આગળ વધતાં વધતાં તેઓ આ દેશમાં દાખલ થયા; અને પછી એમના નામ ઉપરથી આ દેશ આર્યાવર્ત કહેવાયો.

**દામોદર**—સામળ, કેટલાક એમ પણ માને છે, કે આર્યો કયાંઈ બહારથી નહિ આવેલા; પણ આ દેશના જ વતની હતા; અને તેઓ ઉત્તરમાં હિમાલય પાસે પંજાબના પ્રદેશમાં વસતા હતા. વળી ટિળકમહારાજનું કહેવું એવું છે, કે આર્યો છેક એશિયાની ઉત્તરમાંથી અહીં આવેલા. આ બધામાં સાચું કોણ હશે ?

**સામળ**—પ્રભુ જાણે. આપણે એ કેમ જાણી શકીએ ? વિદ્વાનો પોતાને ઠીક લાગે એવાં અનુમાનો કરે છે; પણ આપણે એટલું માનીએ, કે આર્યો ક્યાંઈક બહારથી હિંદુસ્તાનમાં આવ્યા હતા, તો કાંઈ ખોટું નથી; કારણ કે આર્યોને અનાર્યો જોડે જે લડાઈઓ થયેલી તે બધી તેઓ આ દેશમાં આવ્યા હશે ત્યારેજ થયેલી હશે.

**રમણ**—અનાર્યો વળી કોણ ?

**સામળ**—આ દેશના જે મૂળ વતનીઓ હતા તે બધા આર્યો નહિ એટલે અનાર્યો ગણાતા. આજના કોળી, ભીલ, દૂબળા, એ બધા જૂના કાળના અનાર્યોના વંશનાજ છે.

**વિનુ**—ત્યારે આર્યો કોણ ?

**સામળ**—બ્રાહ્મણ, ક્ષત્રિય, વાણિયા કે વૈશ્ય–એ બધા આર્ય કહેવાય.

**રમણ**—હેં સામળકાકા, આર્યો આ દેશમાં ક્યારે આવેલા?

**સામળ**—ક્યારે આવેલા ? ઓહો ! આજથી નહિ નહિ તોય પાંચસાત હજાર વર્ષ પહેલાં તેઓ આવેલા.

**રમણ**—સૌથી પહેલાં આર્યો ક્યાં આવીને વસ્યા હતા ?

**સામળ**—( કંટાળીને ) આની લપ હવે ચાલી ! પણ આજે હું તને હવે કશો જવાબ આપવાનો નથી. મને લાગ્યો છે મુસાફરીનો થાક. ઘેર ઊનું પાણી મુકાવ્યું છે; તેથી ત્યાં જઈને હજી તો નહાવું છે, અને પછી સૂઈ જવું છે; માટે આજે તો રમણ, મને જવા દે. તું જે પૂછીશ એના ઉત્તરો હું તને કાલે આપીશ, હો.

**વિ૦ બા**—છોકરાંઓ તો વાતનો કેડોજ મૂકતા નથી. મીઠા ઝાડનાં મૂળ કાઢે એવાં છોકરાં છે !

**દામોદર**—ખરી વાત છે. છોકરાંઓ, સામળકાકાને હવે જવા દો. કાલે પાછા એ આવશે.

**રમણ**—સામળકાકા, કાલે પાછા વહેલા આવશો ને ?

**સામળ**—હા, દીકરા. કાલે તો એક નકશો પણ લેતો આવીશ. તમને એ બતાવતો જઈશ, અને બધું સમજાવતો જઈશ.

**વિનુ**—હાશ ! ત્યારે તો સામળકાકા, તમે આજે જાઓ, અને કાલે વહેલા વહેલા આવજો.

**સામળ**—(ઊઠીને) બેસો ત્યારે ભાભી, હું જાઉં છું. જય શ્રીકૃષ્ણ!

**વિ૦ બા**—જય શ્રીકૃષ્ણ, ભાઈ! સામળભાઈ તો ભગત થઈ ગયા છે ને શું!

**સામળ**—(જતાં જતાં) હવે તો ભક્તિ કરવાનો જ વખત છે ને? જાઉં છું ત્યારે.

**વિ૦ બા**—વારુ; આવજો, સામળભાઈ.

## વિસામો ૧ લો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો.]

### : : સવાલો : :

૧. હિંદમાં જાત્રાનાં ધામ કેટલાં છે? નામ આપો.

૨. ગંગાજીને સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર કોણ લાવ્યું? શા માટે?

૩. હિમાલય આપણો શંકર છે, એ સાબિત કરો.

૪. જાત્રાએ જવાના લાભ વર્ણવો.

૫. હિંદુસ્તાનને આર્યાવર્ત અને ભરતખંડ એવાં નામો શા માટે આપવામાં આવે છે?

૬. આર્યો હિંદુસ્તાનમાં ક્યાંથી અને ક્યારે આવ્યા?

૭. આપણે આર્ય કોને કહીએ છીએ, અને અનાર્ય કોને કહીએ છીએ?

૮. હિમાલય વિષે જે જાણતા હો તે કહો.

## મિજલસ ૨૭

**વિનુ**—મોટાભાઈ, રમણ હજી કેમ ન આવ્યો ?

**દામોદર**—સામળકાકાને બોલાવા ગયો છે, તે બોલાવી-નેજ આવશે ને ?

**વિનુ**—મોટાભાઈ, સામળકાકાએ ગઈ કાલે એમ નહિ કહેલું, કે આપણે બધા આર્યો છીએ ?

**દામોદર**—કહેલું; ખરી વાત છે.

**વિનુ**—ત્યારે આપણે હિન્દુ ખરા કે નહિ ?

**દામોદર**—આર્યો બધા હિન્દુ પણ કહેવાય. મુસલમાનો આ દેશમાં આવ્યા, ત્યારે તેઓ આપણને હિન્દુના નામથી ઓળખવા લાગ્યા; અને આપણા દેશને હિન્દુસ્તાન કહેવા લાગ્યા.

**વિનુ**—આપણને મુસલમાનોએ હિન્દુ એવું નામ કેમ આપ્યું હશે ?

**દામોદર**—પંજાબમાં સિંધુ નદી છે ને, એને એ લોકો હિન્દુ કહેતા; અને સિંધુની આસપાસના પ્રદેશમાં રહેતા આર્યોને પણ તેઓ હિંદુ કહેવા લાગ્યા.

**વિનુ**—હં ! હવે સમજાયું. મોટાભાઈ, બધા મળીને આપણે હિંદુઓ કેટલા હોઈશું ?

**દામોદર**—આપણા દેશમાં બધા મળીને લગભગ બાવીસ કરોડ હિંદુઓ છે; પણ જો હિંદીઓની વસ્તી ગણીએ, તો લગભગ તેત્રીસ કરોડ ઉપર થાય.

**વિનુ**—હિંદુઓની વસ્તી બાવીસ કરોડ, અને હિંદીઓની તેત્રીસ કરોડ, એટલે શું ? હિંદીઓ બધાજ હિંદુઓ નહિ ?

**દામોદર**—ના; હિંદીઓ એટલે તો હિંદ દેશમાં વસનારા બધા આવી જાય. એમાં તો હિંદુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી, જૈન, બધા આવી જાય. વિનુ, સામળકાકા આવ્યા.

**વિનુ**—આવો સામળકાકા, આવો.

**સામળ**—હા. વિનુ, આવ, મારી પાસે બેસ.

**વિનુ**—સામળકાકા, આજે કેમ વાર લગાડી ?

**સામળ**—આ રમણે વાર લગાડી. એ આ નકશો ઉઘાડીને બેઠો, તે શેય ઊઠેજ નહિ !

**વિનુ**—આ નકશામાં શું જોવાનું છે ?

**સામળ**—એમાં હિન્દુસ્તાનનાં શહેરો, નદીઓ, પર્વતો બતાવેલાં છે.

**વિનુ**—ભાઈ શું જોતો હતો ?

**સામળ**—ભાઈ નદીઓ જોતો હતો. રમણ તો એમજ માનતો હતો, કે ગંગા, જમના, સિંધુ, સતલજ, બ્રહ્મપુત્રા, વગેરે હિમાલયમાંથી નીકળતી નદીઓ સિવાય બીજી નદીઓ જ હિન્દુસ્તાનમાં નથી.

**વિનુ**—ભાઈ એટલું પણ ભૂલી ગયો, કે નર્મદા, તાપી, મહી, ને સાબરમતી નામની પણ નદીઓ છે ?

**રમણ**—એ તો ખબર હતી; પણ ગોદાવરી, મહાનદી, કૃષ્ણા, કાવેરી, તુંગભદ્રા—એ બધી નદીઓ કયાં આવી એની તને ખબર છે?

**વિનુ**—ના; તું કહે ને.

**રમણ**—દક્ષિણ હિંદુસ્તાનમાં આવી. અને વિનુ, તને ખબર છે?

**વિનુ**—શેની?

**રમણ**—આપણા દેશમાં ગ્યાસતેલ ક્યાં નીકળે છે? કોલસાની ખાણો કયાં છે?

**વિનુ**—હું નથી જાણતી. સામળકાકાએ તને કહ્યું હોય, તો મને પણ કહે ને.

**રમણ**—ગ્યાસતેલ બ્રહ્મદેશમાં નીકળે છે; અને કોલસાની ખાણો બંગાળા અને મધ્ય પ્રાંતોમાં છે; ખરું ને, સામળકાકા?

**સામળ**—હા. વિનુ, જો આ હિન્દુસ્તાનનો નકશો છે. આ હિમાલય; જોયો? અને વાંચ, આ બધી નદીઓનાં નામ વાંચ.

**વિનુ**—આ ગંગા; આ જમના; આ સિંધુ; આ બ્રહ્મપુત્રા; અને સામળકાકા, આ બધી કઈ નદીઓ?

**સામળ**—એ બધી સિંધુ નદીને મળનારી નાની નદીઓ છે. એ બધી એની શાખાઓ કહેવાય. જુઓ ત્યારે: અહીં એકંદરે નાની મોટી સાત નદીઓ છે; માટે આ પ્રદેશનું જૂનું નામ 'સપ્તસિંધુ'નો પ્રદેશ હતું.

**રમણ**—વિનુ, સમજી ને?

**સામળ**—વિનુ, આર્યો પ્રથમ આ પ્રદેશમાં આવીને વસ્યા. શરૂઆતમાં તો ત્યાં વસતા જંગલી લોકો જોડે એમને લડવું પડેલું; પણ પાછળથી બહુ સુખથી આર્યો અહીં વસ્યા. આ ભૂમિ બહુ પવિત્ર ગણાય છે.

**વિનુ**—એનું શું કારણ ?

**સામળ**—કારણ એ, કે આર્યોએ આપણા પવિત્ર વેદ અહીં રચ્યા.

**રમણ**—એમ કે ? આપણા વેદો આર્યોએ આ પ્રદેશમાં રચ્યા હતા ?

**સામળ**—હા; અને એ આર્યોએ અહીં વસીને ભગવાનની ભક્તિ ને તપ કર્યાં હતાં. ઉપનિષદ નામના ધર્મ-ગ્રંથો પણ અહીંજ રચાયા હતા.

**દામોદર**—સામળ, ઉપનિષદોમાં જે જ્ઞાન ભર્યું છે તેનો તો કોઈ પારજ પામી શકતું નથી.

**સામળ**—ત્યારે વેદોમાં પણ ક્યાં ઓછું જ્ઞાન છે ? વેદો તો સાક્ષાત્ પરમાત્માના જ રચેલા કહેવાય છે.

**વિનુ**—હેં સામળકાકા, વેદો કેટલા ?

**સામળ**—ચાર. પહેલો ઋગ્વેદ, બીજો યજુર્વેદ, ત્રીજો સામવેદ, ને ચોથો અથર્વવેદ.

**વિનુ**—તે એમ ચાર જુદા જુદા વેદ શા માટે ?

**સામળ**—દરેકમાં જુદું જુદું લખેલું છે. જો, ઋગ્વેદમાં પરમાત્મા અને દેવોની સ્તુતિઓજ આવેલી છે; યજુર્વેદમાં યજ્ઞના મંત્રો છે; સામવેદમાં જે મંત્રો છે તે બધા રાગમાં ગાવાના છે; અને અથર્વવેદમાં તો મારણતારણના મંત્રોજ ભરેલા છે. કોઇનું ભલું કરવું હોય, તો અમુક મંત્ર જપવો; કોઈનું બૂરું કરવું હોય, તો અમુક મંત્ર જપવો—એવું એવુંજ આપેલું છે.

**દામોદર**—સામળ, પણ હાલ અથર્વવેદના મંત્રોનો સાચો જાપ કરનાર કોઈજ રહ્યું નથી, હો.

**સામળ**—એ ઠીકજ થયું છે; નહિતર આજની પ્રજા

એ મંત્રોનો બહુ બૂરો ઉપયોગ કરે એમાં શંકાજ નહિ.

**વિનુ**—અને હેં સામળકાકા, સામવેદમાં શું આવે છે ?

**સામળ**—એમાં દેવોને પ્રસન્ન કરવાના મંત્રો છે; પણ એ બધા ગાયનમાં ઉતારેલા છે; એટલે કે એ મંત્રો સરસ રાગથી ગાઈ શકાય છે.

**દામોદર**—વિનુ, તને યાદ નથી ? એક વાર માતાજીના દહેરામાં હવન થતો હતો તે જોવા આપણે ગયા હતા; અને તે વખતે તારા મામા પેલા ગૌરીશંકર શુક્લ કેવા રાગથી મંત્રો ભણતા હતા !

**વિનુ**—હા, હા ! અને મોટાભાઈ, તે વખતે મારા મામા હાથના કેવા લહેકા કરતા હતા !

**રમણ**—ઓહો ! આપણા આર્યો ઘણું લખી ગયા છે. ચાર વેદ, ઉપનિષદો, અને બીજું કાંઈ છે કે ?

**સામળ**—હા. બીજા સૂત્રગ્રંથો, સ્મૃતિગ્રંથો, છ દર્શનો, રામાયણ ને મહાભારત જેવા ઇતિહાસના બે ધર્મગ્રંથો અને અઢાર પુરાણો–એ બધા ગ્રંથો આપણા આર્યો લખી ગયા છે.

**રમણ**—હેં ! એ બધામાં શું આવે છે ?

**સામળ**—બધાયમાં ધર્મ અને ભગવાનનીજ વાર્તા કહી છે. સૂત્રગ્રંથોમાં ટૂંકા ટૂંકા વાકયોમાં ઘણું ઘણું કહી નાખ્યું છે. વાકય હોય ચાર અક્ષરનું, ને એને સમજાવવા બેસીએ તો બસે પાનાનો ગ્રંથ ભરાય; સ્મૃતિગ્રંથોમાં લોકોએ ને રાજાએ પાળવાના ધર્મો લખ્યા છે; છ દર્શનોમાં ભગવાનનાં દર્શન કરવાના છ જુદા જુદા રસ્તાઓ વર્ણવ્યા છે; અઢાર પુરાણોમાં દેવદેવીઓની અને ભગવાનની અનેક વાતો લખેલી છે. રામાયણમાં રામચંદ્રજીની ને મહાભારતમાં કૌરવપાંડવોની કથા આવે છે.

**રમણ**—છ દર્શનોનાં નામ હશે ને ?

**સામળ**—હા. સાંખ્ય, યોગ, વૈશેષિક, ન્યાય, પૂર્વ-મીમાંસા, અને ઉત્તરમીમાંસા–આ છ દર્શનો. એ દરેકમાં ભગવાનનાં દર્શનની જુદી જુદી રીત બતાવી છે.

**દામોદર**—સામળ, આપણા આર્યો જેટલું ધર્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાન તો આજે પણ બીજી કોઈ પ્રજામાં નથી.

**સામળ**—તેમાં તો આપણી આર્ય પ્રજા આજે પણ જીવતીજાગતી છે. બાકી દુનિયા ઉપર તો અનેક પ્રજાઓ થઈ ગઈ, એમના અનેક ધર્મો થઈ ગયા, અને એ બધું ભૂંસાઈ પણ ગયું. એક આર્ય પ્રજાજ એવી રહી છે, કે જે ગમે તેટલી પડતીમાં પણ પોતાનો ધર્મ ચૂકી નથી. ધર્મનાં મૂળ આપણામાં બહુ ઊંડાં છે.

**દામોદર**—ધર્મનાં મૂળ પણ ઊંડાં છે, અને આર્ય પ્રજાએ દાખલ કરેલો સુધારો પણ અચળ છે.

**સામળ**—આર્ય પ્રજાના સુધારાની તો શી વાત કરવી ! એ સુધારાના વખાણ તો આજે સુધરેલી ગણાતી પ્રજાઓ પણ મોંફાટ કરી રહી છે.

**રમણ**—હેં મોટાભાઈ, એવો કયો સુધારો ?

**દામોદર**—આપણી જે વર્ણવ્યવસ્થા અને આશ્રમ-વ્યવસ્થા છે, એ આર્ય પ્રજાએ દાખલ કરેલો સુધારો છે. ધર્મનું ચિંતન ઋષિમુનિઓએ બહુ કર્યું છે, પણ આખી આર્ય પ્રજા ધર્મી બને, બળવાન બને, પુરુષાર્થી બને તે માટે એ ઋષિમુનિઓએ વર્ણવ્યવસ્થા ને આશ્રમવ્યવસ્થા જેવી રીતો પ્રજામાં દાખલ કરી દીધી છે.

**રમણ**—પણ વર્ણવ્યવસ્થા અને આશ્રમવ્યવસ્થા એટલે શું ?

દામોદર—વર્ણવ્યવસ્થા એટલે સમાજમાં જે ચાર વર્ણ-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર-ની ગોઠવણ કરી છે તે; અને આશ્રમવ્યવસ્થા એટલે ચાર આશ્રમો-બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સંન્યસ્ત-ની ગોઠવણ કરી છે તે.

સામળ—વાહ, વાહ! ઋષિમુનિઓએ શી વ્યવસ્થા કરી છે! વર્ણવ્યવસ્થા વિના કોઈ પ્રજાને ચાલે જ નહિ; અને આશ્રમવ્યવસ્થા વિના કોઈ માણસનું જીવન સુધરે જ નહિ. એ બે ગોઠવણો તો ખરેખરી લાભની છે.

રમણ—સામળકાકા, મને તો એમાં કશી સમજણ ન પડી. વિનુ, તને પડી?

વિનુ—ના, ભાઈ. કશી ન પડી.

સામળ—અરે! શું ન પડી? જુઓ, આપણામાં કેટલાક બ્રાહ્મણ કહેવાય છે; કેટલાક ક્ષત્રિય કહેવાય છે; વેપાર કરનારા વાણિયાઓ વૈશ્ય કહેવાય છે; અને સેવા કરનારા શૂદ્રો કહેવાય છે; એટલું તો જાણો છો ને?

રમણ—હા; પણ એથી લાભ શો?

સામળ—લાભ? ઘણો લાભ. જુઓ, દેશનું રક્ષણ કરવું હોય, તો લડનારા તો જોઈએ જ ને?

રમણ—હા.

સામળ—ત્યારે એ બધા ક્ષત્રિયો કહેવાય. ક્ષત્રિયો ન હોય, તો આપણને ચાલે?

રમણ—ન જ ચાલે.

સામળ—ત્યારે કોઈ વેપારવણજ કે ખેતીવાડી ન કરે, તો શું થાય?

વિનુ—તો તો ભૂખે જ મરીએ.

**સામળ**—વાહ, દીકરી! ત્યારે બોલો, વૈશ્યોની પણ જરૂર ખરી જ ને?

**રમણ**—હા.

**સામળ**—ત્યારે મજૂરી કરનાર પણ કોઈક જોઈએ જ ને?

**રમણ**—હા.

**સામળ**—એ જ શૂદ્રવર્ગ; અને જુઓ, સાંભળો: બધા ય વર્ણને ધર્મનો ઉપદેશ આપવો, સારું શું ને નરસું શું–એનું ભાન કરાવવું, વિદ્યા ભણવી ને ભણાવવી–એ બધું કરનાર પણ હોય તો જ ઠીક ને?

**રમણ**—હા; અને એ કામ કરનારા બ્રાહ્મણો ને?

**સામળ**—ખરો મારો દીકરો! હવે સમજ્યો. સમાજમાં આ ચાર વર્ણ ન હોય, તો સમાજ ટકી શકે? ન ટકી શકે હો. ચારે વર્ણના માણસો હોય, અને એ બધા પોતપોતાના વર્ણના ધર્મ પાળતા હોય, તો જ સમાજ નભી શકે; બાકી તો એક ઘડી પણ એ સમાજ ન ટકી શકે.

**દામોદર**—સામળ, પણ આજે આપણામાં તો એ ચાર વર્ણ નામના જ રહ્યા છે. સૌ પોતપોતાના ધર્મ ભૂલી બેઠા છે.

**સામળ**—અને તેથી તો આપણે આજે મરવાની આળસે જીવીએ છીએ. આપણી આશ્રમવ્યવસ્થામાં પણ સાપ ગયા ને લીસોટા રહ્યા જેવું થયું છે.

**રમણ**—સામળકાકા, આશ્રમવ્યવસ્થાનું બધું સમજાવો ને?

**સામળ**—જેટલી વર્ણવ્યવસ્થા સમાજને ઉપયોગી, તેટલી આશ્રમવ્યવસ્થા દરેક માણસને ઉપયોગી છે. સમાજ ટકાવવા માટે ચારે વર્ણો જોઈએ, તેમ જીવન સુંદર બનાવવા

માટે ચારે આશ્રમો દરેક માણુસે પાળવા જોઈએ. બ્રહ્મચર્યાશ્રમમાં વિદ્યા ભણી લેવી જોઈએ; ગૃહસ્થાશ્રમમાં ઘરસંસાર ચલાવવો જોઈએ; વાનપ્રસ્થાશ્રમમાં વનમાં જઈ પ્રભુભક્તિ કરવી જોઈએ; અને સંન્યસ્તાશ્રમમાં સર્વ સંસારનો ત્યાગ કરી ભગવાં પહેરી લેવાં જોઈએ. દરેક માણુસ આ ચાર આશ્રમોના ધર્મ બરાબર પાળે, તો એનું જીવતર સુધરી જાય.

**દામોદર**—પણુ આજે કોણુ એ બધું પાળે છે? આજે તો સડેલો ગૃહસ્થાશ્રમ એકલો જ રહ્યો છે. શિવ! શિવ!

**સામળ**—છતાં નામના પણુ આશ્રમ ને વર્ણો રહ્યા છે, તો કોઈક દિવસ એમાં નવા પ્રાણુ આવશે; અને લોકો જાગશે.

**રમણુ**—હેં મોટાભાઈ, આજે તો ચાર વર્ણુને બદલે ઘણા વર્ણો હોય એમ લાગે છે.

**દામોદર**—આજે તો ચારના ચોર્યાસી વર્ણો થઈ ગયા છે. ભાગલા પડતા જ ગયા છે; એનો સુમાર જ રહ્યો નથી.

**વિનુ**—( દામોદરને ધીમેથી ) મોટાભાઈ, સામળકાકાને કહો ને, કે રામાયણુની ને મહાભારતની વાતો કહે.

**સામળ**—શું કહે છે, વિનુ? મને નહિ કહે કે?

**વિનુ**—હું મારા મોટાભાઈને એમ કહું છું, કે સામળકાકા રામાયણુની ને મહાભારતની વાતો ક્યારે કહેશે?

**સામળ**—કહીશ, હો બહેન! એ રામાયણુ ને મહાભારતના મોટા ગ્રંથો પણુ આપણા આર્ય ઋષિઓએજ લખ્યા છે. વાલ્મીકિજીએ રામાયણુ રચ્યું છે; અને વ્યાસજીએ મહાભારત રચ્યું છે. ઓહો! અને એ બે ગ્રંથોમાં તો પાર વિનાનું લખી નાખ્યું છે. એ બે ઈતિહાસના ગ્રંથો છે એટલું જ નહિ, પણુ ધર્મના પણુ ગ્રંથો છે.

**વિનુ**—સામળકાકા, એ બધી વાત કહોને. ક્યારે કહેશો?

**સામળ**—વિનુ, તને એ તો યાદ રહ્યું ને, કે આર્યો આ દેશમાં આવીને પ્રથમ કયાં વસ્યા? એમણે શું શું રચ્યું?

**વિનુ**—હા; એ બધું યાદ છે. બોલી જાઉં?

**સામળ**—ના; પછી એ આર્યો ઘણા કાળ સુધી સુખમાં વસ્યા; અને એ વખતમાં જે બે મોટા બનાવો બન્યા તેની બધી હકીકત રામાયણ ને મહાભારતમાંથી મળે છે.

**વિનુ**—હા, સમજી, હવે રામાયણની ને મહાભારતની વાત કરો.

**સામળ**—આજે નહિ; આવતી કાલે, હો.

## વિસામો ૨ જો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો ]

### : : સવાલો : :

૧. હિંદુ અને હિંદી એટલે શું? હિંદમાં હિંદુ કેટલા ને હિંદી કેટલા?
૨. હિંદુસ્તાનની આવડે તેટલી નદીઓનાં નામ આપો.
૩. હિંદુસ્તાનના કયા ભાગમાં ગ્યાસતેલ અને કોલસા નીકળે છે.
૪. પંજાબમાં અને બંગાળામાં કયો પાક વધારે થાય છે?
૫. વેદ કેટલા? નામ આપો; અને દરેકમાં શું શું આવે છે?
૬. આર્યોએ લખેલા ગ્રંથોનાં નામ આપો.
૭. ૭ દર્શનશાસ્ત્રોનાં નામ કહો.
૮. વર્ણવ્યવસ્થા અને આશ્રમવ્યવસ્થા સમજાવો; અને એ બે વ્યવસ્થાઓના લાભ જણાવો.
૯. રામાયણ કોણે રચ્યું છે? મહાભારત કોણે?

## મિજલસ ૩૭

**દામોદર**—સામળ, કહે છે કે બંગાળી લોકો ઘઉં તો મુદ્દલ ખાતા નથી, ખરી વાત?

**સામળ**—હા; એ લોકો તો ભાતજ બહુ ખાય. ત્યાં બંગાળામાં ને બ્રહ્મદેશમાં ચોખા બહુ થાય છે; તેથી એ લોકોનો ચોખા એ જ મુખ્ય આહાર છે. મદ્રાસના મદ્રાસીઓ પણ ચોખાનો આહાર વિશેષ કરે છે.

**દામોદર**—ઘઉંનો ખોરાક પંજાબમાં બહુ છે.

**સામળ**—હા; પંજાબમાં નર્યો ઘઉં જ થાય છે. ઓહો! આખી દુનિયાને પૂરો પડે એટલો બધો ઘઉંનો પાક પંજાબમાં થાય છે.

**દામોદર**—પંજાબમાં પાણીની બહુ છત છે. સાત સાત તો નદીઓ વહે છે.

**સામળ**—અને વળી એમાંથી કેટલીએ નહેરો ખોદીને ખેતરોને પાણી પૂરું પાડવામાં આવે છે એ વધારામાં.

**રમણ**—સામળકાકા, ક્યાંથી પંજાબમાં આવ્યું? મારા

પુઆ કહેતા હતા, કે કરાંચીના બંદર ઉપર ઘઉંની ગુણોની ગુણો પડેલી હોય છે.

**સામળ**—એ વાત સાચી; કારણ કે પંજાબનો બધો ઘઉં કરાંચી બંદરેથી જ પરદેશ ચડે છે; પણ કરાંચી પંજાબમાં નથી આવ્યું. જો, આ નકશો. કરાંચી તો આ સિંધદેશનું બંદર છે.

**રમણ**—(નકશામાં જોતાં) સામળકાકા, આ નદી છે એ સિંધુ ને? કરાંચી સિંધુ નદી ઉપર આવેલું જણાય છે.

**સામળ**—હા.

**વિનુ**—સામળકાકા, કરાંચીની વાત મૂકી દઈને ગઈ કાલની રામાયણની વાત શરૂ કરો ને.

**રમણ**—રામાયણની વાત તો વિનુ, તને નથી આવડતી? મોટાભાઈએ આપણને નથી કહી? મને તો બધી યાદ છે. મહાભારતની વાત પણ મોટાભાઈએ કહેલી મને યાદ છે.

**વિનુ**—યાદ હોય, તો રામાયણની બધી વાત કહી જા, જોઉં. જાણું છું, તું બહુ હોશિયાર છે તે!

**રમણ**—સાંભળ ત્યારે લે; કહું છું: દશરથ નામે અયોધ્યાના રાજા હતા. એમને ત્રણ રાણીઓ હતી–કૌશલ્યા, સુમિત્રા, અને કૈકેયી. કૈકેયી દશરથને બહુ વહાલી હતી. દશરથરાજાને ચાર દીકરા હતા. કૌશલ્યાના રામ, સુમિત્રાના લક્ષ્મણ ને શત્રુઘ્ન, અને કૈકેયીના ભરત....હેં સામળકાકા, આ દશરથ, રામ, બધા આર્યો જ ને?

**સામળ**—હા. રામાયણ ને મહાભારતમાં તે વખતના આર્યોની જ બધી હકીકત છે. તું તારી વાત આગળ ચલાવ.

**રમણ**—પછી દશરથરાજા ઘરડા થયા, ત્યારે રામને ગાદીએ બેસાડવાનું નક્કી કર્યું; અને બધી તૈયારી કરી ત્યાં

કૈકેયીએ એક વિઘ્ન ઊભું કર્યું.

**વિનુ**—કોની શિખવણીથી ? કહો, જોઉં.

**રમણ**—મંથરા નામની ખંધી ને ખૂંધી દાસીની.

**વિનુ**—મનેય આવડતું'તું, ભા !

**રમણ**—કૈકેયી રીસાઈ; દશરથરાજા એને મનાવા આવ્યા, ત્યારે એણે બે વરદાન માગ્યાં. એક વરદાનથી એવું માગ્યું, કે રામને ચૌદ વર્ષ સુધી વનમાં મોકલો; અને બીજા વરદાનથી માગ્યું, કે મારા પુત્ર ભરતને અયોધ્યાની ગાદી આપો. દશરથે એ વાત કબૂલ કરી.

**સામળ**—શા માટે દશરથે એ વાત કબૂલ કરી ?'

**રમણ**—કૈકેયી એની વહાલી રાણી હતી માટે.

**સામળ**—ના; દશરથ રાજાએ અગાઉ એક વાર કૈકેયીને બે વરદાન આપ્યાં હતાં; અને કૈકેયીએ એ બે વરદાનો કોઈ વાર માગીશ એમ તે વખતે કહ્યું હતું; પછી એણે આ વખતે તે વરદાનો માગી લીધાં.

**વિનુ**—સામળકાકા, દશરથરાજાએ શા માટે એ બે વરદાનો આપેલાં ?

**સામળ**—હા, એ કથા જાણવા જેવી છે. એક વાર દશરથરાજા દુશ્મનો સાથે લડાઈ લડતા હતા. તે વખતે એમના રથનું એક પૈડું બહાર નીકળી જવાની અણી ઉપર હતું; અને એ નીકળી ગયું હોત, તો દુશ્મનો ફાવી જાત; પણ તે વખતે શૂરી કૈકેયીએ પોતાની આંગળી ભરાવીને પૈડાને બહાર નીકળી જતાં અટકાવ્યું. કૈકેયીની આ બહાદુરીથી પ્રસન્ન થઈ દશરથે એને બે વરદાનો માગવાનું કહ્યું હતું. રમણ, હવે તારી વાત આગળ ચલાવ.

**રમણ**—પછી તો રામચંદ્રજી પિતાનું વચન પાળવાની ખાતર વનમાં ગયા. સાથે લક્ષ્મણ ને સીતાજી પણ ગયાં.

**સામળ**—વાહ ! વાહ ! સીતાજી કેવાં ? પોતાના પતિ વનમાં ગયા, તો પોતે પણ એમની સાથે વનમાં ગયાં. પતિને સુખે સુખ, ને દુઃખે દુઃખ એ જ સતીઓનો ધર્મ છે. વાહ ! સીતાજી ! વાહ !

**વિનુ**—અને સામળકાકા લક્ષ્મણની વાહવાહ નહિ કે? એ પણ ભાઈની સાથે વનમાં ગયા હતા ને ?

**સામળ**—લક્ષ્મણ જેવો ભાઈ થયો નથી, ને થવાનો નથી.

**રમણ**—પણ સામળકાકા, ભરતની ભક્તિ કાંઈ જેવી તેવી હતી? રામચંદ્રજી વનમાં ગયા, તો ભરતજીએ રાજ્ય તો ન લીધું, પણ પોતે ભાઈની શોધ કરવા નીકળ્યા; અને રામચંદ્રજી વનમાંથી પાછા ન આવ્યા, ત્યાંસુધી પોતે અયોધ્યામાં પગ પણ ન મૂક્યો. બોલો ત્યારે, ભરતની ભક્તિ કાંઈ ઓછી હતી?

**સામળ**—ભરત તો ભરત જ હતો. એનો જોટો તો ક્યાંઈ મળે તેમ નથી. ભરતના ય વખાણ કરીએ એટલા ઓછા છે. ભક્તિ તો ભરતની જ એમાં ના નહિ. રમણ, પછી આગળ શું થયું ?

**રમણ**—પછી રામ, લક્ષ્મણ, ને સીતાજી વનમાં પંચવટીમાં રહેતાં હતાં...........

**સામળ**—(નકશો બતાવીને) પંચવટી હું જોઈ આવ્યો છું. આ ગોદાવરીને કાંઠે નાશિક છે, ત્યાં પંચવટી આવેલી છે.

**રમણ**—એવામાં બન્યું એવું, કે લંકાનો રાજા રાવણ સાધુવેષે આવીને સીતાજીને ઉપાડી ગયો.

**વિનુ**—સોનાના મૃગની તો વાત જ ઉડાવી દીધી. કેમ

ખરું કે નહિ, સામળકાકા ?

**રમણ**—મને એ બધી વાત આવડે છે; પણ હું તો ટૂંકાણુમાં કહું છું. રાવણનો મામો મારિચ સોનાનો મૃગલો બનીને આવ્યો હતો, અને રામલક્ષ્મણને સીતાજીની મઢૂલીથી દૂર દૂર લઈ ગયો હતો. અમને શું નહિ આવડતું હોય ?

**સામળ**—તું તારી વાત આગળ ચલાવ ને.

**રમણ**—પછી રામચંદ્રજીએ સુગ્રીવ, હનુમાન, અંગદ, અને વાનર નામની જાતિની મદદ લઈને લંકા ઉપર હલ્લો કર્યો.

**વિનુ**—વાલિની તો વાતજ ન કરી; અને સમુદ્ર ઉપર પથરા તરાવ્યાની વાત પણ ઉડાવી દીધી. ભાઈ કેવો છે !

**રમણ**—સામળકાકા, ટૂંકાણુમાં કહેતા હોઈએ ત્યાં એ બધી વાત ક્યાંથી કહેવી ? એમ તો શબરીનાં બોરની વાત પણ કહેવી જોઈએ.

**વિનુ**—સીતાજીના સ્વયંવરની અને શિવજીના ધનુષ્ય ભાંગ્યાની વાત પણ તેં નથી કરી. ભાઇ, હું બધુંય જાણું છું.

**રમણ**—ટૂંકાણુમાં કહેવા બેસીએ, ત્યારે એ બધી વાતો મૂકી દેવી જોઈએ; કેમ ખરું ને, સામળકાકા ?

**સામળ**—હા; પણ લંકા ઉપર હલ્લો કર્યા પછી શું બન્યું ?

**રમણ**—પછી રામચંદ્રજીએ રાવણને માર્યો. એના ભાઈ કુંભકર્ણને માર્યો, ઇન્દ્રજીતને માર્યો........

**વિનુ**—ઇન્દ્રજીતને તો લક્ષ્મણે માર્યો હતો.

**રમણ**—હા; પણ એ મરાયો તો ખરોજ ને. બધા રાક્ષસોનો કચ્ચરઘાણ નીકળી ગયો. અને આખરે સીતાજીને લઈ રામચંદ્રજી અયોધ્યામાં પાછા આવ્યા.

**સામળ**—લંકાનું રાજ્ય કોને સોંપ્યું હતું ?

**રમણ**—રાવણના ભાઇ વિભીષણને. વિભીષણ દુષ્ટ રાક્ષસ રાવણનો પક્ષ તજીને રામના પક્ષમાં ભળ્યો હતો. વિભીષણ કેવો ?

**સામળ**—સાચો સત્યાગ્રહી. સગા ભાઈનો પણ એણે ખોટો પક્ષ ન કર્યો.

**રમણ**—હજી આગળ વાત છે, હો. કહું છું. અયોધ્યામાં આવ્યા પછી એક દિવસે રામચંદ્રજીએ સાંભળ્યું, કે રાવણને ત્યાં રહી આવેલાં સીતાજીને સંઘરવાથી લોકો મારું બહુ બૂરું બોલે છે. આ ઉપરથી લોકોને રીઝવવા ખાતર રામે સીતાનો પણ વનમાં ત્યાગ કર્યો.

**સામળ**—પછી રામ બીજી સ્ત્રી પરણ્યા હતા ?

**વિનુ**—ના રે !

**રમણ**—અશ્વમેધ યજ્ઞ કર્યો, ત્યારે સીતાજીને સ્થાને રામે એમની સોનાની મૂર્તિ બેસાડી હતી; પણ ફરી પરણ્યા તો નહોતા જ.

**સામળ**—સીતાજી જેવાં પતિવ્રતા હતાં, તેવા જ રામ એકપત્નીવ્રત પાળનારા હતા. રામ જેવા રાજા થયા નથી, ને થવાના પણ નથી. રામરાજ્ય જેવું સુખ તો કોઈ કાળે ન હતું.

**વિનુ**—પણ રાવણ રાજા કેટલો બધો ખરાબ હતો ? એણે સીતાજીને કેટલું બધું દુઃખ આપ્યું હતું ?

**સામળ**—એવા દુષ્ટની દશા પણ આખરે કેવી બૂરી થઈ ? રાવણ હતો તો વિદ્વાન; પણ અહંકારી અને રાક્ષસી ગુણોવાળો હતો. એની બુદ્ધિ બગડી તેની સાથે એના કુળની ને સોનાની લંકાની પણ પાયમાલી થઈ.

**વિનુ**—હેં સામળકાકા, રાવણને દશ માથાં હતાં એ

સાચી વાત ?

**સામળ**—એ વખતમાં કોઈને એકથી વધારે માથાં હતાં એવું જાણ્યું નથી; છતાં રાવણને દશ માથાં હતાં એમ લખેલું છે એ વાત મને તો વિચિત્ર લાગે છે. કદાચ એમ હોય, કે દશ માણસ જેટલાં બળબુદ્ધિ એના એકલામાં હોય; અને તે બતાવવા માટે દશ માથાની કલ્પના કરી હોય; અથવા કોઈ કહે છે તેમ, એના નવ મંત્રી ને દશમો પોતે એમ દશ જણા લંકાનો રાજ્યવહિવટ ચલાવતા હતા, તેથી એ દશમુખી સત્તા બતાવવા ખાતર રાવણના દશ માથાં કલ્પ્યાં હશે. દામોદર, છોકરાંઓને રામાયણની વાત તો બધી જ યાદ છે.

**દામોદર**—મહાભારતની કથા પણ યાદ જ હશે. એકથી વધારે વાર એ બન્ને કથાઓ મેં છોકરાઓને કહી સંભળાવી છે; અને ખૂબી એ છે, કે છોકરાંઓને આ કથા સાંભળતાં કંટાળો જ આવતો નથી.

**સામળ**—ચાલો ત્યારે; મહાભારતની કથા કોણ કહેશે ?

**રમણ ને વિનુ**—હું કહીશ.

**સામળ**—આ વખતે વિનુ કહે. બોલ વિનુ, મહાભારત કોણે રચ્યું છે ?

**વિનુ**—વ્યાસજીએ. બધી કથા કહું ?

**સામળ**—હા, કહે.

**વિનુ**—મહાભારતમાં પાંડવો અને કૌરવોની વાત આવે છે. પાંડવો પાંચ ભાઈ હતા–યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, સહદેવ, ને નકુલ; અને કૌરવો સો ભાઈ હતા. સૌથી મોટો દુર્યોધન અને એથી નાનો દુ:શાસન હતો. પાંડવો ને કૌરવો પિત્રાઈ ભાઈઓ હતા. એમની વચ્ચે હસ્તિનાપુરની ગાદી માટે તકરાર

થઈ. કૌરવોએ વેરઝેરથી પાંડવોને મારી નાખવા બહુએ કર્યું, પણ ફાવ્યા નહિ.

**રમણ**—કુંતા, માદ્રી, કે ગાંધારી વિષે તો વિનુએ કશું કહ્યુંજ નહિ; ભૂલીજ ગઈ.

**વિનુ**—ના, ભૂલી નથી. કુંતાજી યુધિષ્ઠિર, ભીમ, અને અર્જુનની માતા હતાં; માદ્રી સહદેવ ને નકુલની માતા હતાં; અને ગાંધારી સો કૌરવોની માતા હતાં. પાંચ પાંડવોના પિતાનું નામ પાંડુ હતું; અને કૌરવોના પિતાનું નામ ધૃતરાષ્ટ્ર હતું. ધૃતરાષ્ટ્ર જન્મથી આંધળા હતા.

**રમણ**—સામળકાકા, વિનુ વાતનો કેવો ગોટાળો કરે છે ? મને કહેવા દો ને.

**સામળ**—ગોટાળો કશો કર્યો નથી. વિનુ, તું તારી વાત આગળ ચલાવ.

**વિનુ**—પાંડવો ને કૌરવો વચ્ચે વેર હતું; તેથી એક દિવસે કૌરવોએ પાંડવોને જૂગઠામાં હરાવી એમનું નાનકડું રાજપાટ લઈ લીધું; અને એ પાંચેને અને સતી દ્રૌપદીને તેર વર્ષ સુધી વનમાં મોકલ્યાં.

**રમણ**—લાખાગૃહની વાત કે મચ્છવેધની વાત તો જાણે ખાઈજ ગઈ!

**વિનુ**—છો ખાઈ ગઈ. (હસીને) ભૂખ લાગી છે ખરીને તે ખાઈ જઈએ ! ટૂંકાણુમાં તો એમજ વાત થાય ને, સામળકાકા ?

**સામળ**—હા દીકરી, હા.

**વિનુ**—પછી તેર વર્ષ સુધી પાંડવો બીચારા વનમાં રઝળ્યા. દ્રૌપદીએ ન સહી શકાય એવાં સંકટો સહ્યાં; અને આખરે મુદત પૂરી થઈ, ત્યારે પાંડવોએ કૌરવો પાસે રાજ્યમાં

થોડોક હિસ્સો માગ્યો; પણ પાપી કૌરવોએ એક ગામડું પણ ન આપ્યું. કૃષ્ણભગવાને પાંડવો વતી દુર્યોધનને બહુએ સમજાવ્યો; પણ એ પાપિયો એકનો બે ન થયો.

**રમણ**—વચમાં ઘણું ઘણું કહેવાનું તો રહી ગયું.

**વિનુ**—છો રહી ગયું. પછી આખરે દુર્યોધન માન્યો નહિ, ત્યારે બન્ને વચ્ચે મહાભારત યુદ્ધ થયું. બન્ને બાજુએ જબરી જબરી સેનાઓ ભેગી થઈ હતી. અઢાર દિવસ એ યુદ્ધ ચાલ્યું તેમાં છેવટે કૌરવો બધા કપાઈ મુઆ, અને પાંડવો જીત્યા.

**રમણ**—ભીષ્મપિતામહની કે કર્ણની તો વાતજ ભૂલી ગઈ.

**વિનુ**—મને નથી આવડતી એમ તું કહે છે ?

**રમણ**—હાસ્તો; આવડતી હોય, તો કહે નહિ ?

**વિનુ**—ભીષ્મપિતામહ અને કર્ણ બન્ને દુર્યોધનના પક્ષના હતા; અને કર્ણ તો કુંતાજીનો પુત્ર હતો, પણ એ વાત એ જાણતો ન હતો. છેવટે યુદ્ધ વખતે એણે એ વાત જાણી હતી.

**સામળ**—વિનુ, ભીષ્મપિતામહની આખી વાત આવડે છે ?

**વિનુ**—આખી વાત નથી આવડતી.

**રમણ**—હું કહું, સામળકાકા ?

**સામળ**—કહે જોઉં.

**રમણ**—ભીષ્મપિતામહ શાન્તનુ રાજાના દીકરા, ખરુંને ?

**સામળ**—હા; અને પાંડવકૌરવોના દાદા થાય.

**રમણ**—હા. એક વાર શાન્તનુ રાજાને એક માછીની કન્યાને પરણવાનું મન થયું; એ કન્યાનું નામ મત્સ્યગંધા; મત્સ્યગંધાએ એવી શરત કરી, કે મારા છોકરાને રાજપાટ મળે, તોજ પરણું. આવી આકરી શરતથી શાન્તનુ મૂંઝાયો; પણ

જ્યારે ભીષ્મને એ વાતની ખબર પડી, ત્યારે એણે કહ્યું, કે મારે રાજપાટ જોઈતું નથી; અને કદાચ મારા છોકરાઓ રાજપાટ મેળવવા માટે ટંટોફિસાદ કરે એવો શક રહેતો હોય, તો હું આજથી પ્રતિજ્ઞા લઉં છું, કે હું જીવનભર કુંવારો રહીશ.

**સામળ**—શાબાશ છે, ભીષ્મને ! ભીષ્મ જેવો ત્યાગી બીજો કોણ થયો છે ? રાજપાટનાં ને સંસારનાં સુખને પણ એણે તજ્યાં. વાહ ! આવી આકરી પ્રતિજ્ઞા કોણ લઈ શકવાનું હતું ?

**દામોદર**—એવી આકરી પ્રતિજ્ઞા જો કોઈ આજે લે છે, તો આપણે ભીષ્મને યાદ કરી કહીએ છીએ, કે ફલાણે તો ભાઈ, ભીષ્મપ્રતિજ્ઞા લીધી છે.

**સામળ**—ભીષ્મપ્રતિજ્ઞા લેવી એ કાંઈ જેવાતેવાનું કામ નથી. મર્દ હોય તેજ એવી પ્રતિજ્ઞા લઈ શકે.

**રમણ**—સામળકાકા, પછી મત્સ્યગંધા શાન્તનુને પરણી હતી, હો.

**સામળ**—પછી તો પરણેજને ? પણ હેં વિનુ, જ્યારે મહાભારતનું યુદ્ધ મંડાયું, ત્યારે અર્જુને પ્રથમ લડવાની ના પાડી હતી, એ તને ખબર છે ને ?

**વિનુ**—હા. અર્જુનને થયું, કે અરે ! મારે મારાં ભાંડુઓને અને સગાંવહાલાંઓને શા માટે મારવાં ? આ હત્યા કરવા કરતાં વનમાં ચાલ્યા જવું સારું.

**સામળ**—પછી એને કોણે સમજાવ્યો ?

**વિનુ**—કૃષ્ણભગવાને. અર્જુનના એ સારથિ હતા. એમની ઉંમર તે વખતે સોએક વર્ષની હશે. અર્જુનને એમણે સમજાવ્યો, કે અરે ગાંડિયા ગાંડીવધારી ! તું તે કોણ મારનારો ? મારનારો ને જીવાડનારો તો એક પરમાત્માજ છે. તારે તો તારું લડાઈનું

કામ કરવાનું છે તે કર; નહિ કરે, તો લોકો તને બીકણુ ને બાયલો ગણુશે.

**સામળ**—વાહ ! વાહ ! છોકરી બહુ સારું સમજી છે ને શું ! પછી શું થયું ?

**વિનુ**—પછી વળી કૃષ્ણે અર્જુનને કહ્યું, કે સૌએ પોતપોતાનાં જન્મથી મળેલાં કામો કરવાંજ જોઈએ; અને તારે પણ લડાઈનું કામ કરવુંજ જોઈએ; પણ છતાં એમ ન માનવું જોઈએ, કે આ બધું હું કરું છું. કરતાહરતા તો એક પરમેશ્વરનેજ માનવા. આપણે તો જે કામ કરવાં તે પ્રભુની ખાતર કરવાં; અને સારુંનરસું જે ફળ આવે તે હોંશથી ભોગવવું.

**સામળ**—વાહ ! વાહ ! મારી દીકરી !

**વિનુ**—પછી અર્જુન બધું સમજી ગયો; અને એવો બહાદુરીથી લડયો, કે અઢાર દિવસમાં આખી કૌરવસેનાને મારી નાખી.

**સામળ**—વિનુ, અભિમન્યુની વાત આવડે છે ને ?

**વિનુ**—હા. મોટાભાઈએ પ્રેમાનંદ કવિનું અભિમન્યુ આખ્યાન વાંચી સંભળાવ્યું હતું. કેમ ખરુંને, રમણ ?

**રમણ**—હા.

**દામોદર**—સામળ, ભાઈભાઈઓ વચ્ચે કેવા કજિયા થાય છે, અને દુષ્ટ લોકો સારા માણસોને કેવા હેરાન કરવા મથે છે, એનું બહુ સુંદર વર્ણન મહાભારતમાં કર્યું છે; પણ આખા મહાભારતનો સાર તો છેવટે એટલોજ છે, કે જ્યાં ધર્મ છે, ત્યાંજ જય છે; ને જ્યાં અધર્મ છે, ત્યાં નાશ છે.

**સામળ**—મહાભારતમાં શું નથી કહ્યું એજ કોઈ કહી શકે તેમ નથી. જે મહાભારતમાં છે તે જ બીજે છે; અને

જે એમાં નથી તે બીજે કોઈ ઠેકાણે નથી, એ ચોક્કસ માનજો. વ્યાસજીએ મહાભારત રચીને તો હદ કરી છે.

**દામોદર**—અને ભગવદ્‌ગીતાની બરોબરી કયો ગ્રંથ કરી શકે તેમ છે?

**સામળ**—અરે! એ નાનકડા ગ્રંથમાં જે અમૂલ્ય ઉપદેશ ભર્યો છે તેવો ઉપદેશ તો જગતના કોઈ પુસ્તકમાં જડવો મુશ્કેલ છે. ગીતા તો જગત આખાને ગમી ગયેલું પુસ્તક છે.

[ વિનુની બા પાણીનો લોટો લઈને આવે છે. ]

**વિ૦ બા**—પાણીબાણી પીશો ને, સામળભાઈ?

**સામળ**—હા. લાવો, ભાભી. તમને કાંઈ ના પડાશે?

**વિ૦ બા**—છોકરાંઓને તમે ઠીક આનંદ આપો છો. રાત પડે છે, ને છોકરાંઓ તમારા નામનોજ જાપ જપે છે.

**સામળ**—છોકરાંઓની માયા મારા ઉપર બહુ છે.

**વિ૦ બા**—પણ અત્યારથી ગીતાનો ઉપદેશ આપીને ત્યાગી કરી મૂકતા નહિ!

**સામળ**—રામરામ ભજો! ગીતાનો ઉપદેશ સાંભળનારો તો કર્મયોગી બને છે, ત્યાગી નથી બનતો; સમજ્યાં, ભાભી? ગીતામાં તો કર્મનોજ બોધ કર્યો છે, ત્યાગનો નહિ. અર્જુને આખરે યુદ્ધ કર્યું હતું; કુરુક્ષેત્ર તજ્યું ન હતું, સમજ્યાં.

**વિ બા૦**—અમારે સમજીને શું કામ છે? છોકરાંઓ સમજે એટલે બસ.

**સામળ**—ભાભી, તમારાં છોકરાંઓ તો ભારે સમજુ ને ચાલાક છે.

**વિ બા૦**—એટલી વળી ભગવાનની દયા, બીજું શું?

**સામળ**—જય મારા નાથ! ભાભી, હવે હું જઈશ.

**દામોદર**—બસ! ઉઠે છે, સામળ?

**સામળ**—હા. કાલે પાછો આવીશ.

## વિસામો ૩ જો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો.]

### : : સવાલો : :

૧. રામાયણની કથા ટૂંકમાં કહી જાઓ.

૨. કૈકેયીને બે વરદાનો શા માટે આપેલાં?

૩. સતી સીતાને માથે કેવાં દુઃખ પડ્યાં હતાં?

૪. ભરત અને લક્ષ્મણના ગુણો વર્ણવો.

૫. રાવણનાં દશ માથાં વિષે તમે શું માનો છો?

૬. મહાભારતનો સાર કહી જાઓ.

૭. ભીષ્મ અને વિભીષણ વિષે જાણતા હો તે બધું કહો.

૮. અર્જુનને ખરી મૂંઝવણ ક્યારે થઈ હતી? શા માટે? એની મૂંઝવણ કોણે, કેવી રીતે ભાંગી?

# મિજલસ ૪થી

**દામોદર**—આજે વિનુ સામળકાકાને બોલાવા ગઈ છે ?

**રમણ**—હા, મોટાભાઈ. જુઓને, ક્યારની ગઈ છે; પણ હજી આવી નહિ. હું ગયો હોત, તો ખોટા રૂપિયાની જેમ સામળકાકાને તેડીને પાછો આવી ગયો હોત. હેં મોટાભાઈ, આ જૈનો છે, તે પણ હિંદુ તો કહેવાયજ ને ?

**દામોદર**—જોને; પ્રથમ આપણો વેદધર્મ આર્યોએ ફેલાવ્યો. મહાભારતના વખત સુધી તો બધા આર્યો વેદધર્મને જ માનતા હતા; પણ પછીથી ધર્મના બે નવા ફાંટાઓ નીકળ્યા. એક ફાંટો તે બૌદ્ધ ધર્મનો; અને બીજો ફાંટો તે જૈન ધર્મનો.

**રમણ**—આ બૌદ્ધ અને જૈન ધર્મો વેદને તો માને ને ?

**દામોદર**—ના; બૌદ્ધો કે જૈનો વેદને પોતાના ધર્મગ્રંથ તરીકે તો નથી માનતા; છતાં એ બન્ને ધર્મો આર્યોના વેદધર્મનીજ શાખાઓ કહીએ, તો કાંઈ ખોટું નથી.

**રમણ**—એ કેવી રીતે ?

**દામોદર**—[illegible] કે જે વેદધર્મમાં કહેલું છે એમાં સુધારોવધારો કરીનેજ એ બન્ને ધર્મો ફેલાવો પામ્યા છે. અલબત્ત, એ બંનેમાં પોતપોતાની નવીનતા તો છેજ. એ બંને ધર્મો ખાસ કરીને અહિંસા ઉપર બહુ ભાર મૂકે છે.

**રમણ**—મહાત્મા ગાંધીજી પણ અહિંસાનેજ ધર્મ માને છે ને ?

**દામોદર**—હા. છતાં મહાત્માજી પોતાને જૈન કે બૌદ્ધ મનાવતા નથી, પણ હિંદુજ મનાવે છે.

**રમણ**—એ તો સાચા વૈષ્ણવ છે.

**દામોદર**—પણ હિંદુ તો ખરાજ.

**રમણ**—હા. લ્યો, આ વિનુ આવી; ને સામળકાકા પણ આવ્યા.

**સામળ**—આજે વિનુએ આવીને તો તડામાર કરી મૂકી. બસ, જલદી ચાલો ને ચાલોજ. છેવટે ઉતાવળી બે ફેરા ફરે એવું થયું. ઘરની બહાર નીકળ્યાં, ને થોડેક આવ્યાં, ત્યાં સાંભર્યું, કે હિન્દુસ્તાનનો નકશો તો ભૂલી ગયાં. એટલે વળી પાછા જઈને એ લઈ આવવો પડયો. કેમ ખરુંને, વિનુ ?

**વિનુ**—હા. હવે તમે જલદી નવી નવી વાતો કહો.

**સામળ**—કાલે તો તમે બન્ને ભાઈબહેને બહુ સરસ સરસ વાતો કહી.

**રમણ**—તેથીજ આજે વાત કહેવાનો વારો તમારો છે.

**સામળ**—ભલે; તો હું કહું. મહાભારતનો કાળ તો આપણે વર્ણવી ગયા. ત્યાર પછી હિંદુસ્તાનમાં નાનાંમોટાં ઘણાં સત્તાઓ થઈ ગયાં; પણ ખાસ જાણવા જેવો બનાવ તો એક બન્યો.

**રમણ**—કયો એ બનાવ.

**સામળ**—ભગવાન ગૌતમ બુદ્ધનો જન્મ.

**રમણુ**—એ ભગવાન કેમ કહેવાય છે ?

**સામળ**—ગૌતમ બુદ્ધ મહાપ્રતાપી પુરુષ થઈ ગયા. એમનાં તપથી ને ધર્મથી તેઓ આજે પણ બહુ પુજાય છે. જે જે ધર્મસ્થાપનારા મહાપુરુષો થઈ ગયા છે, તે બધામાં ગૌતમ બુદ્ધ સૌની મોખરે ઊભા રહે એવા પ્રતાપી હતા.

**રમણુ**—હેં ! ત્યારે તો એમનો ધર્મ પણ ઘણા લોકો પાળતા હશે.

**સામળ**—હા. છપ્પન કરોડ ચીનાઓ, જાપાનીઓ, બ્રહ્મીઓ, અને લંકાવાસીઓ ભગવાન ગૌતમ બુદ્ધનો બૌદ્ધ ધર્મ પાળે છે.

**રમણુ**—આપણા હિંદમાં કોઇ નથી પાળતું ?

**સામળ**—રડ્યાખડ્યા હિંદીઓ એ ધર્મને માનનારા અહીં છે ખરા; પણ એમની સંખ્યા બહુજ જૂજ છે. ખબીની વાત તો એ છે, કે બૌદ્ધ ધર્મ આપણા હિંદમાં જન્મ્યો; પણ હિંદમાં એ બહુ વખત ટકી શકયો નહિ.

**રમણુ**—એનું શું કારણ હશે, સામળકાકા ?

**સામળ**—કારણ કે હિંદમાં વસતા બૌદ્ધ ધર્મના સાધુ-ઓમાં વખત જતાં સડો પેઠો; અને તેથી પાછળથી શંકરાચાર્ય જેવા સંન્યાસીઓએ એ ધર્મ ઉપર એવા તો પ્રહાર કર્યા, કે આખરે એ ધર્મ અહીં ટકી શકયો નહિ. ધર્મ તો સારો હોય, પણ એને આચરનારા સારા ન હોય, તો કાંઇ એ ધર્મ નભે ?

**વિનુ**—સામળકાકા, ગૌતમ બુદ્ધની વાત કહો ને ?

**સામળ**—એજ કહું છું. આજથી બરોબર અઢી હજાર વર્ષ પહેલાં એમનો જન્મ થયો.

**વિનુ**—કયા ગામમાં ?

**સામળ**—હિમાલયની તળેટીમાં કપિલવસ્તુ નામનું એક ગામ હતું ત્યાં. જુઓ આ નકશો. આ જગાએ એ ગામ હતું. એ ગામમાં શુદ્ધોદન નામે રાજા રાજ્ય કરતો હતો. એ રાજાને બે રાણી હતી; છતાં પુત્ર ન હતો. આખરે ભગવાને દયા કરી, અને મહામાયા નામની રાણીને પેટે ગૌતમ બુદ્ધનો જન્મ થયો. ગૌતમ બુદ્ધનું મૂળ નામ તો સિદ્ધાર્થ, હતું હો ?

**રમણ**—એમ કે ?


ગૌતમ બુદ્ધ

**સામળ**—હા; કારણ કે ઘડપણમાં પણ રાજારાણીની ઇચ્છા સિદ્ધ થઈ, માટે એ પુત્રનું નામ સિદ્ધાર્થ પાડયું હતું. એમને શાક્યસિંહ પણ કહે છે.

**રમણ**—એનું શું કારણ ?

**સામળ**—કારણ કે એ શાક્ય નામની ક્ષત્રિય જાતિમાં જન્મી વીર પુરુષ થયા માટે.

**રમણ**—ત્યારે ગૌતમબુદ્ધ એ નામ પડવાનું પણ કાંઈ કારણ હશે કે ?

**સામળ**—હા. ગૌતમ એ તો એમના કુળનું નામ

છે; અને તેઓ બુદ્ધ એટલા માટે કહેવાય છે, કે તેમણે ઘણાં તપ કરીને લોકોનાં દુઃખ દૂર કરવાનો [illegible] હતા.

વિનુ—તે એમણે રાજ્ય કર્યુંજ ન હતું?

સામળ—ના. હતા તો રાજાના દીકરા, પણ રાજ્ય ભોગવવું એમને રુચ્યું નહિ. ૨૯ વર્ષની ઉંમરે તો એમણે રાજપાટ, સ્ત્રી, પુત્ર, સગાસંબંધી બધાંયનો ત્યાગ કરી વનમાં રહેવાનું રાખ્યું હતું.

રમણ—એમ? તેઓ પરણ્યા પણ હતા?

સામળ—હા. એમની રાણીનું નામ યશોધરા. એમને એક પુત્ર પણ થયો હતો. તેનું નામ રાહુલ હતું.

વિનુ—એ બધાંયને તજીને ગૌતમ વનમાં ચાલ્યા ગયા?

સામળ—હા. એમનો જીવ નાનપણથીજ દયાળુ અને ત્યાગી હતો. બીજાનું દુઃખ એમનાથી જોઈ શકાતું ન હતું.

રમણ—બીજાનું દુઃખ જુએ, એટલે રડી પડતા?

સામળ—હા, રડી પડતા; અને એવાં દુઃખો ન જોવાયાં, ત્યારે એમણે સંસારનો ત્યાગ કર્યો; અને વનમાં વાસ કર્યો.

વિનુ—ત્યાં વનમાં જઈ શું કર્યું?

સામળ—વનમાં એક પીંપળાના ઝાડ તળે બેસી એમણે ઘણાં ઘણાં આકરાં તપ કર્યાં. એ તપમાંથી આખરે એમને જ્ઞાન થયું.

રમણ—શેનું જ્ઞાન?

સામળ—લોકોનાં દુઃખ દૂર કરવાનું. પછી એમણે વનવાસ તજી ઉપદેશ આપવાનું કામ કરવા માંડ્યું. જે એમનો ઉપદેશ સાંભળતાં તે બધાં એમનાં શિષ્ય બની જતાં.

રમણ—ત્યારે તો એમનો ધર્મ બહુ ફેલાયો હશે.

સામળ—હા. હું જાગ્યો, ને જગતને પણ જગાડું એવી ઝંખનાથી એમણે ૪૫ વર્ષ સુધી ધર્મનો ઉપદેશ આપ્યો. એમના ધર્મમાં ચારે વર્ણના લોકો ભળ્યા હતા. ઢેઢભંગીને પણ એમણે તાર્યા હતા.

રમણ—ગૌતમ બુદ્ધ કેટલા વર્ષની ઉંમરે મરી ગયા?

સામળ—જોને જાણે ૨૯ વર્ષની ઉંમરે એમણે મહાભિનિષ્ક્રમણ કર્યું........

રમણ—એ વળી કેવું નામ ?

સામળ—મહાભિનિષ્ક્રમણ એટલે મોટી મુસાફરી. જગતનાં દુઃખ દૂર કરવા ગૌતમે સંસારનો ત્યાગ કરી વનનો માર્ગ લીધો એને મહાભિનિષ્ક્રમણ કહે છે. એ શબ્દ યાદ રાખવા જેવો છે.

રમણ—મને તો યાદ રહી ગયો.

સામળ—મહાભિનિષ્ક્રમણ પછી છ વર્ષ આકરાં તપ કરવામાં ગયાં. એ તપ કરતી વખતે તો એમની કાયા સુકાઈને લાકડા જેવી થઇ ગઈ હતી.

રમણ—બધાં થઈને ૩૫ વર્ષ થયાં.

સામળ—હા. પછી ૪૫ વર્ષ ધર્મનો ઉપદેશ આપ્યો, એટલે ૮૦ વર્ષની પાકી વયે ગૌતમ બુદ્ધ નિર્વાણ પામ્યા.

વિનુ—નિર્વાણ પામ્યા એટલે ?

સામળ—મોક્ષ પામ્યા. બૌદ્ધ ધર્મમાં મોક્ષને નિર્વાણ કહે છે.

રમણ—સામળકાકા, બૌદ્ધ ધર્મમાં ખાસ શું કહેવામાં આવે છે ?

સામળ—બૌદ્ધ ધર્મમાં ખાસ એ કહેવામાં આવે છે,

કે આ સંસારમાં સુખ કરતાં દુઃખ બહુ છે; અને એ દુઃખ દૂર કરવા માટે માણસે પોતાની સર્વ તૃષ્ણાનો ત્યાગ કરવો જોઈએ. તૃષ્ણા ટળે એટલે સહેજે મોક્ષ કે નિર્વાણ મળે.

**દામોદર**—તૃષ્ણા તજવી બહુ મુશ્કેલ છે.

**સામળ**—હા. એ તજવા માટે અહિંસામય અને સત્યમય જીવન ગાળવું જોઈએ.

**રમણ**—સામળકાકા, ગૌતમ બુદ્ધ જેવા ધર્મસ્થાપનારા બીજા કોઈ થયાજ નથી ?

**સામળ**—બીજા ઘણા થયા છે; પણ ગૌતમ બુદ્ધથી હેઠે. પણ હા; જૈનોના મહાવીર થઈ ગયા, એ પણ ગૌતમ બુદ્ધની પાટે બેસે એવા, હો.

**વિનુ**—સામળકાકા, ત્યારે મહાવીરની વાર્તા કહો ને.

**સામળ**—ગૌતમ બુદ્ધ પછી હિંદુસ્તાનમાં બીજો નવો ધર્મ ફેલાવનાર મહાવીર સ્વામી થઈ ગયા. એ મહાવીર પણ ગૌતમ બુદ્ધ જેટલાજ પ્રસિદ્ધ છે. જૈનો બધા મહાવીરને પૂજે છે.

**રમણ**—મહાવીરનો જૈન ધર્મ હિંદુસ્તાનની બહારના લોકો પણ પાળે છે ખરા ?

**સામળ**—ના; જૈન ધર્મ ફક્ત હિન્દુસ્તાનમાંજ છે; અને તે પાળનારા પણ ઝાઝા નથી; છતાં એ ધર્મની મહત્તા જેવી તેવી નથી.

**રમણ**—મહાવીર સ્વામી પણ ગૌતમ બુદ્ધની માફક રાજાના કુંવર હતા ?

**સામળ**—હા. એ પણ ગૌતમબુદ્ધ જેવાજ દયાળુ અને વૈરાગી હતા.

**રમણ**—એ ગૌતમની માફક પરણ્યા હતા?

**સામળ**—હા. એમની સ્ત્રીનું નામ યશોદા હતું. એમને એક દીકરી પણ હતી; એનું નામ પ્રિયદર્શના હતું.

**રમણ**—એમણે કેટલી ઉંમરે સંસારનો ત્યાગ કર્યો હતો?

**સામળ**—ગૌતમે ૨૯ વર્ષની ઉંમરે, ને મહાવીરે ૩૦ વર્ષની ઉંમરે સંસારનો ત્યાગ કર્યો હતો. પણ ગૌતમે છ વર્ષ તપ કર્યું હતું, જ્યારે મહાવીરે બાર વર્ષ સુધી આકરાં તપ કર્યાં. એવાં આકરાં તપ, કે ન પૂછો વાત. લંગોટી સરખી કે એક તુંબડી પણ પાસે રાખી ન હતી; બધું ગરીબોને આપી દઈ છેકજ દિગંબર (નગ્ન) બની તેઓ વનમાં ફરતા હતા. ભિક્ષા મળે તે પણ હાથમાંજ લેતા. આવાં તપ બાર વર્ષ તપ્યાં, ત્યારે તેરમે વર્ષે એમને જ્ઞાન થયું; અને પછી એમણે ૩૦ વર્ષ સુધી જૈન ધર્મનો ઉપદેશ આપ્યો.

**રમણ**—ત્યારે મહાવીર સ્વામી પણ ગૌતમ બુદ્ધની જેમ ઘડપણમાંજ મોક્ષ પામ્યા લાગે છે, ખરું ને?

**સામળ**—હા. ૭૨ વર્ષની ઉંમરે તેઓ નિર્વાણ પામ્યા.

**રમણ**—જૈન ધર્મમાં બૌદ્ધ ધર્મ જેવુંજ છે?

**સામળ**—અહિંસા બન્ને ધર્મમાં છે; પણ જૈનો અહિંસા ઉપર બહુ ભાર મૂકે છે. વળી તેઓ તપ ઉપર પણ બહુ ભાર મૂકે છે.

**રમણ**—હં. તેથીજ શ્રાવકો બહુ ઉપવાસ કરતા લાગે છે.

**સામળ**—હા. દેહને જેમ બને તેમ કષ્ટ આપીએ, તોજ મન જીતાય; અને મન જીતાય તોજ સાચા જૈન થવાય છે, અને સારાં કાર્યો થાય છે. જૈન લોકો 'કરીશું તેવું પામીશું' એમ માને છે; અને તેથી તેઓ સારાં કર્મ કરવા

માટે બહુ ઉપદેશ આપે છે.

**રમણ**—સામળકાકા, આ તો તમે બધી ધર્મની વાત કરી; પણ તે વખતના રાજાઓની તો વાત કરીજ નહિ.

**સામળ**—એ વખતના રાજાઓની વાતો પણ કહેવાની છે.

**વિનુ**—ત્યારે કહો ને. ક્યારે કહેશો ?

**સામળ**—આવતી કાલે.

## વિસામો ૪ થો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો ]

### :: સવાલો ::

૧. હિંદુધર્મમાંથી કયા બે ફાંટાઓ નીકળ્યા ? એ નવા ધર્મોનાં નામ આપો.

૨. બૌદ્ધ ધર્મ હાલ કયાં કયાં છે ?

૩. ભગવાન ગૌતમને બુદ્ધ કેમ કહેવાય છે ? શાકયસિંહ અને સિદ્ધાર્થ એવાં પણ એમનાં નામો શા ઉપરથી પડ્યાં ?

૪. મહાભિનિષ્ક્રમણ એટલે શું ?

૫. બુદ્ધનું જીવન ટૂંકમાં વર્ણવો; બૌદ્ધ ધર્મનો ઉપદેશ શો છે ?

૬. મહાવીર સ્વામી વિષે શું જાણો છો ? એમણે સ્થાપેલા ધર્મનું નામ શું ? અને એમાં શો ઉપદેશ આવે છે ?

૭. ગૌતમ બુદ્ધ અને મહાવીર સ્વામીનાં જીવનની સરખામણી કરો.

# મિજલસ ૫ મી

**સામળ**—કેમ, વિનુ ! આજે શું જમી ?

**વિનુ**—ભાખરી, દૂધ, ને શાક.

**સામળ**—શેનું શાક કર્યું હતું ?

**વિનુ**—દૂધીચણાનું. સામળકાકા, જલદી વાત માંડો ને ?

**રમણ**—હા, સામળકાકા ! જલદી વાત શરૂ કરો.

**સામળ**—આપણી વાત કયાં સુધી આવી છે ?

**રમણ**—મહાવીર સ્વામી સુધી.

**સામળ**—હા; મહાવીર સ્વામીનું મૂળ નામ શું હતું તે મેં તમને કહ્યું છે ?

**વિનુ**—ના; શું હતું ?

**સામળ**—એમનું મૂળ નામ એમનાં માતપિતાએ વર્ધમાન પાડયું હતું; પણ એમનાં મહાન કાર્યોને લઈ એમને મોટા વીર તરીકે લોકો માનવા લાગ્યા, અને મહાવીરના નામથીજ ઓળખવા લાગ્યા.

**વિનુ**—ઠીક, જેવું કામ તેવુંજ નામ !

**રમણ**—સામળકાકા, હવે વાત આગળ ચલાવો.

**સામળ**—હા; સાંભળોઃ ગૌતમબુદ્ધ અને મહાવીર સ્વામી પછી હિંદુસ્તાનમાં ઠીક શાંતિ હતી. લડાઈબિડાઈ બહુ નહોતી થતી.

**દામોદર**—અહિંસાને માનનાર લોકો વધ્યા હશે તેથી એમ થયું હશે ?

**સામળ**—એ કારણ માનવા જેવું છે; અને બીજું એ કારણ, કે ઘણાખરા રાજાઓ તે વખતે મગધદેશના બળવાન નંદરાજાની હકૂમત નીચે રહેતા હતા. મગધનું રાજ્ય તે વખતે બહુ જોરાવર હતું. છોકરાંઓ, જુઓ આ નકશો. આ બિહાર છે ને, તેજ જૂના કાળનું મગધ, સમજ્યાં ?

**રમણ**—હા. સામળકાકા, આજે તો તમે આ બીજો નકશો શેનો લાવ્યા છો ?

**સામળ**—એ એશિયાનો નકશો છે. (નકશો ઉઘાડીને) જુઓ આ ઈરાન દેશ, જોયો ? જૂના કાળમાં એને પારસ કહેતા હતા. જ્યારે નંદરાજા મગધમાં રાજ્ય કરતો હતો, ત્યારે પારસમાં દારા નામે રાજા રાજ્ય કરતો હતો. હવે એ દારાનો દુશ્મન અહીં ગ્રીસદેશમાં રાજ્ય કરતો હતો. જુઓ આ ગ્રીસદેશ.

**રમણ**—ગ્રીસદેશના રાજાનું શું નામ હતું ?

**સામળ**—એનું નામ સિકંદર. એ સિકંદરે દારા ઉપર ચડાઈ કરી, એને હરાવી, પારસદેશ જીતી લીધો; પછી આગળ વધી એ સિકંદર આપણા દેશમાં–હિંદુસ્તાનમાં–પણ દાખલ થયો હતો.

**રમણ**—હિંદુસ્તાન જીતવા માટે ને ?

**સામળ**—હા; પણ સિકંદર અહીં પંજાબમાં દાખલ થયો, ત્યાંજ એને એક મોટી લડાઈ લડવી પડી. એમાં જો કે એ જીત્યો ખરો; પણ પછી આગળ વધવાની એની હિંમત ચાલી નહિ.

**રમણ**—પછી એ પોતાના દેશ તરફ પાછો ચાલ્યો ગયો ?

**સામળ**—હા; પણ એ બહાદુર સિકંદર પાદશાહ ઘેર જીવતો પહોંચી શક્યો નહિ. રસ્તામાંજ તાવની બીમારીથી મરણ પામ્યો.

**દામોદર**—સિકંદર પાદશાહ બહુ જબરો થઈ ગયો, હો.

**સામળ**—જબરો તે કેવો! ૩૨ વર્ષની ઉંમરમાં તો એણે દુનિયાને ખળભળાવી મૂકી. સિકંદર બહુ જબરો.

**રમણ**—મગધદેશના નંદરાજા કરતાં પણ ?

**સામળ**—નંદરાજાનું રાજ્ય તો તેજ અરસામાં એના હાથમાંથી ચાલ્યું ગયું.

**રમણ**—કોઈએ લઈ લીધું ?

**સામળ**—હા; નંદકુળનો એક રાજકુમાર–નામે ચંદ્રગુપ્ત–દેશનિકાલ થયેલો હતો. એ ચંદ્રગુપ્તે ચાણક્ય નામના બડા ખટપટી ને બાહોશ બ્રાહ્મણની સહાયથી નંદરાજાનું રાજ્ય ખૂંચવી લીધું; અને પોતે મગધદેશનો રાજા બની બેઠો.

**રમણ**—શાબાશ! ચંદ્રગુપ્ત પણ જબરો.

**સામળ**—બહુ જબરો હતો. એના વખતમાં પેલા સિકંદર બાદશાહનો એક સરદાર–નામે સેલ્યુકસ–મગધ ઉપર ચડી આવ્યો; પણ ચંદ્રગુપ્ત આગળ એનું કશું ચાલ્યું નહિ. એ બીચારો પોતાનું હતું તે પણ ખોઈ બેઠો.

**રમણ**—એમ કે ?

**સામળ**—હા. પંજાબ, અફઘાનિસ્તાન, બલુચિસ્તાન, સિંધ એ બધા દેશો અને પોતાની એક કુંવરી ચંદ્રગુપ્તને આપી, સુલેહ કરી, એ ભાઈસાહેબને પાછા જવું પડયું હતું.

**વિનુ**—એ બધા દેશો નકશામાં બતાવો ને?

**સામળ**—જો, આ રહ્યા એ દેશો.

**વિનુ**—ઓહો! ત્યારે તો ચંદ્રગુપ્તનું રાજ્ય બહુ મોટું!

**સામળ**—ઘણું મોટું. આ નર્મદા નદી છે, ને આ વિંધ્યપર્વત. અહીં સુધી એના રાજ્યની હદ હતી.

**રમણ**—ફક્ત દક્ષિણ હિંદુસ્તાન બાદ કરતાં આખા હિંદુસ્તાન ઉપર એનું રાજ્ય હતું, એમ થયું.

**સામળ**—હા. એનો વૈભવ પણ ઘણો હતો. એના રહેવાના મહેલના બધા થાંભલા સોનાની વેલથી શણગારેલા હતા; અને એ વેલોમાં સોનાનાં તો પંખી બેસાડેલાં હતાં.

**રમણ**—વાહ રે!

**સામળ**—અને જ્યારે ચંદ્રગુપ્ત નગરમાં ફરવા નીકળતો, ત્યારે સોનાની પાલખીમાં બેસતો.

**રમણ**—એની પાસે પુષ્કળ પૈસો હોવો જોઈએ.

**સામળ**—બહુ પૈસો. એનું આખું રાજ્ય આબાદ હતું. લોકો પણ લખપતિ હતા; અને જાણો છો, એની પાસે છ લાખ પાયદળ, ત્રીસ હજાર હયદળ, અને નવ હજાર ગજદળનું મોટું લશ્કર હતું?

**દામોદર**—એવડા મોટા રાજ્ય માટે લશ્કર પણ મોટુંજ જોઈએ ને?

**સામળ**—ખરું રાજ્ય તો વળી એના છોકરાના છોકરા અશોકવર્ધને વધાર્યું.




અશોક નું સામ્રાજ્ય
ઈ.સ.પૂ. ૨૫૦.

**દામોદર**—ચક્રવર્તી અશોક રાજા ને? એની શી વાત થાય! એના જેવો ધર્મી, ઉદાર, કુશળ, ને દયાળુ રાજા તો કોઈ થયોજ નથી.

**સામળ**—અશોકમાં તો ન ગણાય એટલા ગુણ હતા. ઉદ્યોગી પણ બહુ. લોકોને એના રાજ્યમાં બહુ નિરાંત હતી; અને અશોક પણ લોકોનું કામકાજ કરવામાં જરાય ઢીલ નહોતો કરતો. પોતે જમતો હોય, ઊંઘતો હોય, ફરતો હોય, ગમે તે કરતો હોય, પણ જો રૈયત ફરિયાદ લઈને આવે, તો એ તરત ફરિયાદ સાંભળતો; અને ન્યાય આપતો.

**દામોદર**—સાચા રાજાની એજ ફરજ છે. એ બૌદ્ધ-ધર્મી હતો ને?

**સામળ**—હા. બૌદ્ધ ધર્મ એને પ્રાણસમો વહાલો હતો. એ ધર્મના પ્રચાર માટે તો એણે બૌદ્ધ સાધુઓને દેશવિદેશ મોકલ્યા હતા.

**રમણ**—ત્યારે તો એ રાજા અહિંસામાં માનતો હશે; અને એથી એણે કોઈની સાથે લડાઈ પણ નહિ કરી હોય.

**સામળ**—એક લડાઈ તો એને કરવી પડી હતી; પણ પછીથી એ બહુ પસ્તાયો હતો; અને ત્યારપછી જ એ બૌદ્ધ થયો હતો.

**વિનુ**—કઈ એ લડાઈ?

**સામળ**—અશોકરાજાને થયું, કે લાવ હું મારું રાજ્ય વધારું; તેથી એણે દક્ષિણ હિંદુસ્તાનમાં આવેલા કલિંગ દેશ ઉપર ચડાઈ કરી, અને એ દેશ જીત્યો; પણ એ લડાઈમાં લાખો માણસોની કતલ થઈ; તેથી દયાળુ અશોકને બહુ આઘાત થયો. એનું હૃદય બળી ઊઠયું. તે જ દિવસથી અશોકે

બુદ્ધને નવ ગજના નમસ્કાર કર્યા; અને પોતે એક સાચા બૌદ્ધ સાધુની જેમ રહેવા લાગ્યો. તે દિવસથી અશોકે શિકાર ખેલવો પણ મૂકી દીધો હતો.

**રમણ**—હિંસાનું નામ જ નહિ, એમ કહો ને.

**સામળ**—હિંસા તો બિલકુલ જ નહિ. પછી તો એણે ઠેરઠેર શિલાલેખો ઊભા કર્યા; અને તેમાં પ્રજાને પાળવાના અહિંસા અને ધર્મના નિયમો કોતરાવ્યા.

**રમણ**—એ શિલાલેખો હજી પણ હશે ને ?

**સામળ**—હા. એક તો આપણા ગિરનારની તળેટીમાં જ છે.

**વિનુ**—અશોકે બીજું શું શું કર્યું ?

**સામળ**—પછી એ બૌદ્ધ સાધુ બની જઈ, રાજપાટ તજી દઈ, વનમાં ચાલ્યો ગયો.

**રમણ**—એની પછી કોણ ગાદીએ આવ્યું ?

**સામળ**—એની પછી ગાદીએ આવનાર મૌર્યવંશના બધા રાજાઓ નબળા નીવડ્યા. છેલ્લા રાજા બૃહદ્રથને એના સેનાપતિ પુષ્પમિત્રે ગાદીએથી ઉઠાડી મૂક્યો, ને પોતે ગાદીએ ચડી બેઠો.

**રમણ**—અશોક ને ચંદ્રગુપ્ત, એ બધા રાજાઓ મૌર્ય-વંશના કહેવાય છે ?

**સામળ**—હા. હું તમને કહેવું ભૂલી ગયો હતો, કે ચંદ્રગુપ્તની માનું નામ મુરા હતું; તેથી ચંદ્રગુપ્ત અને એની પછીના રાજાઓ મૌર્યવંશના કહેવાય છે.

**રમણ**—ત્યારે હવે કયો વંશ આવ્યો ?

**સામળ**—પુષ્પમિત્ર શુંગ વંશનો હતો, તેથી હવે શુંગ-વંશ ગાદીએ આવ્યો.

**રમણ**—મૌર્યવંશનાં કોઈ માણસો પુષ્પમિત્રની સામે થયાંજ નહિ ?

**સામળ**—થયાં; પણ કોઈ ફાવ્યું નહિ. કલિંગદેશના રાજાએ માથું ઊંચક્યું હતું, પણ એ પોતે અકાળે મરી જવાથી પુષ્પમિત્રને એના તરફથી ખમવું નહોતું પડયું. વળી એક પરદેશી રાજા મિલિંદે (મિનેન્ડર) પણ એની સામે ધસારો કર્યો હતો; પણ આખરે તો પુષ્પમિત્ર જ ફાવ્યો હતો.

**રમણ**—ત્યારે તો એ શુંગવંશે ઘણાં વર્ષો રાજ્ય કર્યું હશે.

**સામળ**—ના રે ! શુંગવંશ પાસેથી થોડાજ વખતમાં કણ્વવંશના રાજાએ મગધનું રાજ્ય પડાવી લીધું. પણ કણ્વવંશ પાસે ૪૫ વર્ષ રાજ્ય રહ્યું ન રહ્યું, ત્યાં તો દક્ષિણના આંધ્રવંશના બળવાન રાજા શતકર્ણીએ એ રાજ્ય જીતી લીધું.

**રમણ**—એ આંધ્રવંશ પાસેથી કોણે રાજ્ય લઈ લીધું?

**સામળ**—આંધ્રવંશ પાસેથી ગુપ્તવંશના રાજાઓએ એ રાજ્ય આખરે લીધું; પણ આંધ્રવંશ પાસે મગધનું રાજ્ય લગભગ ૪૦૦ વર્ષ સુધી રહ્યું હતું; હા. આંધ્રવંશના વખતમાં મગધના રાજ્યની આબાદી સારી હતી. એ વંશના બે રાજાઓ (૧) હાલ, (૨) વિલિવાયકર–બહુ જાણીતા ને પરાક્રમી થઈ ગયા છે. હાલ રાજા પોતે વિદ્વાન હતો, ને વિદ્વાનોને રાજ્યમાં આશ્રય આપતો; અને વિલિવાયકર બહુ બળિયો હતો. એના વખતમાં આખા દક્ષિણદેશમાં આંધ્રવંશની આણ વર્તતી હતી.

**રમણ**—ત્યારે હવે ગુપ્તરાજાઓની કથા આવી ને ?

**સામળ**—હા, પણ એ રાજાઓ વિષે બોલતાં પહેલાં મારે બીજું થોડુંક તમને કહેવાનું છે.

**વિનુ**—શું વળી?

**સામળ**—પેલો સિકંદર હિંદુસ્તાન ઉપર ચડી આવ્યો હતો ને,........

**રમણ**—હા.

**સામળ**—તેના પછીથી બીજા પરદેશી યવનો પણ હિંદ ઉપર અવારનવાર હુમલો કર્યા કરતા હતા; અને એમાંની કેટલીક જાતો તો હિંદના અમુક અમુક ભાગોમાં વસવાટ કરીને રહી પડી હતી.

**રમણ**—એ યવનો કઈ જાતના?

**સામળ**—એમની કુલ ચાર જાત હતી. એક પહ્લવ, બીજી બૅક્ટ્રિયન, ત્રીજી પાર્થિયન, અને ચોથી કુશાનને નામે જાણીતી છે.

**રમણ**—આ ચારે જાતિના પરદેશી યવનોએ હિંદમાં પોતાનાં રાજ્ય સ્થાપ્યાં હતાં?

**સામળ**—હા; પણ હિંદમાં વસ્યા પછી તેઓ આર્યપ્રજા સાથે ભળી ગયા હતા. તેમાં કુશાનો તો બધી રીતે આર્યપ્રજાની રીતભાતમાં ભળીને એક થઈ ગયા હતા. આ કુશાનોમાં કનિષ્ક નામે એક રાજા થઈ ગયો, તે ચુસ્ત બૌદ્ધધર્મી હતો. તે ઉપરાંત એ એક કુશળ રાજકર્તા પણ હતો.

**રમણ**—અશોક જેવો તો નહિ ને?

**સામળ**—અશોક જેવો તો નહિ; છતાં અશોકની હરોળમાં બેસે એવો એને લેખી શકાય. વીરતામાં ને ધર્મિષ્ઠપણામાં એ રાજા જાણીતો હતો.

**રમણ**—એની વીરતાનો એકાદ દાખલો તો આપો.

**સામળ**—એ કનિષ્કે ચીનદેશ ઉપર સવારી કરી

ત્યાંના રાજાના બે પુત્રોને કેદ કરી આણ્યા હતા; વળી જુઓ, આ પામીરનો પ્રદેશ છે, ત્યાં સુધી એ લડવા ગયો હતો; અને એ બધા પ્રદેશ ઉપર એણે હકૂમત મેળવી હતી.

**રમણ**—ત્યારે તો જબરો ખરો.

**વિનુ**—એના રાજ્યની રાજધાની ક્યાં હતી ?

**સામળ**—આ પેશાવર એ એની રાજધાની હતી. આ પેશાવરનું જૂનું નામ પિશાચપુર હતું. ત્યારે હવે તમે એટલું ધ્યાનમાં રાખજો, કે હિંદુસ્તાન બહારના યવનો પણ હિંદમાં દાખલ થઈ ચૂક્યા હતા; અને હિંદુસમાજમાં લગભગ ભળી પણ ગયા હતા.

**દામોદર**—સામળ, હૂણ લોકો હિન્દમાં ક્યારે આવ્યા ? અને શક લોકો એ વળી કયા ?

**સામળ**—યવનોની પાર્થિયન નામની જાતિ હતી, તેજ શક લોકો પણ કહેવાય છે. સત્રપ અથવા ક્ષત્રપ જાતિ પણ એજ; અને હૂણ લોકો તો ગુપ્તવંશના વખતમાં હિન્દમાં આવવા લાગ્યા. એ હૂણ લોકોએ જુદે જુદે વખતે હિન્દ ઉપર હલ્લા કરીને હિન્દી પ્રજાને બહુ ત્રાસ આપ્યો હતો.

**રમણ**—સામળકાકા, મુસલમાનો હિન્દમાં ક્યારે આવ્યા?

**સામળ**—એ તો બહુ મોડા આવ્યા.

**વિનુ**—સામળકાકા, તમે હવે ગુપ્તવંશની વાત કરો. આડીઆડી બહુએ વાત કરી. આંધ્રવંશ પછી ગુપ્તવંશ મગધની ગાદીએ આવ્યો ને ?

**સામળ**—હા, બહેન. અત્યાર સુધી જે આપણે આડી-અવળી વાતો કરી, તે બધી નકામી નથી, હો. આપણા દેશમાં કયા કયા પરદેશી આવ્યા તે પણ આપણે જાણવું જોઈએ ને ?

**વિનુ**—હા; અને એ તો બધું જાણ્યું.

**સામળ**—ત્યારે હવે બીજી આગળની વાત આવતી કાલે, સમજી ?

## વિસામો ૫ મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો ]

### : : સવાલો : :

૧. મગધદેશ ક્યાં આવ્યો ? ત્યાં કોણ રાજ્ય કરતું હતું ?
૨. સિકંદર ક્યાંનો રાજા, અને તેને વિષે શું જાણો છો ?
૩. નંદ પાસેથી મગધનું રાજ્ય કોણે કોની મદદથી લઈ લીધું ?
૪. ચંદ્રગુપ્તના રાજ્યના વિસ્તારનું અને એના વૈભવનું વર્ણન કરો.
૫. અશોકના ગુણોનું વર્ણન કરો.
૬. અશોકે બૌદ્ધ ધર્મ કેમ સ્વીકાર્યો ?
૭. શુંગવંશ અને કણ્વવંશ વિષે શું જાણો છો ?
૮. આંધ્રવંશના રાજાઓ વિષે જાણુતા હો તે કહો.
૯. પરદેશીઓની કઈ ચાર જાતો હિંદમાં આવી ?
૧૦. કનિષ્ક વિષે શું જાણો છો ? એની રાજધાની ક્યાં હતી ?
૧૧. શક અને હૂણ જાતિ વિષે શું જાણો છો ?

# મિજલસ ૬ ઠ્ઠી

**રમણ**—ચાલો; આજે સામળકાકા ઠીક વ્હેલા આવ્યા છે.

**સામળ**—આજે વ્હેલો આવ્યો છું, તે વ્હેલો જવાને માટે, એ યાદ રાખજો.

**વિનુ**—એમજ છે, તો જલદી વાતજ શરૂ કરી દો.

**સામળ**—આપણી ક્યાં ના છે? ગુપ્તવંશની વાત કરવાની છે ને?

**રમણ**—હા.

**સામળ**—જુઓને, ગુપ્તવંશમાં પહેલો રાજા ચંદ્રગુપ્ત થયો. એણે મગધરાજ્યની ચારે દિશાએ જે શત્રુઓ હતા એ બધાને બાર વર્ષ સુધી લડીને કાબૂમાં આણ્યા, અને પોતાના રાજ્યમાં શાંતિ આણી. એની પછી એનો પુત્ર દિગ્‌વિજયી સમુદ્રગુપ્ત આવ્યો.

**રમણ**—એ દિગ્‌વિજયી કેમ કહેવાયો?

**સામળ**—કારણ કે એણે આખા હિન્દુસ્તાનમાં પોતાની આણ વર્તાવી હતી. એ રાજા તો ઠેઠ લંકા સુધી પહોંચી ગયો.

હતો; અને લંકાના રાજાએ પણ સમુદ્રગુપ્તનું ઉપરીપણું કબૂલ્યું હતું; અને કીમતી બક્ષિસો નજરાણામાં મોકલી હતી.

**રમણ**—ત્યારે સમુદ્રગુપ્તની સત્તા તે વખતે બહુ વધી હોવી જોઈએ.

**સામળ**—હા. વળી એના કરતાં એનો દીકરો ચંદ્રગુપ્ત ચડિયાતો નીકળ્યો હતો. એણે શક લોકોને મારીમારીને હાંકી કાઢ્યા હતા. યાદ રાખજો, કે ગુપ્તકાળમાં શક લોકો ને હુણ લોકો હિંદને બહુ ત્રાસ આપતા હતા; પણ આ ચંદ્રગુપ્તે શક લોકોનો ત્રાસ ટાળ્યો હતો.

**દામોદર**—સામળ, કેટલાક આ ચંદ્રગુપ્તને જ વિક્રમ માને છે, એ ખરું હશે?

**સામળ**—ખરું હોવાનો સંભવ છે; કારણ કે આ ચંદ્રગુપ્તેજ શક લોકોને નસાડી પોતાની રાજધાની ઉજ્જૅયિનીમાં કરી હતી. વિક્રમરાજા પણ ઉજ્જૅયિનીમાંજ થઈ ગયો ને?

**રમણ**—પરદુઃખભંજન રાજા વિક્રમ ને? હા, હા; એ ઉજ્જૅયિનીમાં રાજ્ય કરતો હતો. મોટાભાઈ, તમેજ વિક્રમની વાતોમાં કહેલું છે ને?

**સામળ**—ઉજ્જૅયિનીનો ચંદ્રગુપ્ત એજ રાજા વિક્રમ હોવો જોઈએ. બીજો કોઈ વિક્રમ ઉજ્જૅયિનીમાં થયો નથી. વિક્રમની વાતોમાં જે જે પરાક્રમો આવે છે તે બધાં આ ચંદ્રગુપ્તરાજાનેજ લાગુ પડે એવાં છે. આ ચંદ્રગુપ્તના દરબારમાં વિદ્વાનોને બહુ માનપાન મળતાં હતાં.

**રમણ**—વિક્રમની સભામાં પણ વિદ્વાનોનું બહુ માન હતું.

**સામળ**—આ ચંદ્રગુપ્તના વખતમાં રાજ્યની આબાદી પણ બહુ હતી; અને બંદોબસ્ત પણ બહુ સારો હતો.

**દામોદર**—પેલો ચીની મુસાફર ફાહિયાન ચંદ્રગુપ્તના વખતમાંજ હિંદમાં આવેલો ને?

**સામળ**—હા. એણે તે વખતના હિંદનું બહુ સુંદર વર્ણન કર્યું છે. એ લખી ગયો છેઃ—"લોકો બહુ સુખી અને આબાદ છે. રાજ્યમાં કોઈને મોતની સજા કરવામાં આવતી નથી. હલકા વર્ણ સિવાય કોઈ દારૂ પીતા નથી. બજારમાં કતલખાનાં કે દારૂનાં પીઠાં નથી હોતાં. જમીનદારો તરફથી દવાખાનાં ચાલે છે, અને તેમાં માંદા અને અશક્તની મફત સારવાર થાય છે."

**રમણ**—મોટાભાઈ, એ ફાહિયાન ચીન છોડીને હિંદમાં શા માટે આવેલો?

**દામોદર**—બૌદ્ધ ધર્મનો અભ્યાસ કરવા માટે.

**સામળ**—ચીનાઓ ભારે જબરા! આ ફાહિયાન અનેક સંકટો વેઠીને પગે ચાલતો હિંદમાં આવ્યો હતો. એ કાંઈ ધન કમાવા નહોતો આવ્યો; પણ ફક્ત બૌદ્ધ ધર્મનો અભ્યાસ કરવા.

**વિનુ**—એ સાવ એકલોજ આવેલો?

**સામળ**—હિંદમાં તો એકલોજ આવેલો. ચીનમાંથી નીકળેલો, ત્યારે એની સાથે બીજા પાંચ સાથીઓ હતા; પણ એ પાંચે જણ બીચારા રસ્તાની હાડમારીથી અધવચ્ચેજ મુઆ. ફક્ત ફાહિયાન એકલો મહામુશીબતે જીવતો હિંદમાં પહોંચ્યો.

**રમણ**—પછી એ પોતાને દેશ પાછો ગયો હતો?

**સામળ**—હા. ૧૪ વર્ષ સુધી હિંદમાં ભટકીભટકી એણે બૌદ્ધ ધર્મનો અભ્યાસ કર્યો; અને પછી પોતાને દેશ જઈ ત્યાં એણે બૌદ્ધ ધર્મનું સાચું શિક્ષણ ફેલાવ્યું.

**રમણ**—શાબાશ છે એ ફાહિયાનને!

**દામોદર**—સામળ, ગુપ્તકાલ બધી રીતે સોના જેવો, ખરું?

**સામળ**—જરૂર. તે વખતનાં બાંધકામો ને ચિત્રકામો પણ હેરત પમાડે એવાં છે. દક્ષિણમાં આવેલી અજન્તાની પ્રખ્યાત બૌદ્ધ ગુફાઓ એ વખતમાં જ કોરી કાઢવામાં આવી હતી.

**દામોદર**—વિદ્યાનો ફેલાવો પણ તે વખતે સારો હતો.

**સામળ**—હા. તે વખતે તો લોકોમાં ગણિત ને ખગોળનું જ્ઞાન પણ સારી રીતે ફેલાયેલું. પેલો જાણીતો ખગોળવેત્તા આર્યભટ્ટ આ ગુપ્તકાળમાંજ થઈ ગયો.

**દામોદર**—અને કવિઓનો શિરોમણિ કાલિદાસ પણ આ ગુપ્તકાળમાંજ થઈ ગયો છે ને?

**સામળ**—હા, વિદ્વાનોનો એજ મત છે. વાહ! કાલિદાસ જેવો કવિ હિન્દમાં બીજો કોણ થયો છે?

**રમણ**—એવો જબરો એ કવિ થઈ ગયો?

**સામળ**—હા. એનાં લખેલાં નાટકો ને કાવ્યો તો દુનિયા આખીમાં વખણાય છે.

**રમણ**—કાલિદાસે શું લખ્યું છે?

**સામળ**—એનું 'શાકુંતલ' નામનું એક નાટક, 'કુમાર સંભવ' ને 'રઘુવંશ' નામનાં બે મોટાં કાવ્યો, અને એક 'મેઘદૂત' નામનું રસીલું કાવ્ય–આટલાં એનાં લખાણ તો અમર છે, સમજ્યો?

**રમણ**—સામળકાકા, પેલા હૂણોની તમે કાંઇક વાત કરતા હતા ને? એ હૂણોને ચંદ્રગુપ્તે નહિ હરાવેલા?

**સામળ**—ના; ચંદ્રગુપ્તે તો એકલા શક લોકોને હરાવ્યા

હતા; અને ત્યાર પછી એણે પોતાના નામની સાલ ચલાવી હતી, એ વાત તો હું તમને કહેવીજ ભૂલી જાઉં છું.

**રમણ**—સાલ ચલાવી હતી એટલે શું ?

**સામળ**—આણ કઈ સાલ ચાલે છે ? રમણ, કહે જોઉં.

**રમણ**—૧૯૩૧ની.

**સામળ**—૧૯૩૧ એ તો ઇસ્વીસન કહેવાય; પણ વિક્રમસંવત કઇ ચાલે છે ?

**રમણ**—મોટાભાઈ, કઈ ચાલે છે ?

**દામોદર**—ઇસ્વીસનમાં છપ્પન વર્ષ ઉમેર, એટલે વિક્રમસંવત આવશે.

**રમણ**—ત્યારે તો ૧૯૮૭મી સંવત, ખરું ને સામળકાકા?

**સામળ**—હા. આ ૧૯૮૭ એ વિક્રમસંવત કહેવાય છે; અને તે ચંદ્રગુપ્તના વખતથી શરૂ થયેલ છે. ચંદ્રગુપ્તને થઈ ગયા આજે ૧૯૮૭ વર્ષ થયાં.

**દામોદર**—શક લોકોને હરાવ્યા એની યાદીમાં એણે આ સંવત ચલાવી હતી; સમજ્યો રમણ ?

**રમણ**—ત્યારે આ ઇસ્વીસન ચાલે છે એ કોણે ચલાવી, અને ક્યારે ચલાવી ?

**સામળ**—એ હું આગળ ઉપર કહીશ; હમણાં તો આ ચંદ્રગુપ્તનો વિક્રમસંવત, સમજ્યો ને ?

**રમણ**—હા; પણ પેલા હૂણ લોકોનું શું ? એમને કોઈ હરાવી શક્યું જ નહિ.

**સામળ**—નહિ કેમ ? ચંદ્રગુપ્ત પછી આવનાર સ્કંદગુપ્ત અને નરસિંહગુપ્ત નામના રાજાઓએ એ હૂણોને સખત હાર આપી હતી. નરસિંહગુપ્તે તો હૂણોના સરદાર મિહિરગૂલને

હરાવી હૂણોનું તમામ જોર તોડી નાખ્યું હતું.

**રમણ**—એ ઠીક થયું. પછી હૂણ્ણો બધા હિન્દ છોડીને ચાલ્યા ગયા હતા ?

**સામળ**—ના રે ! બીજા યવનોની જેમ હૂણો પણ હિન્દમાં વસવાટ કરીને રહ્યા હતા; અને આર્યોની સોબતથી સુધરી જઈ સુખી થયા હતા; અને અંતે સમાજમાં પણ ભળી ગયા હતા.

**દામોદર**—પરદેશમાંથી હિન્દમાં આવનારાઓમાં ફક્ત મુસલમાનો ને અંગ્રેજો જ એવા છે, કે જેઓ હિન્દુસમાજ સાથે એકમેક થઈ ગયા નથી; ખરું સામળ ?

**સામળ**—મુસલમાનો પોતાના ધર્મના ફેલાવા માટે હિન્દમાં આવ્યા હતા, તેથી તેઓ હિંદુઓથી જુદાજ રહ્યા; અંગ્રેજો તો વળી પરદેશ રહીનેજ રાજ્ય ચલાવનારા રહ્યા, એટલે એ તો આપણી સાથે ક્યાંથીજ એકમેક થઈ ભળી જાય ?

**દામોદર**—અંગ્રેજો તો ઊલટા આપણને એમના સુધારામાં ભેળવી રહ્યા છે.

**સામળ**—એમ તો મુસલમાનોએ પણ હિંદુઓને એમના ધર્મમાં ભેળવી દેવા બહુ કર્યું હતું; પણ આપણો હિંદુધર્મ એવો છે, કે કોઈ બીજાના ધર્મથી કે સુધારાથી એ અંજાય કે ઊતરે એમ નથી; અને એટલેજ હિંદુઓ આટલો બધો વખત ગયો, છતાં સંખ્યામાં ઘટતા નથી.

**દામોદર**—હિંદુધર્મની અને હિંદુસુધારાની તો બલિહારી છે.

**રમણ**—સામળકાકા, ગુપ્તકાળ ખલાસ થયો ?

**સામળ**—હા. એ ગુપ્તકાળના છેવટના નબળા રાજાના

વખતમાં એજ રાજ્યના એક સૂબાએ સ્વતંત્ર થઈ રાજ્ય પડાવી લીધું.

**રમણ**—એ સૂબાનું નામ શું?

**સામળ**—પ્રભાકર વર્ધમાન. એણે રાજ્ય મેળવ્યા પછી કેટલાક હૂણ રાજાઓને હરાવી હેઠે બેસાડ્યા.

**રમણ**—બીજું કાંઈ જાણવા જેવું?

**સામળ**—બીજા પણ જે રાજાઓ એની સામે થયેલા, તે બધાને એણે હરાવ્યા હતા; પણ એની પછી એના દીકરાનો દીકરો હર્ષવર્ધન જ્યારે ગાદીએ આવ્યો, ત્યારે રાજ્યની આબાદી ને વિસ્તાર ખરેખરાં વધ્યાં હતાં.

**વિનુ**—ત્યારે હર્ષવર્ધનની વાત સરસ હોવી જોઈએ.

**સામળ**—એના વખતમાં એક બીજો ચીની મુસાફર નામે હ્યુએનસંગ હિંદમાં આવેલો હતો. પેલા ફાહિયાન પછી લગભગ બસેં વર્ષે.

**રમણ**—બૌદ્ધ ધર્મને માટેજ આવ્યો હશે.

**સામળ**—હા. એને બીચારાને પણ રસ્તામાં બહુ હેરાનગત થયેલી. ૩૦૦૦ માઈલનો રસ્તો કાપીને પગપાળે હિંદમાં આવવું તે કાંઈ જેવી તેવી વાત છે? બહુ જોખમની વાત.

**રમણ**—ચીનથી હિંદુસ્તાન આવતાં ૩૦૦૦ માઈલ ચાલવું પડે?

**સામળ**—હા. જો આ નકશામાં. એ ચીનાઓ ચીનમાંથી આમ ટિબેટમાં આવી, કાશ્મીરની ઉત્તરેથી હિંદમાં દાખલ થતા. બોલો ત્યારે, રસ્તો લાંબો ખરો કે નહિ?

**રમણ**—આમથી સીધા ન અવાય? આ બ્રહ્મદેશમાં થઈને.

**સામળ**—ના. તે વખતે બ્રહ્મદેશ ગીચ જંગલોથી ભરેલું હતું; અને એ જંગલોમાં કોઈને રસ્તો સૂઝે તેવું ન હતું; વળી ઘાતકી પશુઓનો પણ ભય.

**રમણ**—એ હ્યુએનસંગ આપણા વિષે કાંઈ લખી ગયો છે કે નહિ?

**સામળ**—લખી ગયો છે ને. હર્ષવર્ધન વિષે એણે લખ્યું છે:–"રાજા હર્ષ રાજકાજમાં બહુ શ્રમ લેતો. અશોકની માફક એણે પણ હિંસાનો અટકાવ અને અહિંસાનો ફેલાવો કર્યો હતો. સર્વ સાધુઓને એ છૂટથી દાન આપતો. એના દરબારી રસોડે રોજ ૧૦૦૦ બૌદ્ધ સાધુઓ અને ૫૦૦ બ્રાહ્મણો જમતા."

**દામોદર**—લોકો વિષે એણે કાંઈ લખ્યું છે કે નહિ?

**સામળ**—એ વખતના લોકો વિષે પણ એણે લખ્યું છે:–"લોકો સાદા, સ્વચ્છ, અને પ્રામાણિક હતા. લેવડદેવડમાં કપટ વિનાના, અને ન્યાય તોળવામાં વિવેકવાળા હતા. આપેલું વચન તેઓ હમેશાં પાળતા. ગુના ઓછા બનતા. લોકો ઉપર કરનો બોજો બહુ હળવો હતો. મૂળાક્ષરનું જ્ઞાન બાળકને ઘરમાંજ આપવામાં આવતું. ગુરુને ત્યાં બધી કોમના વિદ્યાર્થીઓ શીખવા જતા. શિક્ષકો બહુ ખંતીલા હતા. બૌદ્ધ સાધુઓ ધર્મમાં પારંગત હતા."

**રમણ**—હ્યુએનસંગે તો હર્ષરાજાના બહુ વખાણ કર્યા છે.

**વિનુ**—કરેજ ને? એ રાજા સારો હશે ત્યારેજ ને?

**સામળ**—એ રાજા એવો હતો, કે દર પાંચ વરસે રાજ્યમાં વધેલું બધું ધન દાનમાં આપી દેતો.

**રમણ**—વાહ!

**સામળ**—તે ઉપરાંત કોઈ સારો ઉત્સવનો કે પર્વનો દિવસ હોય, ત્યારે પણ એ રાજા મોતી અને સોનાચાંદીનું દાન કરતો.

**રમણ**—એ બધું દાન બૌદ્ધ સાધુઓને આપતો ?

**સામળ**—એકલા બૌદ્ધ સાધુઓનેજ નહિ, પણ બ્રાહ્મણોને સુદ્ધાં. બૌદ્ધ સાધુઓ ને બ્રાહ્મણો બન્નેને એ સરખુંજ માન આપતો. વળી એ મોટો કવિ પણ હતો.

**દામોદર**—મહાકવિ બાણભટ્ટ હર્ષના વખતમાંજ થઈ ગયા ને, સામળ ?

**વિનુ**—બાણભટ્ટ વળી કોણ ?

**સામળ**—બાણભટ્ટ એક મોટા કવિ થઈ ગયા છે. એમણે રચેલી "કાદંબરી" નામની વાર્તા મોટા થાઓ ત્યારે જરૂર વાંચજો.

**રમણ**—ગૂજરાતીમાં લખેલી છે ?

**સામળ**—ના રે, સંસ્કૃતમાં; પણ ગૂજરાતીમાં એનો તરજૂમો થયેલો છે. પેલા પ્રખ્યાત કાલિદાસનાં લખાણો પણ બધાં સંસ્કૃતમાંજ છે, હો.

**રમણ**—સામળકાકા, પછી પેલો હ્યુએનસંગ ચીનમાં પાછો ગયેલો ?

**સામળ**—હા. સોળ વર્ષ હિંદમાં રહીને એ ચીનમાં ગયો હતો; અને ત્યાં જઈ એણે બૌદ્ધ ધર્મનો ખૂબ ફેલાવો કર્યો હતો.

**દામોદર**—ધર્મને ખાતર ચીનાઓ કેવા સાહસો ખેડતા !

**સામળ**—ધર્મને ખાતર ખરા, પણ પોતાના દેશને ખાતર નહિ કે ?

**દામોદર**—બન્નેને ખાતર.

**રમણ**—સામળકાકા, હર્ષરાજા વિષે બીજું કાંઈ કહેવાનું છે ખરું કે ?

**સામળ**—એના રાજ્યનો વિસ્તાર બહુ હતો. હિમાલયથી માંડી નર્મદા સુધી, અને બ્રહ્મદેશથી માંડી લગભગ સિંધ સુધી.

**વિનુ**—સામળકાકા, બીજું શું શું જાણવા જેવું બન્યું હતું ?

**સામળ**—બીજું તો કાંઈ નહિ; પણ એના મરણ પછી એનું આખું રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું હતું. દામોદર, આજે તો હવે હું ઊઠીશ.

## વિસામો ૬ ઠ્ઠો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો. ]

### :: સવાલો ::

૧. ગુપ્તવંશના ચંદ્રગુપ્ત અને સમુદ્રગુપ્ત વિષે શું જાણો છો ? શક લોકોને કોણે હરાવી હાંકી કાઢ્યા ?
૨. પરદુ:ખભંજન વિક્રમ કોને કહેવામાં આવે છે ? તેને વિષે જે જાણતા હો તે કહો.
૩. ફાહિયાન વિષે તમે શું જાણો છો ? તેણે હિંદનું કેવું વર્ણન કર્યું છે ?
૪. ગુપ્તકાળમાં હિંદની સ્થિતિ કેવી હતી ?
૫. કવિશિરોમણિ કાલિદાસની અને બાણભટ્ટની અમર કૃતિઓ ગણાવો.
૬. વિક્રમસંવત કોણે શરૂ કર્યો ? શા કારણે ?
૭. સ્કંદગુપ્ત અને નરસિંહગુપ્ત વિષે શું જાણો છો ?
૮. પ્રભાકરવર્ધન વિષે જે જાણતા હો તે કહો.
૯. હ્યુએનસંગની મુસાફરીનું વર્ણન કરો; અને એણે રાજા હર્ષ વિષે તેમજ લોકો વિષે જે લખ્યું છે તેનો સાર કહો.

# મિજલસ ૭ મી

**રમણ**—સામળકાકા, આજે મારા ભાઈબંધ કનુભા પણ તમારી વાતો સાંભળવા આવ્યા છે.

**સામળ**—આવો, કનુભા. ભલે આવ્યા. આજે તમારા જેવા રજપૂતોનીજ વાત કરવાની છે. રમણ, ગઈ કાલે આપણે ક્યાં સુધી આવ્યા છીએ ?

**રમણ**—હર્ષરાજાના મરણ પછી એનું રાજ્ય છિન્ન-ભિન્ન થઈ ગયું.

**સામળ**—હા, બરાબર. ત્યાર પછી નાનામોટા રજપૂત રાજાઓને માથે કોઈ ઉપરી ન રહ્યું, તેથી તેઓ જુદી જુદી જગાએ સ્વતંત્રપણે રાજ્ય ચલાવવા લાગ્યા.

**રમણ**—એવાં સ્વતંત્ર રજપૂતરાજ્યો કેટલાં હતાં ?

**સામળ**—કુલ ચાર મોટાં સ્વતંત્ર રાજ્યો તે વખતે હતાં; (૧) કનોજનું રાજ્ય; (૨) માળવાનું રાજ્ય; (૩) ગુર્જરોનું રાજ્ય; અને (૪) દક્ષિણનાં રજપૂતરાજ્યો; જેવાં કેઃ ચાલુક્ય, રાઠોડ, ચોલ, ને પાંડ્ય જાતના રજપૂત રાજાઓનાં રાજ્ય.

**રમણ**—સામળકાકા, એ બધા રજપૂતો આર્યો જ ને?

**સામળ**—એમાં શી શંકા? રજપૂતો બધા સૂર્યવંશી અને ચંદ્રવંશી છે. આ તારા ભાઇબંધ કનુભા સૂર્યકુળના છે, કેમ ખરુંને કનુભા?

**કનુભા**—હા; મારા બાપુ એમજ કહેતા હતા. અમે પ્રતાપરાણાના વંશના છીએ. અમારું મૂળ રહેઠાણ પણ માળવામાંજ હતું; પણ આજે કેટલાંય વરસથી અમે અહીં રહીએ છીએ.

**સામળ**—કનુભાના વડવાઓ આ તરફ આવ્યા તે તો આજથી લગભગ ૪૦૦ વર્ષ પહેલાં આવ્યા હશે.

**કનુભા**—મારા બાપુ કહેતા હતા, કે પ્રતાપરાણાના મુઆ પછી અમે માળવા છોડી આ તરફ ગૂજરાતમાં આવ્યા હતા.

**સામળ**—તમારા બાપુનું કહેવું ખરું છે. દામોદર, રજપૂતો જેવું શૂરાતન બીજી કોઈ કોમમાં નથી, હો. જો કે આજે રજપૂત કોમ પૈસેટકે ને ગામગરાસે ઘસાઈ ગઈ છે; પણ છતાં એ કોમમાં જે શૌર્ય છે તે બીજી કોઈ કોમમાં નથી.

**દામોદર**—મારી સાંભરણની જ વાત કરું, તો આ કનુભાના બાપુના બાપુ માનસંગભા સિત્તેર વરસના હતા; પણ છપ્પનિયામાં જ્યારે ગામમાં ધાડ પડી હતી, ત્યારે ઘોડીએ એ ચડ્યા હતા; અને એમણે એકલે હાથે આખી ધાડને તગડી મૂકી હતી.

**સામળ**—બાપ! રજપૂતો તો દેશના શણગાર છે.

**દામોદર**—રજપૂતનું લોહીજ શૂરાતનથી ભરેલું છે. એ કોમને જો આજે બરાબર કેળવવામાં આવે, તો સામળ, એ શું ન કરે?

**સામળ**—તો તો ભલભલાને પાણી પાઈ દે. પાછી

પાની કરવાનું તો એ માઈના પૂત જાણેછેજ ક્યાં?

**દામોદર**—લડતાં પીઠ બતાવે એ રજપૂત શેનો?

**સામળ**—લડાઈમાં પ્રાણ હોમવા એ તો એમને મન આનંદની વાત.

**કનુભા**—મારા બાપુ કહેતા હતા, કે લડાઈમાં મરવાથી તો સ્વર્ગમાં જવાય.

**સામળ**—હા, બાપુ હા. સાચી વાત. ઘરમાં ખાટલે પડીને મરે એ તો કાયરનું કામ. મૂછાળા મર્દો હોય, એ તો દુશ્મન સામે લડતાં લડતાં જ મરે.

**દામોદર**—રજપૂતો આવા વીર હોય એમાં નવાઈ પણ શેની? રજપૂતાણીઓ કાંઈ જેવી તેવી હતી?

**સામળ**—બાપ! સિંહણનાં દૂધ ધાવનારા સિંહોજ હોય.

**દામોદર**—રજપૂતાણીઓ પણ મોતથી ડરેજ નહિ.

**સામળ**—માથું હાથમાં લઈને જ ફરનારી. વખત આવ્યે, રણમેદાને પણ લડવા જાય એવી.

**કનુભા**—મારા બાપુની બાનાં બા હતાં, તે લડવા ગયાં હતાં, એમ મારાં બા કહેતાં હતાં.

**સામળ**—સાચી વાત. એ તો આજનો જમાનો એવો છે, કે રજપૂતાણીઓને ઓઝલપડદે પડી રહેવું પડે છે. અગાઉ ઓઝલપડદો તો ખરો, પણ લડાઈના મામલામાં એ બધું દૂર મુકાતું હતું.

**કનુભા**—દામોદરકાકા, તલવાર ફેરવતાં તો મારાં બાને પણ આવડે છે, હો.

**દામોદર**—અને તમારાં બા પાસે એક નાની કટાર પણ છે ને?

**કનુભા**—હા; મારાં બા પાસે એક કટાર છે; એક નાનો જમૈયો પણ છે. મારા બાપુની પાસે પણ એક ભાલો છે, બે તલવારો છે, એક બંદૂક છે, ને એક નાની ને બીજી મોટી એવી બે ઢાલો છે.

**સામળ**—લોઢાની સાંકળીનાં ગૂંથેલાં બખ્તરો પણ હશે.

**કનુભા**—હા, છે. એક લોઢાનો ટોપ પણ છે.

**સામળ**—બીજાં નાનાંમોટાં હથિયારો પણ કેટલાંય હશે.

**રમણ**—કનુભા, તમે મને આ બધું તો કોઈ દિવસ બતાવ્યું જ નહિ. કાલે તમારે ત્યાં આવું, ત્યારે બધું બતાવજો, હો.

**કનુભા**—તું આવે, ત્યારે યાદ કરજે ને. હું તને બધું બતાવીશ. મારા બાપુનો ભાલો તો તારાથી ઊપડ્યો પણ નહિ ઊપડે. એનું બરોબર પોણો મણ વજન છે.

**સામળ**—આજે આ વિનુડી કેમ કાંઈ બોલતી નથી?

**વિનુ**—સાંભળું છું ને. સામળકાકા, મારે કટાર જોવી છે.

**સામળ**—જજે ને કાલે ભાઈની સાથે કનુભાને ત્યાં. કનુભા, વિનુને તમારાં બાની પેલી કટાર બતાવજો, હો.

**કનુભા**—વિનુ, આવજે ને. રમણ સાથે આવજે.

**રમણ**—સામળકાકા, આપણી વાત આગળ ચલાવીએ: હર્ષ પછી એના રાજ્યના ભાગલા પડી ગયા, તો એના ગયા પછી બૌદ્ધ ધર્મનું શું થયું? રજપૂત રાજાઓ બૌદ્ધધર્મી હતા?

**સામળ**—ના; રજપૂત રાજાઓ વેદધર્મી હતા. હર્ષ પછી બૌદ્ધ ધર્મમાં બહુ સડો પેઠો હતો. મઠમાં રહેનારા સાધુસાધ્વીઓ પોતપોતાના ધર્મ બરાબર પાળતાં ન હતાં.

**વિનુ**—બૌદ્ધ ધર્મનો નાશ થવા બેઠો હશે, બીજું શું?

**સામળ**—હા, એમજ. બૌદ્ધ ધર્મને એની પડતીના કાળમાં શંકરાચાર્ય જેવા સંન્યાસીએ જબરો ઘા લગાવ્યો. એવો કે પછીથી બૌદ્ધ ધર્મ હિંદમાં ટકી શક્યો જ નહિ.

**રમણ**—શંકરાચાર્ય તો જગદ્‌ગુરુ કહેવાય છે તેજ ને, મોટાભાઇ ?

**દામોદર**—હા. આપણે ત્યાં એમની છબી ટાંગી છે ને ?

**વિનુ**—હા, એ રહી. બારણાંની ઉપર જ ટાંગેલી છે.

**સામળ**—શંકરાચાર્ય એક દેવાંશી પુરુષ થઈ ગયા.

**દામોદર**—નહિતર ૩૨ વર્ષની ઉંમરમાંજ એટલું બધું કામ થઈ શકે ?

**રમણ**—જગદ્‌ગુરુ ૩૨ વર્ષ સુધી જ જીવ્યા હતા ?

**સામળ**—હા; પણ એટલા વખતમાં તો એમણે હિંદુસ્તાનના એક છેડેથી બીજે છેડે ફરી વળી વેદધર્મનો ડંકો વગાડી દીધો હતો. બૌદ્ધ ધર્મને તો એમણે જડમૂળથી ઉખેડી નાખ્યો હતો.

**દામોદર**—ભલભલા વિદ્વાનો, કર્મકાંડીઓ, કે મોટા શાસ્ત્રીઓ હોય, પણ કોઈ એમની સાથે વાદવિવાદમાં ફાવી શકતું નહિ.

**સામળ**—મંડનમિશ્ર જેવો મહાસમર્થ કર્મકાંડી પણ હારી ગયો હતો, તો બીજાનું શું ગજું ?

**કનુભા**—શંકરાચાર્ય તો બ્રહ્મણોના ગુરુ ને ?

**સામળ**—હા, એજ. એ પોતે પણ બ્રાહ્મણ હતા; અને એમણે નાનપણથી જ સંન્યાસ લીધો હતો.

**કનુભા**—સંન્યાસ લઈને એમણે શું કર્યું ?

**સામળ**—એમણે આખા હિંદમાં ફરીને લોકોને સાચો

વેદધર્મ સમજાવ્યો. તે વખતે લોકો બહુ વહેમી થઈ ગયા હતા. ભાતભાતના દેવોને પૂજતા હતા. તે બધાયને શંકરાચાર્યે ઉપદેશ આપી સાચો વેદધર્મ શીખવ્યો.

**રમણ**—વેદધર્મ શીખવ્યો, પણ શું કહીને શીખવ્યો?

**સામળ**—એમ કહીને, કે માણસનો આત્મા છે એજ પરમાત્મા છે. આ જગત ને જગતના વ્યવહારો ખોટા છે. સર્વ ઠેકાણે પરમાત્મા જ છે. પરમાત્મા સિવાય કાંઈ છેજ નહિ; અને એ પરમાત્માનું જ્ઞાન થવા માટે સંન્યાસ લેવોજ જોઈએ.

**રમણ**—એટલે એમના ઉપદેશ પ્રમાણે તો બધાએ સંન્યાસીજ બની જવું જોઈએ ને?

**સામળ**—હા. શંકરાચાર્ય પોતે સોળ વર્ષે સંન્યાસી થયા હતા; પણ બધાએ તરતજ સંન્યાસી થવું એમ એ નથી કહી ગયા. કર્મ કરો, ભક્તિ કરો; પણ મોક્ષ મેળવવા માટે તો સંન્યાસજ લેવો જોઈએ એમ એ કહી ગયા છે.

**વિનુ**—સામળકાકા, પેલા હિંદુ રાજાઓની કાંઈક વાત કરો ને. એ બધામાં જબરો રાજા કોણ હતો?

**સામળ**—વિનુને રાજાની વાતો સાંભળવી બહુ ગમતી લાગે છે. સાંભળ: એ બધાં નાનાંમોટાં રજપૂતરાજ્યોમાં સૌથી મોટાં ત્રણ રાજ્યો હતાં. એક રાજ્ય કનોજનું, બીજું અજમેરનું, ને ત્રીજું ગૂજરાતનું. ગૂજરાતમાં ભોળો ભીમ રાજ્ય કરતો હતો; અજમેરમાં સોમેશ્વર ચૌહાણ રાજ્ય કરતો હતો; અને કનોજમાં વિજયપાળ રાજ્ય કરતો હતો.

**વિનુ**—ભોળા ભીમની વાત તો સામળકાકા, તમે અમને કહી છે, ખરું ને?

**સામળ**—હા; ગૂજરાતની વાતો આપણે કહી, ત્યારે

એ ભોળા ભીમની વાત આવી હતી.

**રમણ**—એની સાથે પૃથ્વીરાજ ચૌહાણની વાત પણ આવી હતી.

**વિનુ**—એમ તો તે વખતે મહમૂદ ગિઝની ને શાહુદ્દીન ગોરીની **પણ** વાતો આવી હતી.

**સામળ**—બરાબર છે. પૃથ્વીરાજ ચૌહાણ અજમેરના રાજા સોમેશ્વરનો પુત્ર હતો; એને એની માના બાપ અનંગપાળનું દિલ્હીનું રાજ્ય મળ્યું હતું; અને યાદ રાખજો, કે કનોજનો વિજયપાળ પૃથ્વીરાજનો સગો માસો થાય.

**રમણ**—ભોળા ભીમ ને પૃથ્વીરાજ વચ્ચે તો વેર બંધાયું હતું ને?

**વિનુ**—હાસ્તો. પેલી ઇચ્છનકુમારીનાં લગ્ન બાબતમાં. તું ભૂલી ગયો, ભાઈ?

**રમણ**—બધું મને યાદ છે.

**સામળ**—અને પૃથ્વીરાજને પોતાના માસા વિજયપાળના પુત્ર જયચંદ સાથે પણ વેર થયું હતું.

**રમણ**—શા કારણે?

**સામળ**—દિલ્હીનું બધું રાજ્ય પૃથ્વીરાજને મળ્યું, તેથી જયચંદને ખોટું લાગ્યું; અને તે દિવસથી એ બે વચ્ચે વેર બંધાયું.

**દામોદર**—સામળ, દિલ્હીના રાજ્ય માટે એક રીતે બન્નેને સરખો હક્ક હતો, તો શા માટે બધું રાજ્ય પૃથ્વીરાજનેજ અનંગપાળે આપ્યું હશે?

**સામળ**—એનું કારણ એટલુંજ, કે પૃથ્વીરાજ નાનપણથી મોસાળમાં મોટો થયો હતો; અને વળી પોતે બત્રીસ લક્ષણો

હતો, તેથી અનંગપાળે પૃથ્વીરાજને જ બધો વારસો આપ્યો.

**રમણ**—ત્યારે તો એ વખતનાં ત્રણે બળવાન રાજ્યો વચ્ચે વેરઝેર હતાં.

**સામળ**—હા; અને એ વેરઝેર તો વધતાં ચાલ્યાં હતાં. જયચંદની કુંવરી સંયુક્તાના સ્વયંવર વખતે પૃથ્વીરાજે એનું હરણ કરી એ જૂનું વેર બહુજ વધારી મૂક્યું હતું.

**કનુભા**—પૃથ્વીરાજ પણ ખરો, કે સ્વયંવરમાં જઈ સંયુક્તાનું હરણ કરી આવ્યો!

**સામળ**—કનુભા, એ પૃથ્વીરાજ તો બહુ બળિયો હતો; પણ એટલું ન ભૂલશો, કે સંયુક્તા પોતાના મનથી પૃથ્વીરાજનેજ વરી ચૂકી હતી; પણ જયચંદની ઇચ્છા એવી, કે સંયુક્તાને પૃથ્વીરાજ વેરે પરણાવવી જ નહિ.

**કનુભા**—તેમાં પૃથ્વીરાજે હરણ કર્યું, એમ કહો ને.

**સામળ**—હા; પણ આ બધાં વેરઝેર વધવાથી એક બહુ બૂરું પરિણામ શું આવ્યું તે જાણો છો?

**રમણ**—તમે જ કહો ને.

**સામળ**—બળવાન રાજાઓ વચ્ચે આમ માંહોમાંહે વેર વધવાથી મુસલમાનના હલ્લા વધતા ચાલ્યા; અને એ પરદેશીઓ ફાવવા પણ લાગ્યા.

**વિનુ**—હં. તેમાં જ પેલો મહમૂદ ગિઝની ફાવી ગયો હતો તો. સોમનાથ મહાદેવને પણ એ મહમૂદ લૂંટી ગયો હતો ને?

**દામોદર**—વિનુ, મહમૂદ ગિઝની તો ભીમ બાણાવળીના વખતમાં સોમનાથનું દહેરું લૂંટવા આવેલો; ભોળા ભીમના વખતમાં નહિ, હો. ભીમ બાણાવળી તો ભોળા ભીમથી

કેટલાંય વર્ષો પહેલાં થઈ ગયો, સમજી ?

**સામળ**—પણ વિનુ એક વાત બરાબર સમજી છે. ભોળા ભીમ ને જયચંદ સાથે પૃથ્વીરાજને વેર ન હોત, તો મહમૂદ ગિઝની પછી લગભગ ૨૦૦ વર્ષે આવનાર શાહબુદ્દીન ઘોરી પૃથ્વીરાજ સામે ફાવે એવી એની મગદૂર ન હતી.

**દામોદર**—પણ જ્યાં સંપજ નહિ ત્યાં જંપ કયાંથી હોય ? રજપૂત રાજાઓના કુસંપને લઈનેજ મુસલમાનો ફાવી ગયા.

**સામળ**—ફાવી ગયા તે કેવા ! શાહબુદ્દીન ઘોરીએ છેવટે પૃથ્વીરાજને હરાવી, મારી, દિલ્હીમાં મુસલમાની રાજ્ય પણ ઠોકી બેસાડયું.

**કનુભા**—હેં ! પૃથ્વીરાજ તો બહુ બળિયો હતો ને?

**સામળ**—બળિયાનું બળ પણ કેટલીક ટક્કર ઝીલે ? છ છ વખત તો પૃથ્વીરાજ એકલાએ એ જ શાહબુદ્દીન ઘોરીને ઊભી પૂંછડીએ નસાડયો હતો; પણ સાતમી વખતે એજ પૃથ્વીરાજ શાહબુદ્દીનથી હાર્યો હતો, અને લડાઇમાં માર્યો ગયો હતો.

**દામોદર**—બીજા કોઈ રાજાએ મદદ જ ન કરી, એટલે એ એકલો શું કરે ?

**રમણ**—જયચંદ તો ઊલટો ખુશ થયો હશે.

**સામળ**—હા; પણ એનો આનંદ લાંબો ન ટકયો; કારણ કે પૃથ્વીરાજને માર્યા પછી બીજેજ વર્ષે એ ઘોરી પાદશાહે કનોજ ઉપર હલ્લો કર્યો. જયચંદ બહાદુરીથી લડયો; પણ હાર્યો, ને માર્યો ગયો.

**રમણ**—ત્યારે તો ઘોરી પાદશાહ રજપૂતોના કુસંપથી

બહુ ફાવી ગયો. ધન પણ બહુ લૂંટી ગયો હશે.

**સામળ**—ધનની ક્યાં વાત કરે છે? ધન તો ઢગલાબંધ લઈ ગયો હતો. ચાર હજાર ઊંટ ઉપર સોનુંરૂપું લાદીને એ અફઘાનિસ્તાન પાછો ગયો હતો; પણ એ ઉપરાંત હિંદમાં મુસલમાની રાજ્ય પણ સ્થાપતો ગયો હતો.

**રમણ**—શાહબુદ્દીન ઘોરી તો અફઘાનિસ્તાન ચાલ્યો ગયો હતો ને?

**સામળ**—પણ એ ઘોરી પાદશાહ કુતુબુદ્દીન નામના એક સરદારને એના જીતેલા બધા મુલક ઉપર રાજ્ય ચલાવવાનું કામ સોંપી ગયો હતો.

**રમણ**—ત્યારે હવે હિંદમાં મુસલમાની રાજ્ય સ્થપાયું?

**સામળ**—હા. વિક્રમ પછી ૧૨૦૦ વર્ષે હિંદમાં મુસલમાની સત્તા પ્રથમ દિલ્હીમાં સ્થપાઈ.

**કનુભા**—રજપૂતોના કુસંપને લઈને એ બધું થયું.

**દામોદર**—કુસંપથી જ તો. બાકી શૂરાતન શું ઓછું હતું? શૂરાતન તો ઘણું હતું; પણ વેરઝેરમાં એ બધું વ્યર્થ ગયું.

**વિનુ**—ત્યારે હવે કુતુબુદ્દીન દિલ્હીનો બાદશાહ થયો ને?

**સામળ**—પહેલાં તો કુતુબુદ્દીન ફક્ત સૂબોજ નીમાયો હતો; પણ શાહબુદ્દીનના મરણ પછી એ સ્વતંત્ર થઈ ગયો; અને પોતાને હિંદનો પાદશાહ ગણાવવા લાગ્યો.

**કનુભા**—મારે હવે જવું જોઈએ; નહિતર મારા બાપુ બૂમ પાડશે.

**સામળ**—ચાલો હું પણ હવે ઊઠું છું, કનુભા.

**વિનુ**—સામળકાકા, તમારી ઘડિયાળ બતાવો ને.

**સામળ**—દીકરી, એ તો ઘેર પડી છે.

[સામળ જાય છે.]

**દામોદર**—સામળ, આવજે.

## વિસામો ૭ મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો. ]

### : : સવાલો : :

૧. શ્રીહર્ષ પછી કયાં કયાં સ્વતંત્ર રજપૂતરાજ્યો હતાં ?

૨. રજપૂતોના ગુણુદોષોનું વર્ણન કરો; અને તે વખતની રજપૂતાણીઓ કેવી હતી તે કહો.

૩. બૌદ્ધ ધર્મના નાશનું કારણ કહો.

૪. જગદ્‌ગુરુ શંકરાચાર્ય વિષે શું જાણો છો ?

૫. શંકરાચાર્યનો ધર્મોપદેશ શો હતો ?

૬. રજપૂતસમયમાં મુખ્ય રાજ્યો ક્યાં કયાં હતાં ?

૭. એ રાજ્યો વચ્ચે વેર બંધાવાનાં કારણો કહો.

૮. સંયુક્તા વિષે શું જાણો છો ?

૯. ઘોરી પાદશાહની છેલ્લી સવારીનું પરિણામ કહો.

૧૦. હિંદમાં મુસલમાની રાજ્યની સ્થાપના ક્યારે થઈ, અને કોણે કરી ?

# મિજલસ ૮ મી

**દામોદર**—આવ, સામળ.

**સામળ**—હા; પણ આ શું? આજે પણ આપણી મિજલસમાં એક જણ નવું વધ્યું લાગે છે ને શું!

**રમણ**—આજે વળી મારો એક બીજો દોસ્ત તમારી વાતો સાંભળવા આવ્યો છે, સામળકાકા.

**સામળ**—એ તારા દોસ્તનું નામ શું?

**રમણ**—કાસિમ.

**દામોદર**—સામળ, ઓળખ્યો એ છોકરાને?

**સામળ**—ના. કોનો દીકરો?

**દામોદર**—મિયાં યુસુફઅલીનો.

**સામળ**—ઓળખ્યો, ઓળખ્યો; આપણા જમાદાર યુસુફઅલીનો ને? યુસુફભાઈ જેવા જમાદાર મેં કોઈ જોયા નથી, હો દામોદર.

**દામોદર**—યુસુફભાઈની હાકે તો આજ કેટલાંય વર્ષથી ગામમાં ચોરીનું નામ નથી રહ્યું, નામ!

**સામળ**—યુસુફભાઈ તો પાક મુસલમાન ને નેક અમલદાર છે. યુસુફભાઈની ખુશબો પણ ગામ આખામાં કેવી છે ? કાસિમ, તું ય તારા બાપુ જેવો થજે, હો. થઈશ ને ?

**કાસિમ**—હા; મારા બાપુ મને રોજ કુરાન પઢવાનું ને ખુદાની બંદગી કરવાનું કહે છે.

**સામળ**—ત્યારે તો તમે તમારા બાપુથી પણ સવાયા થવાના. અત્યારથીજ જે બાળક ઉપર ધર્મના સંસ્કારો પાડવામાં આવે છે, એ મોટો થયે આબરૂદાર કેમ ન થાય ?

**વિનુ**—સામળકાકા, તમે કરવાની વાત કરતા નથી, ને બીજીત્રીજી વાતો કર્યા કરો છો.

**સામળ**—હા, બહેન, હા. પણ તું કેમ તારી કોઈ બહેનપણીને નથી લાવતી ?

**વિનુ**—મારી એક બહેનપણીને મેં કહ્યું છે તો ખરું; પણ આવે ત્યારે ખરી. તમે હવે આપણી વાત શરૂ કરો છો કે નહિ ?

**સામળ**—બોલ ત્યારે તુંજ. આપણે ક્યાં સુધી આવ્યા છીએ ?

**વિનુ**—રજપૂતોના કુસંપને લઈ હિંદમાં મુસલમાની રાજ્ય થયું. વિક્રમ પછી લગભગ ૧૨૦૦ વર્ષે.

**સામળ**—પણ મુસલમાનો કોણ, ને ક્યાંથી આવ્યા તે બધું જાણો છો ?

**કાસિમ**—મારા બાપુ કહેતા હતા, કે અમે મુસલમાનો તુર્કસ્તાનમાંથી અહીં આવ્યા છીએ.

**સામળ**—જુઓને; મૂળ મુસલમાની ધર્મ અરબસ્તાનમાં જન્મ્યો; ત્યાંથી વધીને એ તુર્કસ્તાન, આફ્રિકા, અને યુરોપના

કેટલાક ભાગમાં ફેલાયો. જુઓ, આ નકશામાં બતાવું છું તે જોતાં જાઓ. તુર્કસ્તાનમાંથી મુસલમાની ધર્મ આગળ વધીને આ ઇરાનમાં પેઠો. ઇરાનમાં તે વખતે પારસીઓ રહેતા હતા. એ પારસીઓમાંના કેટલાક મરાયા, કેટલાક વટલાયા, ને કેટલાક નાસીને હિંદમાં આવી વસ્યા.

**રમણ**—આપણા દેશના પારસીઓ મૂળ ઇરાનમાંથી આવેલા ?

**સામળ**—હા. ઇરાનનું અસલ નામ પારસદેશ હતું. એ પારસદેશના પારસીઓ મુસલમાનોથી હારીને ને ત્રાસીને અહીં નાસી આવેલા છે. આપણા હિંદુ રાજાઓએ એમને સુખેથી અહીં વસવા દીધા હતા; અને કેટલીક મદદ પણ કરી હતી.

**દામોદર**—હિંદુ રાજાઓ બહુ ઉદાર હતા.

**સામળ**—અને વળી પારસીઓ મૂળે તો આર્યપ્રજાજ છે, હો ?

**રમણ**—પારસીઓ આર્ય છે ?

**સામળ**—હા; પણ એ આર્યો પારસદેશમાં વસ્યા એટલે પારસી કહેવાયા; અને આપણે હિંદમાં આવીને વસ્યા એટલે હિંદુ કહેવાયા.

**દામોદર**—પારસીઓના ધર્મમાં અને આપણા આર્ય-ધર્મમાં મળતાપણું પણ બહુ છે.

**સામળ**—અરે ! કેટલાક દેવો પણ એકના એક છે; અને કેટલીક ધર્મની વિધિઓ પણ આપણી ને એમની સરખીજ છે.

**રમણ**—એમ ? અને આ મુસલમાનો આપણાથી છેકજ જુદા છે ?

**સામળ**—હા. પછી એ મુસલમાનો ઇરાનથી આગળ વધી અફઘાનિસ્તાનમાં દાખલ થયા; અને ત્યાંથી આગળ વધી છેવટે હિંદમાં આવ્યા, અને રાજ્ય પણ સ્થાપ્યું.

**કાસિમ**—શાબાશ !

**સામળ**—મુસલમાનો ધર્મના ફેલાવા માટેજ એક પછી એક દેશ જીતતા હતા; અને દેશ જીતીને ત્યાં પણ રાજ્ય સ્થાપતા હતા.

**દામોદર**—મુસલમાનોમાં ધર્મનું અભિમાન બહુ જબરું છે. ધર્મને માટે તેઓ પ્રાણ પાથરવા પણ તૈયાર.

**સામળ**—અને પોતાના મુસલમાનભાઈ માટે પણ મુસલમાનો પ્રાણ આપતાં પાછું વાળી જોતા નથી.

**દામોદર**—એમનામાં ભાઈચારો બહુ છે. મુસલમાનોની અંદર ભેદભાવજ ન મળે. બધા સગા ભાઈ જેવા થઈ ને વર્તે.

**સામળ**—તમારા ધર્મનું એવું ફરમાનજ છે, કેમ કાસિમમિયાં, ખરુંને ?

**કાસિમ**—હા. અમારા મુસલમાનોમાં તો બધાની સાથે રોટીવ્યવહાર; અને રોટીવ્યવહારની સાથે બેટીવ્યવહાર પણ ખરોજ. કોઈ ઊંચ કે નીચ નહિ.

**સામળ**—હા; તમારી કોમનો સંપ જબરો છે.

**વિનુ**—આ મુસલમાની ધર્મ સ્થાપનાર કોણ ?

**કાસિમ**—અમારા પયગંબર મુહમ્મદસાહેબ.

**સામળ**—હા; પયગંબર મુહમ્મદસાહેબે મૂળ એ ધર્મ અરબસ્તાનમાં સ્થાપ્યો. પ્રથમ તો ત્યાંના મૂર્તિપૂજક આરબો સામા થયા; પણ મુહમ્મદસાહેબની સચ્ચાઈથી ને એમના શુદ્ધ ચારિત્રથી આખરે એ ધર્મ આરબ લોકોએ

સાચો માન્યો; અને તેઓ મુહમ્મદસાહેબને પૂજવા લાગ્યા.

**રમણ**—મુહમ્મદસાહેબ પયગંબર કેમ કહેવાય છે?

**સામળ**—કારણ કે એ ખુદાનો સંદેશો લાવનાર દૂત હતા. એ જે કાંઈ કહેતા તે ખુદાઈ વાણીમાં જ કહેતા; અને લોકો એ ખુદાઈ વાણી સાંભળીને ચકિત થઈ જતા, અને તરતજ મુસલમાની ધર્મમાં દાખલ થઈ જતા.

**રમણ**—સામળકાકા, મુસલમાની ધર્મ આપણા હિંદુ ધર્મથી બહુ જુદો છે?

**સામળ**—બહુ જુદો તો કાંઈ નહિ. ફક્ત તફાવત એટલો જ છે, કે મુસલમાની ધર્મમાં મૂર્તિપૂજાની ચોખ્ખી મનાઈ છે, જ્યારે આપણામાં મૂર્તિપૂજાની મનાઈ નથી. બાકી પરમેશ્વર એક છે, અને એજ પૂજ્ય છે એ મુસલમાની ધર્મનો સિદ્ધાંત આપણાથી જરાય જુદો નથી.

**રમણ**—સામળકાકા, આપણામાં તો ઘણા દેવ-દેવીઓ છે ને?

**સામળ**—એ બધા દેવદેવીઓ એક જ પરમાત્માની જુદી જુદી શક્તિઓ છે.

**દામોદર**—આપણે બ્રહ્મા, વિષ્ણુ, ને મહેશ એમ ત્રણ દેવને પૂજીએ છીએ; પણ ખરી રીતે એક જ પરમાત્માની એ ત્રણ શક્તિઓ છે.

**રમણ**—ત્યારે તો આપણા ધર્મ પ્રમાણે પણ ઈશ્વર તો એક જ છે, એમ ને?

**સામળ**—હા; અને એ જ ઈશ્વર સર્વ ઠેકાણે ને સર્વ કાળે છે.

**રમણ**—સામળકાકા, પેલા કુતુબુદ્દીન પાદશાહની તો

વાત જ રહી જાય છે, હો.

**સામળ**—રહી જવા કેમ દઈશ? એ પાદશાહે તો દિલ્હી પાસે એક ઊંચો ઊંચો મિનારો બંધાવ્યો હતો.



કુતુબમિનાર

**દામોદર**—એ કુતુબુદ્દીને બંધાવેલો કુતુબમિનારો બહુ ઊંચો છે; ૨૫૦ ફીટ ઊંચો છે.

**સામળ**—વિનુ, કુતુબુદ્દીન જાતનો ગુલામ હતો, હો. અને એથી એના આખા વંશનું નામ ગુલામવંશ પડ્યું છે. ગુલામવંશના નવ પાદશાહો અને એક રાણી મળી કુલ દશ રાજ્યકર્તાઓ દિલ્હી ઉપર રાજ્ય ભોગવી ગયા.

**વિનુ**—રાણીએ રાજગાદી ઉપર બેસી રાજ્ય ચલાવ્યું હતું?

**સામળ**—હા. દિલ્હીની ગાદી ઉપર બેસી રાજ્ય ચલાવનારી આ એક જ રાણી થઈ ગઈ છે. એનું નામ હતું રઝિયાબેગમ.

**રમણ**—સામળકાકા, એ બધા પાદશાહોની વાત જરા લંબાણથી કહો.

**સામળ**—લંબાણથી કહેવા જેવું એમાં કશું નથી. ફક્ત ૮૪ વર્ષ સુધી એ વંશના પાદશાહોએ દિલ્હી ઉપર હકૂમત ચલાવી હતી.

**રમણ**—કોઈ પાદશાહ વિષે કહેવા જેવું નથી? એવું તે હોય?

**સામળ**—એક નાસિરુદ્દીન નામનો પાદશાહ બહુ ભલો ને ધર્મી થઈ ગયો. એ તો ફકીર જ હતો એમ કહીએ તો પણ ચાલે. એણે રાજ્યની તિજોરીમાંથી એક પાઈ પણ પોતાને માટે નહોતી ઉપાડી.

**રમણ**—ત્યારે ખાતોપીતો કેવી રીતે?

**સામળ**—પોતે જાતે પોતાના સુંદર અક્ષરથી કુરાનની નકલો લખતો; અને એમાંથી જે કાંઈ ઊપજતું તે ઉપર પોતાનો નિભાવ કરતો.

**વિનુ**—સામળકાકા, રઝિયાબેગમ વિષે થોડુંક કહેવું પડશે.

**સામળ**—તને કાંઈ ના પડાશે? રઝિયાબેગમ બહુ

બહાદુર, ભણેલી, ને ઉદ્યોગી હતી. એ બેગમ બુરખો નહોતી રાખતી; પણ મર્દનો પોશાક પહેરી ખુલ્લા દરબારમાં બેસી બધો રાજ્યકારભાર ચલાવતી હતી; બોલ, કેવી હોશિયાર ?

**રમણુ**—ગુલામવંશના બીજા કોઈ પાદશાહ વિષે થોડુંક કહો ને.

**સામળ**—એ વંશનો છેલ્લો પાદશાહ કૈકુબાદ છેકજ નાલાયક નીવડયો; તેથી તેનો વજીર જલાલુદ્દીન ખીલજી એને મારી નાખી દિલ્હીનો મોટો પાદશાહ બની બેઠો.

**રમણુ**—સામળકાકા, તમે બહુ ઉતાવળ કરો છો.

**સામળ**—ઉતાવળ જરાય નથી કરતો. તમારે જાણવા જેવું બધું તમને કહું છું, હો દીકરાંઓ.

**રમણુ**—વારુ. (ધીમેથી) મિયાંની ચાંદે ચાંદ.

**સામળ**—ગુલામવંશ પછી ખીલજીવંશ આવ્યો; અને ખીલજીવંશ પછી તઘલખવંશ આવ્યો; અને તઘલખવંશ પછી સૈયદવંશ આવ્યો; અને સૈયદવંશ પછી લોદીવંશ આવ્યો; અને લોદીવંશ પછી.... [ દામોદર હસી પડે છે ]

**રમણુ**—રાખો હવે, રાખો સામળકાકા. તમે તો ઊડવાજ મંડ્યા છો. આખા વંશના વંશ ગળપ કરી નાખો છો !

**વિનુ**—સામળકાકા આજે બરાબર તાનમાં નથી. કાં તો પછી જવાની ઉતાવળમાં છે.

**સામળ**—(હસીને) આ છોકરાંઓ તો જુઓ ! મારાં વહાલીડાં મનેય હસી કાઢે છે.

**દામોદર**—સામળ, તુંય બે ચાર વંશોની વાત એકજ સાથે કરી નાખે છે તો.

**સામળ**—પણ એ બધા વંશોમાં ખાસ જાણવા જેવુંય

શું છે ? એટલુંજ કે એટલા વંશના મુસલમાન પાદશાહો દિલ્હી ઉપર અમલ ચલાવી ગયા હતા; પણ એમના વખતમાં ધ્યાન ખેંચે એવા બનાવો તો નથીજ બન્યા.

**દામોદર**—તોય છોકરાંઓને રસ પડે એવી ઘણી બિનાઓ આવતી હશે.

**સામળ**—એવી બિનાઓ તો આવેજ.

**રમણ**—ત્યારે એ બધી અમને કહો.

**વિનુ**—નહિ ચાલે સામળકાકા, કહેવી પડશે.

**સામળ**—વારુ; ગુલામવંશ તો થઈ ગયો. એની પછી આવ્યો ખીલજીવંશ. આ ખીલજીવંશના સ્થાપનાર જલાલુદ્દીનને અલાઉદ્દીન નામનો એક ભત્રીજો હતો. એ અલાઉદ્દીને દક્ષિણ દેશમાં સવારી કરી ત્યાંથી પુષ્કળ દોલત એકઠી કરી; અને ત્યાંથી દિલ્હી તરફ પાછો ફર્યો. પણ દિલ્હી આવ્યો, ત્યારે એના દિલમાં કપટ વસ્યું. એને પાદશાહ બનવાની દુષ્ટ ઇચ્છા થઈ; તેથી એણે કાકાને ભેટતી વખતે દગાથી ખંજર ભોંકી મારી નાખ્યો.

**વિનુ**—અરરર ! પોતાના કાકાને માર્યો ?

**સામળ**—હા; કાકાને માર્યા પછી એના બે છોકરાને પણ એણે જાનથી મારી નાખ્યા.

**વિનુ**—અરરર ! બહુ ખરાબ, બહુ ખરાબ.

**દામોદર**—અલાઉદ્દીન તો ખૂનીને નામેજ જાણીતો છે.

**રમણ**—આ અલાઉદ્દીન ખૂનીએજ કરણવાઘેલાને હરાવી ગૂજરાતનું રાજ્ય સર કર્યું હતું ને ?

**સામળ**—શાબાશ ! મારો દીકરો. ગૂજરાતના ઇતિહાસની વાત ભૂલ્યો નથી.

**વિનુ**—એ તો મનેય ખબર હતી.

**સામળ**—ત્યારે તું કેમ ન બોલી?

**વિનુ**—ભાઈ બોલ્યો એટલે હું ન બોલી. તમે આગળ વાત કહો ને.

**સામળ**—પછી એ ખૂની અલાઉદ્દીનની પણ દશા એના કાકા જેવીજ થઈ. એને કાપુર નામના એના એક સરદારે ઝેર દઈ મારી નાખ્યો હતો.

**રમણ**—કરે તેવું પામે, ને વાવે તેવું લણે.

**સામળ**—મારો પ્રભુ કોઈને એનાં કામનો બદલો આપ્યા વિના રહેતોજ નથી. આ ખીલજીવંશના બધા પાદશાહો એક એકને મારીને જ ગાદીએ આવ્યા હતા; પણ છેવટે કોઈના હાથમાં રાજ્ય ન રહ્યું.

**રમણ**—ત્યારે દિલ્હીનું રાજ્ય આખરે કોના હાથમાં ગયું?

**સામળ**—એ વંશના છેલ્લા પાદશાહ મુબારક ખીલજીને એના વજીર ખુશરૂખાંએ મારી નખાવ્યો; પણ ખુશરૂખાંને હરાવી, મારી નાખી, પંજાબનો મુસલમાન સૂબો ગ્યાસુદ્દીન દિલ્હીને સિંહાસને ચડી બેઠો.

**રમણ**—ખીલજીવંશ કેટલાં વર્ષ ચાલ્યો?

**સામળ**—ફક્ત ત્રીસ વર્ષ; અને ખીલજીવંશ પછી તઘલખવંશ આવ્યો. તઘલખવંશનો પહેલો પાદશાહ ગ્યાસુદ્દીન.

**વિનુ**—પંજાબનો સૂબો હતો તેજ ને?

**સામળ**—હા. તે બીચારો માંડવો તૂટી પડતાં ચગદાઈને મરી ગયો હતો. એની પછી આવનાર મુહમ્મદ તઘલખ બડો હોશિયાર ને મક્કમ વિચારનો પાદશાહ હતો.

**દામોદર**—મુહમ્મદ ગાંડો કહેવાય છે એજ ને?

**સામળ**—ગાંડો તો કાંઈ ન હતો; પણ બીચારાને ગાંડો કૂટી માર્યો છે. વ્યસની પણ જરાય નહિ. દારૂને તો અડતોજ નહિ; પણ મમતીલો એવો, કે જે ધૂન એના મનમાં ભરાય તે પૂરી પાડયેજ જંપે.

**રમણ**—એવો હતો ?

**સામળ**—હા. એક વાર એને એવી જ ધૂન થઈ, કે બસ રાજધાની દિલ્હીથી ઉપાડીને દક્ષિણમાં દેવગિરિ લઈ જવી. તે હેં શું ? રૈયત આખીને કરી દીધો હુકમ, કે ગાંસડા-પોટલા બાંધીને બધા દેવગિરિ ચાલો. રૈયત બીચારી હેરાન-હેરાન થઈ ગઈ. દેવગિરિમાં કોઈને ફાવ્યું નહિ; અને પાછા લબાચાપોટલા ઊંચકીને દિલ્હીમાં આવવું પડયું. આવું એનું ગાંડપણ હતું.

**દામોદર**—પોતાના એક પડી ગયેલા દાંત ઉપર મસીદ એણે જ ચણાવી હતી ને ?

**સામળ**—હા. આ વંશના બધા પાદશાહો જરા નબળા તો ખરાજ; કારણ કે એક પછી એક એમના સૂબાઓ સ્વતંત્ર થતા જ જતા હતા. છેલ્લા પાદશાહ મહમૂદના વખતમાં તો વળી એક પરદેશી આફત આવી પડેલી.

**રમણ**—કઈ એ ?

**સામળ**—મધ્ય એશિયામાં રાજ્ય કરતો તૈમુર નામનો એક લંગડો પાદશાહ એના વખતમાં હિંદ ઉપર ચડી આવ્યો. મહમૂદભાઈ તો ડરીને ગૂજરાતમાં નાસી ગયા. પાછળથી તૈમુર લંગડાએ દિલ્હી ખબ લૂંટયું; અને લૂંટેલું બધું ધન પોતાની સાથે લઈ પાછો પોતાને વતન ચાલ્યો ગયો.

**રમણ**—પછી પેલા મહમૂદભાઈ પાછા આવ્યા હતા ?

**સામળ**—પાછા આવ્યા હતા; ને ત્યાર પછી બાર વર્ષ સુધી રાજ્ય પણ કર્યું હતું; પણ આખરે પંજાબના સૂબા ખિજરખાં સૈયદે દિલ્હીનું રાજ્ય એની પાસેથી ખૂંચવી લીધું હતું.

**રમણ**—ત્યારે હવે સૈયદવંશ આવ્યો, ખરું ને ?

**સામળ**—હા; પણ એ વંશના ચારે પાદશાહો માલ વિનાના હતા; એટલે છેલ્લા સૈયદ રાજાના વખતમાં લાહોરના સૂબા બહિલોલ લોદીએ એ વંશનો અંત આણ્યો.

**રમણ**—ત્યારે હવે લોદીવંશ આવ્યો. ચાલો, સામળ-કાકાની વાત ઝપાટાબંધ ચાલે છે.

**સામળ**—આ લોદીવંશનો ત્રીજો પાદશાહ ઇબ્રાહીમ લોદી જ્યારે ગાદી ઉપર હતો, ત્યારે એના અમીરો એની સામે બંડ કરી એને બહુ પજવતા હતા; અને ઇબ્રાહીમ લોદીમાં એ બધાને દાબી દેવાની શક્તિ ન હતી. આખરે રોજના અણબનાવથી ને બંડોથી કંટાળીને પંજાબના સૂબા દોલતખાંએ કાબુલના રાજા બાબરને દિલ્હી જીતવા બોલાવ્યો.

**રમણ**—દોલતખાંએ પોતે કેમ દિલ્હી નહિ જીત્યું હોય?

**સામળ**—એનામાં એટલી તાકાત નહિ હોય, તેથી એણે વળી બીજાનેજ એ કામ સોંપ્યું.

**રમણ**—પછી એ બાબર દિલ્હી જીતવા આવ્યો હતો ?

**સામળ**—શું કામ ન આવે ? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ને મોં ધોવા જાય એવો એ ન હતો. એ ભડવીર બાબર લશ્કર લઈને હિન્દ પર ચડી આવ્યો. ઇબ્રાહીમ લોદીએ એનો સામનો કર્યો ખરો; પણ ફાવ્યો નહિ; અને આખરે દિલ્હીનું રાજ્ય બાબરના હાથમાં ગયું.

**રમણ**—એ લડાઈ ક્યાં થઈ હતી ?

**સામળ**—દિલ્હી પાસે પાણીપતના મેદાનમાં. વિનુ, જરા ઠંડુ પાણી લઈ આવ, મારી દીકરી. પછી હું જાઉં.

## વિસામો ૮ મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો. ]

### : : સવાલો : :

૧. મુહમ્મદ પયગંબરસાહેબ વિષે જે જાણતા હો તે કહો.

૨. હિંદુ અને મુસલમાની ધર્મની સરખામણી કરો.

૩. કુતુબુદ્દીન, રઝિયા બેગમ, નાસિરુદ્દીન અને કૈકુબાદ વિષે શું જાણો છો ?

૪. દિલ્હીની ગાદી ગુલામવંશમાંથી ખીલજીવંશમાં કેવી રીતે આવી ?

૫. અલાઉદ્દીને કેવી રીતે રાજ્ય મેળવ્યું ? એના મરણ વિષે તમે શું જાણો છો ?

૬. ખીલજીવંશના પાદશાહો ઉપરથી તમે શી શિખામણ લો છો ?

૭. મુહમ્મદ તઘલખ અને તૈમુર લંગડા વિષે જે જાણતા હો તે ટૂંકામાં કહો.

૮. સૈયદવંશમાંથી લોદીવંશમાં દિલ્હીની ગાદી કેવી રીતે ગઈ ?

૯. બાબરને હિંદમાં કોણે બોલાવ્યો ? શા માટે ?

૧૦. પાણીપતના યુદ્ધનું પરિણામ કહો.

# મિજલસ ૯ મી

**સામળ**—ઓહો ! આજે કનુભા પણ આવ્યા, અને કાસિમમિયાં પણ આવ્યા. ઠીક; ચાલો ત્યારે આપણે આપણી કથા શરૂ કરીએ.

**વિનુ**—સામળકાકા, ગઈ કાલે ક્યાં સુધી વાત આવી છે તે કહું ? બાબરે ઈબ્રાહીમ લોદીને હરાવ્યો,........

**રમણ**—અને દિલ્હીનો કબજો પણ લઈ લીધો.

**સામળ**—બરાબર; એ બાબર મુગલવંશનો હતો. અત્યાર સુધી જે મુસલમાની વંશો થઈ ગયા તે બધા કરતાં મુગલ-વંશનો ઇતિહાસ બહુ રસીલો છે;

**વિનુ**—સામળકાકા, ત્યારે જલદી વાત માંડો ને.

**સામળ**—મારી ક્યાં ના છે ? સાંભળો: બાબર દિલ્હીના સિંહાસને બેઠો, ત્યારે હિંદુસ્તાનની સ્થિતિ છેક જ બગડી ગયા જેવી હતી. સૌ પોતપોતાનું સંભાળીને બેસી ગયા હતા. મુસલમાન સૂબાઓ અને રજપૂત રાજાઓ કોઈ ઉપરીને ગણકારતા ન હતા. એટલે બાબર દિલ્હીનો પાદશાહ બન્યો ખરો, પણ એની પાદશાહત તે વખતે નામની જ કહેવાય.

**રમણ**—ત્યારે શા માટે એવા નાના રાજ્ય ઉપર રાજ્ય ભોગવવા એ આવ્યો હશે ?

**સામળ**—બાબરના સૈનિકો તો દિલ્હીમાં રહેવાની ના જ પાડતા હતા; પણ બાબરને કાબુલમાં પાછું જવું ન હતું. એને તો કોઈ પણ ભોગે દિલ્હીમાંજ રાજ્ય ભોગવવું હતું.

**કનુભા**—પોતાનું વતન છોડી, પરદેશમાં એને વસવાનું કેમ રુચ્યું હશે ?

**સામળ**—બાબરને કાબુલ પણ વતનનો મુલક ન હતો; કારણ કે બાબરના બાપનું રાજ્ય તો મધ્ય એશિયામાં હતું. ત્યાં એ ૧૫ વર્ષની ઉંમરે ગાદીએ આવ્યો હતો; પણ એના દુશ્મનોએ એને ક્યાંઈ ઠરીને ઠામ બેસવા નહોતો દીધો. બાબરની જગાએ બીજો હોય, તો રખડપટ્ટીમાં જ મરી જાય; પણ બાબર જવાંમર્દ હતો. અનેક મુશ્કેલીઓ ઓળંગી ગયો હતો. ભય દેખે ત્યાંથી પાછો હઠવાને બદલે બાબર સિંહની માફક સામોજ ધાતો. અહીં હિંદમાં



બાબર

આવ્યા પછી પણ એને માથે થોડા દુશ્મનો ન હતા, હો.

**રમણ**—હિન્દમાં વળી એના કોણ દુશ્મનો ?

**સામળ**—પઠાણ સૂબાઓ, અને હિન્દુ રાજાઓ. પઠાણ સૂબાઓને 'બાબર હિન્દમાં રહે એ ગમ્યું નહિ; અને રજપૂત રાજાઓને પણ એ ન રુચ્યું. રજપૂત રાજાઓને તો દિલ્હીનું રાજ્ય પોતાના હાથમાં લઈ લેવાની હોંશ થઈ હતી.

**કનુભા**—શાબાશ, રજપૂતો !

**સામળ**—કનુભા, એ હોંશ તમારા સિસોદિયાકુળને જ થઈ હતી, હો. ચિતોડતો રાણો સંગ દિલ્હીનો કબજો લઈ લેવા માગતો હતો.

**કનુભા**—એકલા હાથે ને ? વાહ, સંગબાપુ !

**સામળ**—ના; બીજા રજપૂત રાજાઓની એને ઓથ મળી હતી; અને રાણો સંગ પોતાના બધા વીર રજપૂતોને લઈ બાબરની સામે ધસ્યો હતો.

**કાસિમ**—બાબરે પછી શું કર્યું ?

**સામળ**—બાબર પણ પોતાનું પહાડી અને કસાયેલું લશ્કર લઈ સામે આવ્યો હતો.

**રમણ**—બન્ને લશ્કર વચ્ચે જબરી લડાઈ જામી હશે.

**સામળ**—ખરેખરી લડાઈ જામી હતી. રજપૂતો જીવ ઉપર આવીને લડતા હતા. બાબરના સૈનિકો હિંમત હારવા લાગ્યા હતા; પણ એવામાં બહાદુર બાબરે પોતાના લશ્કરને નવું પાણી ચડાવ્યું: "અરે ! નામર્દો ! આમ શું હિંમત હારો છો ? ખુદા આપણા પક્ષમાં છે, ને આપણો જય છે. હે ખુદા ! મને જય અપાવ. આજથી દારૂ પીવો હરામ કરું છું." આવું એણે લડાઈના મેદાનમાં ભાષણ કર્યું.

**કાસિમ**—શાબાશ, બાબર ! પછી એનો જય થયો ને ?

**સામળ**—હા. પછી તો મુગલો મરણિયા થઈને લડ્યા હતા, અને સાંજ પહેલાં તો રજપૂતોને હરાવી નસાડી મૂક્યા હતા.

**કનુભા**—રજપૂતો હાર્યા હતા ? સંગબાપુ હાર્યા હતા ?

**સામળ**—હા. સંગબાપુ હારત તો નહિ, પણ ચંદેરીનો હિંદુ રાજા ફૂટયો અને તરત બાજી પલટાઈ.

**કનુભા**—હં. એવું કાંઈક બન્યું હશે, ત્યારેજ સંગબાપુ હાર્યા હશે ?

**સામળ**—સંગબાપુ તો સિસોદિયાકુળના કુળદીપક હતા. એમની મર્દાઈની શી વાત થાય ! નાનામોટા મળીને એંશી તો ઘા એમના શરીર ઉપર ગણી શકાતા હતા.

**રમણ**—એંશી ઘા !

**સામળ**—હા, તલવાર ને ભાલાના. એ ઉપરાંત લડવામાં એક આંખ પણ ખોઈ હતી; અને એક પગે પણ ખોડ આવી હતી.

**વિનુ**—બાબર સામેની એ લડાઈ કયાં થઈ હતી ?

**સામળ**—ફતેહપુર સિક્રી પાસે.

**કાસિમ**—પેલા પઠાણ સૂબાઓએ બાબરને પજવ્યો હતો ખરો કે ?

**સામળ**—હા; પણ એ બધાને એણે હરાવીને હેઠે બેસાડ્યા હતા.

**રમણ**—ત્યારે બાબરે તો પાકે પાયે રાજ્ય જમાવ્યું.

**સામળ**—પાકો પાયો તો નહિ નાખી શકેલો; કારણ કે બાબર હિંદમાં આવ્યા પછી લાંબું જીવી શકયો નહોતો. અહીંનાં હવાપાણી એને માફક ન આવ્યાં; અને ૫૦ વર્ષની ઉંમરે જ એનું મોત થયું હતું.

**રમણ**—હિંદમાં એ કેટલું રહ્યો?

**સામળ**—આશરે ચૌદ વર્ષ.

**દામોદર**—સામળ, બાબરના મરણ વિષે એમ પણ વાંચ્યું છે, કે એક વાર હુમાયું બહુજ માંદો પડયો. તે વખતે મુલ્લાંએ બાબરને કહ્યું, કે તમારી વહાલામાં વહાલી વસ્તુ કોહીનૂર હીરો છે, અને તે ખુદાને અર્પણ કરો, તો હુમાયું સાજો થઈ જાય. તરતજ બાબર મનમાં વિચાર કરી બોલ્યો, કે હે ખુદા! કોહીનૂર હીરા કરતાં પણ મને મારી જિંદગી બહુ વહાલી છે, માટે એજ હું તને અર્પણ કરું છું. આટલું બોલી બાબર હુમાયુંના પલંગ આસપાસ સાત ફેરા ફર્યો, અને પ્રાર્થના કરતો ગયો કે, હે ખુદા! તું હુમાયુંને બચાવ, અને મને લે. ખરેખર, પ્રભુએ બાબરના દિલની પ્રાર્થના સાંભળી. હુમાયું સાજો થયો; અને બાબર માંદો પડયો ને મરી ગયો.

**વિનુ**—અહા! કેવી અજબ વાત! બાબર પછી દિલ્હીની ગાદીએ કોણ આવ્યું?

**સામળ**—એનો પુત્ર હુમાયું. બાબર બડો બહાદુર હતો. વિદ્યાનો અને ફૂલબાગનો પણ શોખીન હતો.

**વિનુ**—હુમાયું પણ એના બાપ જેવો જ હતો ને?

**સામળ**—ના રે! બાબર જેવી કાબેલિયત એનામાં ન હતી. હુમાયું છાતીવાળો તો એના બાપ જેવો જ; પણ એનું મન બહુ અસ્થિર. એક કામ હાથમાં લે, ને પૂરું કરે ત્યારેજ બીજું લે એમ નહિ; પણ એક સાથે બે જગાએ બાથ ભીડવા જાય ને ખત્તા ખાય.

**દામોદર**—હુમાયુંને એના ભાઈ કામરાને પણ દગો આપ્યો હતો.

**સામળ**—હા. એ કામરાને હુમાયુંને કશી મદદ નહોતી કરી; પણ ઊલટો એ તો એનો દુશ્મન થઇને વર્તતો હતો. એને કાબુલની સૂબાગીરી આપી હતી; પણ એથી સંતોષ ન પામતાં પંજાબનો પણ એણે કબજો લઈ લીધો હતો; અને હુમાયુંની દુશ્મનાવટ સૌ જાણે તેમ કરતો હતો.



હુમાયું

**રમણ**—એવી એણે શી દુશ્મનાવટ કરેલી ?

**સામળ**—કામરાને કદી પણ લશ્કરની સહાય હુમાયુંને આપી ન હતી; તેમ કાબુલમાંથી કોઈને હુમાયુંના સૈન્યમાં દાખલ થવાને પણ જવા દેતો નહિ.

**દામોદર**—હુમાયુંની ભલમનસાઈનો એ કામરાને બહુ દુરુપયોગ કર્યો હતો.

**સામળ**—ઘણો જ. નહિતર હુમાયુંને રાજપાટ છોડીને નાસી જવું પડે ?

**કાસિમ**—હુમાયું પાદશાહને નાસી જવું પડયું હતું ?

**સામળ**—હા. હુમાયું ગાદીએ આવ્યો, ત્યારે એને માથે બે શત્રુઓ જાગ્યા. એક શત્રુ બિહારનો પઠાણ સૂબો શેરશાહ, અને બીજો ગૂજરાતનો પાદશાહ બહાદુરશાહ. હુમાયું એ બન્નેને પૂરો પડે એવો હતો; પણ એને કામ લેતાં ન આવડયું. એક વાર શેરશાહની સામે જઈ એને એણે હરાવ્યો; અને ત્યાં કશો પણ પાકો બંદોબસ્ત કર્યા વિના ગૂજરાત તરફ દોડયો. ગૂજરાતમાં આવી બહાદુરશાહને હરાવ્યો. ત્યાં વળી શેરશાહ ફરી સામે થયો; અને હુમાયું પાછો ત્યાં દોડયો. પાછળ અહીં ગૂજરાતમાં બહાદુરશાહ તરતજ માથું ઊંચકી ઊભો થયો; અને હાથમાંથી ગયેલું ગૂજરાત પાછું લઈ લીધું.

**કાસિમ**—પછી શું થયું?

**સામળ**—હુમાયું શેરશાહની સામે ગયો. કનોજ પાસે શેરશાહે હુમાયુંને સખત હાર આપી નસાડયો. હુમાયું નાઠો, ને શેરશાહ એની પાછળ પડયો. જીવ જાય એવો વખત આવી ગયો. હુમાયું માંડ માંડ બચ્યો; પણ એ દિલ્હીમાં ન રહી શકયો. પોતાની રાણી હમીદાબેગમ ને થોડાક વફાદાર સેવકોને લઈ હુમાયું નાસી છૂટયો; અને પાછળથી દિલ્હીનો કબજો શેરશાહે લીધો.

**કેનુભા**—બસ! હુમાયુંના હાથમાંથી રાજ્ય ગયું?

**સામળ**—હા; અને જીવ બચાવવા માટે એને નાસી જવું પડયું.

**કાસિમ**—નાસીને એ કયાં ગયો?

**સામળ**—લાહોર તરફ ગયો; પણ ત્યાં એને મદદ ન મળી, એટલે ગયો રજપૂતાનામાં; પણ ત્યાંય કોઈએ એનો ભાવ પૂછયો નહિ. ત્યાંથી નિરાશ થઈ હુમાયું રણ ઓળંગી

સિંધમાં ગયો. ત્યાં અમરકોટમાં એને થોડા દિવસ જંપીને રહેવાનો અવસર મળ્યો.

દામોદર—પાદશાહ જેવા પાદશાહને માથે પણ કેવાં દુઃખો પડે છે!

સામળ—અરે! હુમાયુંને માથે તો બહુ દુઃખ વીત્યું હતું. રણમાં મુસાફરી કરતી વખતે પાણીના પણ સાંસા પડ્યા હતા. ખાવાનું કોઈ દી મળે, ને કોઈ દી નયે મળે.

વિનુ—અરરર! એવું દુઃખ પડયું હતું?

સામળ—હા. આખરે અમરકોટમાં વિસામો મળ્યો. ત્યાં એની બેગમ હમીદાએ અકબર નામના પુત્રને જન્મ આપ્યો, તે વખતે હુમાયુંની આંખમાં આંસુ આવી ગયાં.

વિનુ—હરખને વખતે રડવું કેમ આવ્યું?

સામળ—એટલા માટે કે તે વખતે પુત્રજન્મની ખુશાલીમાં કોઈને બક્ષિસમાં આપવાની એની પાસે રાતી પાઈ પણ ન હતી.

દામોદર—વખત બદલાય છે ત્યારે કેવો બદલાય છે!

સામળ—પણ તે વખતે એની પાસે કસ્તુરીની એક દાબડી હતી. તે ખોલીને એ બોલ્યો, "આ કસ્તુરીની ખુશબોની જેમ મારા પુત્રની આબરૂ જગતમાં ફેલાજો." અને ખરેખર હુમાયુંના અંતરની એ આશા ઈશ્વરે પૂર્ણ કરી હતી.

કાસિમ—પણ હુમાયુંનું પછી શું થયું?

સામળ—હુમાયું છેવટે બધે ઠેકાણે રખડીરઝળી ઇરાન પહોંચ્યો; અને ત્યાં ઇરાનના શાહને આશ્રયે રહ્યો.

કનુભા—પાછળ ત્યાં દિલ્હીમાં શું થયું હતું?

સામળ—ત્યાં શેરશાહ દિલ્હીનો પાદશાહ બન્યો; અને

થોડાજ વખતમાં એણે ચારે કોર પોતાની આણ વર્તાવી દીધી.

**રમણ**—કોઈ એની સામું ન થયું ?

**સામળ**—સામા થયા એ બધાને એ પૂરો પડયો હતો.

**વિનુ**—ત્યારે તો શેરશાહ જબરો હશે.

**સામળ**—શેરશાહ હતો શેર ( સિંહ ) જેવો જબરો. લડાઈની બધી આંટીઘૂંટી તે જાણતો હતો. ભલેને સામા દુશ્મનનું લશ્કર બમણું હોય, તોય શેરશાહ પોતાની લડવાની કુનેહથી દુશ્મનને મહાત કરી દેતો.

**દામોદર**—રાજા તરીકે પણ જે ગુણો જોઈએ તે બધાજ શેરશાહમાં હતા.

**સામળ**—હા. રાજ્ય ચલાવવાની એની હોશિયારી તો અજબ હતી. રૈયતનું મન કેમ રંજન કરવું એ તો એને બહુ સરસ આવડતું હતું. એણે ખેડૂતો પાસેથી ઉઘરાવાતું મહેસૂલ એવું ન્યાયી અને ચોક્કસ કરી દીધું હતું, કે ખેડૂતો તો ખુશ ખુશ થઈ ગયા હતા.

**કનુભા**—મહેસૂલની એવી એણે કઈ રીત દાખલ કરી હતી ?

**સામળ**—જમીનનો કસ તપાસીને જેવો કસ તેવું મહેસૂલ નક્કી કર્યું હતું. આથી ખેડૂતોને રાજ્યના અમલદારોનો ત્રાસ પણ ગયો હતો.

**દામોદર**—એ સુંદર રીત તો પાછળથી અકબરે પણ એના આખા રાજ્યમાં દાખલ કરી હતી.

**રમણ**—અકબર તો હુમાયુંનો દીકરો ને ?

**દામોદર**—હા.

**રમણ**—એ પાછો દિલ્હીની ગાદીએ આવે છે ?

વિનુ—હુમાયું તો રાજ્ય ગુમાવીને ઇરાનમાં જઈ વસ્યો હતો ને?

સામળ—શેરશાહના સૂરવંશમાં–શેરશાહનો સૂરવંશ કહેવાય છે–દિલ્હીની ગાદી ફક્ત ૧૫ વર્ષજ રહી હતી.

રમણ—બસ!

સામળ—હા. શેરશાહ તો ફક્ત પાંચજ વર્ષ દિલ્હીનું રાજપાટ ભોગવી શક્યો હતો; પણ એટલા ટૂંકા વખતમાં પણ એણે ઘણું કરી બતાવ્યું હતું.

કેનુભા—ફક્ત પાંચજ વર્ષ એણે રાજ્ય ભોગવ્યું હતું?

સામળ—હા. એ બીચારો અકાળે મરી ગયો હતો. માળવામાં કલિંજરનો કિલ્લો લેવા ગયો હતો; ત્યાં ઓચિંતો દારૂગોળો સળગી ઊઠયો એમાં એ દાઝયો, ને મરણ પામ્યો.

વિનુ—અરરર! ભૂંડે મોતે મર્યો.

સામળ—એની પછીથી આવનારા એના વંશવારસો એના જેવા ચતુર કે બાહોશ નહોતા. પ્રજાને પણ પહેલાં જેવું ન રહ્યું સુખ, કે ન રહી જાનમાલની સલામતી. બાકી શેરશાહના વખતમાં તો એવો બંદોબસ્ત હતો, કે કૂચ કરતું લશ્કર પણ ખેતરના પાકનું એક કણસલું તોડી શકતું નહિ.

દામોદર—શેરશાહે તો બીજાં કામો પણ ઘણાં કર્યાં હતાં. ઠેરઠેર ધર્મશાળાઓ, કૂવાઓ, વાવો, ઝાડો રોપેલા સુંદર રસ્તાઓ, નહેરો, વગેરે પુષ્કળ બાંધકામો એણે કરાવ્યાં હતાં.

સામળ—શેરશાહની શી વાત થાય! પણ એની પછી ગાદીએ આવનારા પાદશાહો નબળા નીવડ્યા; અને એ તકનો લાભ લઈ ઈરાનમાં બેઠેલો હુમાયું ઇરાની લશ્કર લઈ દિલ્હી ઉપર ચડી આવ્યો.

**કાસિમ**—એ, હુમાયું તકજ જોઈ રહ્યો હશે.

**સામળ**—હા. એ તક એને મળી ગઈ; અને હિંદમાં પગ મૂકતાંની સાથેજ દિલ્હીની પાદશાહત એને વરી.

**વિનુ**—સારું થયું. બીચારાએ બહુ દુઃખ ભોગવ્યું હતું.

**રમણ**—ઇરાનમાંથી એને મદદ પણ ઠીક મળી ગઈ.

**સામળ**—એ મદદ એમ ને એમ નહોતી મળી. હુમાયુંએ જ્યારે સુન્ની પંથ તજીને શિયા પંથ સ્વીકાર્યો, ત્યારે જ ઇરાનના શાહે એને લશ્કર આપ્યું હતું.

**વિનુ**—સામળકાકા, પછી શું થયું ?

**સામળ**—પછી હુમાયું દિલ્હીનો પાદશાહ બન્યો; અને એની સાથે ઇરાનથી આવેલ બહેરામખાંએ રાજ્યનો બધો બંદોબસ્ત કરવા માંડયો.

**રમણ**—અકબર પણ મોટો થઈ ગયો હશે.

**કનુભા**—હાસ્તો. પંદરેક વર્ષનો થયો જ હશે.

**કાસિમ**—અકબર પણ હુમાયુંની સાથે જ આવ્યો હતો ને ?

**સામળ**—હા. અકબર તો લગભગ જુવાન જેવો થઈ ગયો હતો. લડાઈમાં પણ બહેરામખાં એને પોતાની સાથેજ રાખતો હતો. જ્યારે હુમાયું મરી ગયો, ત્યારે....

**વિનુ**—હુમાયું મરી પણ ગયો ?

**સામળ**—હા. રાજ્ય મળ્યું એને બીજેજ વર્ષે હુમાયુંનું અકાળ મોત થયું હતું. પથ્થરની સીડીએથી ગબડી પડતાં એનું મોત થયું. તે વખતે અકબર તો બહેરામખાંની સાથે દુશ્મનોને હરાવવા ગયો હતો.

**વિનુ**—લે, ઓચિંતું મોત થયું ! બીચારો અકબર

મરતા બાપનું મોઢુંય ન જોઈ શકયો. સામળકાકા, પછી ?

**સામળ**—પછી હુમાયુંના મોતની ખબર મળી કે તરત બહેરામખાં ને અકબર તાબડતોબ દિલ્હી આવવા ઊપડ્યા; પણ દિલ્હી આવે છે ત્યાં ખબર મળી, કે દિલ્હીમાં તો દુશ્મનો દાખલ થઈ ગયા છે.

**વિનુ**—અરે, બીચારો અકબર ! પછી શું થયું ?

**રમણ**—દિલ્હીમાં કોણ દાખલ થઈ ગયું હતું ?

**સામળ**—દિલ્હીમાં બંગાળાના પઠાણ સૂબાનો સેનાપતિ હેમુ દાખલ થઈ ગયો હતો. હેમુ વાણિયો હતો, પણ લડાઈ લડવામાં શૂરોપૂરો હતો.

**કનુભા**—વાણિયાભાઈ પણ લડાઈમાં શૂરાપૂરા ?

**સામળ**—હા. એ હેમુએ તો દિલ્હીનો કબજો લઈને મુગલોને તગડવા માંડ્યા હતા.

**રમણ**—પછી બહેરામખાંએ ને અકબરે શું કર્યું ?

**દામોદર**—બહેરામખાં જબરો હતો. આફતથી એ ગભરાય એવો ન હતો.

**સામળ**—અને હેમુના બાપથીય ડરે એવો ન હતો. બહેરામખાંએ પોતાના સૈન્યને હેમુ સામે ગોઠવી દીધું; અને થઈ લડાઈ. મુગલો જાન ઉપર આવીને લડ્યા, ને હેમુને હરાવી કેદ કર્યો.

**કાસિમ**—શાબાશ, બહેરામખાં !

**સામળ**—જો બહેરામખાંની હાર થઈ હોત, તો મુગલોને લબાચા લઈને નાસી જવું પડત.

**દામોદર**—મુગલો નસિબના બળિયા હતા.

**વિનુ**—હેમુ તો કેદ પકડાયો ને ?

**સામળ**—હા. એ હેમુને તો પછી મારી નાખવામાં આવ્યો હતો.

**દામોદર**—અકબરની મરજી તો એને બચાવવાની હતી, ખરુંને સામળ ?

**સામળ**—હા. અકબરનો જીવ દયાળુ હતો. કેદી બનેલા દુશ્મનને મારવો એમાં એને મર્દાઈ નહિ પણ નામર્દાઈ ને હલકાઈ લાગતી હતી; છતાં બહેરામખાંની મરજી વિરુદ્ધ એ જઈ શકયો નહોતો.

**દામોદર**—બહેરામખાંને લઈને જીત થઈ હતી, તો એની મરજી વિરુદ્ધ એ બાળક અકબરથી કયાંથી જઈ શકાય ?

**સામળ**—ના; ન જઈ શકાય.

**વિનુ**—હવે તો અકબર દિલ્હીની ગાદીએ આવ્યો ને ?

**સામળ**—હા. હુમાયું પછી અકબર; પણ અકબર તે વખતે હજી બાળક હતો; તેથી બહેરામખાંજ રાજ્યનો બધો કારભાર ચલાવતો હતો.

**વિનુ**—હુમાયું બીચારો નવું સુખ ભોગવી શકયો નહિ, ખરું મોટાભાઈ ?

**દામોદર**—ના.

**સામળ**—હુમાયું ખરો ખાનદાન હતો. રાજા તરીકે પણ ભલો હતો. ઘાતકીપણું તો એનામાં હતુંજ નહિ. બીજું જાણો છો ? હુમાયું અફીણનો બહુ વ્યસની હતો; પણ ગણિતનો તો એને બહુ શોખ.

**વિનુ**—અકબરને પણ ગણિતનો શોખ હતો કે ?

**સામળ**—અકબરની વાત આવતી કાલે. વિનુ, જો આ મારી ઘડિયાળ. બોલ, કેટલા વાગ્યા ?

વિનુ—(જોઇને) અગિયાર ઉપર દશ મિનીટ.
સામળ—બસ ત્યારે, હવે હું જઈશ.

## વિસામો ૯ મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો. ]

### : : સવાલો : :

૧. બાબર દિલ્હીની ગાદીએ બેઠો, ત્યારે હિંદની સ્થિતિ કેવી હતી?
૨. હિંદમાં બાબરની સામે કોણ કોણ થયું?
૩. ફતેહપુર સિક્રીની લડાઈ વિષે શું જાણો છો?
૪. બાબર વિષે જે જાણુતા હો તે કહો.
૫. હુમાયું અને તેના ભાઈ કામરાન વચ્ચે કેવો બનાવ હતો?
૬. હુમાયુંને ક્યા ક્યા દુશ્મનો જોડે લડવું પડયું હતું?
૭. હુમાયુંને રાજ્ય છોડી શા માટે નાસી જવું પડયું? એ નાસભાગમાં એને માથે કેવાં દુઃખ વીત્યાં હતાં?
૮. અકબરનો જન્મ ક્યાં થયો હતો? તે વખતે હુમાયુંની આંખમાં આંસુ કેમ આવ્યાં હતાં?
૯. શેરશાહના ગુણોનું વર્ણન કરો; અને એનું મરણ કેવા સંજોગોમાં થયું હતું તે પણ કહો.
૧૦. હુમાયુંએ કોની મદદથી દિલ્હી પાછું જીત્યું? એ મદદ એણે કેવી રીતે મેળવી?
૧૧. હુમાયુંના મરણ વિષે તમે શું જાણો છો?
૧૨. હુમાયુંના ગુણદોષનું વર્ણન કરો.

# મિજલસ ૧૦ મી

**વિનુ**—સામળકાકા હજી કેમ નં આવ્યા ?

**સામળ**—(દાખલ થતાં) આવ્યો છું, આવ્યો છું.

**વિનુ**—હાશ ! હવે આપણી વાત માંડો. સામળકાકા, આજે તો મારી બહેનપણી મંગુ આવી છે.

**સામળ**—ઓહો ! મંગુબહેન પધાર્યાં છે ?

**વિનુ**—સામળકાકા, અમારી બહેનપણીની મશ્કરી શું કરો છો ? ભાઈના ગોઠિયા આવે એનું તો કાંઈ બોલતા નથી.

**સામળ**—લ્યો, આ વિનુબહેનને તો ખોટું લાગતાંય વાર નથી લાગતી. મંગુને તો હું ઓળખું છું. ગંગુની દીકરી ને ?

**વિનુ**—સામળકાકા, હવે વાત માંડો છો કે નહિ ?

**સામળ**—ના કોણ પાડે છે ? જુઓ ત્યારે: અકબર બાળક હતો, તેથી રાજ્યનો કારભાર કોના હાથમાં હતો ?

**રમણ**—બહેરામખાંના હાથમાં

**સામળ**—બરાબર; પણ જ્યાં અકબર સત્તરઅઢાર વર્ષનો જુવાન થયો, કે પછી તો એને બહેરામખાંના હાથ

નીચે રહેવું રુચ્યું નહિ. અકબરે બહેરામખાંને કહ્યું, "હવે તમે રાજ્યની લગામ મારા હાથમાં સોંપી દો. હું બધું સંભાળી લઈશ." પણ બહેરામખાંને એ વેણ આકરું લાગ્યું.

**દામોદર**—હાથમાંની સત્તા મૂકી દેવી કોને ગમે ?

**સામળ**—ન જ ગમે, અને તેથી તો બહેરામખાંએ અકબરની સામે બળવો કર્યો.

**રમણ**—હેં !

**સામળ**—હા; પણ ખાંસાહેબ ફાવ્યા નહિ. અકબરે ઉદાર દિલે એમને માફી આપી; અને મક્કા હજ કરવા મોકલી દીધા.

**વિનુ**—મક્કા ક્યાં આવ્યું ?

**સામળ**—અરબસ્તાનમાં, કેમ ખરુંને કાસિમ ?



અકબર

**કાસિમ**—હા. મક્કા એ અમારી હજનું સ્થળ છે.

**વિનુ**—હજનું સ્થળ એટલે ?

**સામળ**—જાત્રાનું ધામ. મુહમ્મદ પયગંબર મક્કામાં જન્મ્યા હતા; તેથી મક્કા મુસલમાનોનું પવિત્ર ધામ છે. હં. ત્યારે બહેરામખાં પણ મક્કે ગયા; અને પાછળ અકબરે

રાજ્યનો બધો વહીવટ સંભાળી લીધો.

**રમણ**—એટલી નાની ઉંમરે?

**સામળ**—હા. અકબર બહુ ચાલાક હતો; લડવામાં પણ બહાદુર હતો; અને રાજ્ય ચલાવવામાં પણ એકકો હતો.

**રમણ**—એને લડાઇઓ લડવી પડી હતી કે?

**સામળ**—ઓહો! ઘણી. ગાદીએ આવ્યા પછી ઘણાં વર્ષ સુધી તો એ પોતાની તલવારજ મ્યાન કરી શકયો ન હતો.

**કનુભા**—ઘણાં વર્ષ સુધી લાગલાગટ લડાઈ કરી?

**સામળ**—એકજ લડાઈ નહિ; ઘણી લડાઈઓ. એક લડાઈ પતે, ત્યાં બીજી ઊભીજ હોય. એમ એનાં ઘણાં વર્ષ લડાઈમાંજ ગયાં.

**રમણ**—એટલી બધી લડાઈઓ કોની સાથે લડયો?

**સામળ**—કોની સાથે? રજપૂત રાજાઓ, મુસલમાન પાદશાહો, ને મુસલમાન સૂબાઓ જોડે. જુઓ આ નકશામાં. એણે આ મેવાડનાં રજપૂતરાજ્યો વશ કર્યાં; આ ગૂજરાત, આ બિહાર, આ બંગાળા, આ ઓરિસા, આ કાશ્મીર, આ સિંધ–બધું એણે જીતી લીધું.

**કાસિમ**—એટલો બધો દેશ એણે વશ કર્યો?

**સામળ**—તે ઉપરાંત દક્ષિણમાં જઈને ખાનદેશ અને અહમદનગરનાં રાજ્યો પણ વશ કર્યાં હતાં.

**રમણ**—ત્યારે તો ઘણાં યુદ્ધો કરવાં પડ્યાં હશે.

**સામળ**—ઘણાં; પણ હું તો તમને બેજ યુદ્ધોની વાત કહેવાનો છું. એક ચિતોડના ઘેરાની, અને બીજી અહમદ-નગરના ઘેરાની.

**કનુભા**—સંગબાપુનું ચિતોડ ને?




**સામળ**—હા; પણ સંગબાપુ તો મરી ગયા હતા; અને એમની પછી એમનો પુત્ર ઉદયસિંહ રાણો ચિતોડની

ગાદીએ આવ્યો હતો.

**રમણ**—ચિતોડને ઘેરો શા માટે ઘાલવો પડયો ?

**સામળ**—રજપૂતાનાનાં લગભગ બધાં રાજ્યોએ અકબરનું ઉપરીપણું કબૂલ્યું; પણ એક ચિતોડના રાણાએ એ ન કબૂલ્યું.

**કનુભા**—સિસોદિયાકુળ કોઈને નમ્યું નથી.

**સામળ**—ધરતીના પટ ઉપર એક સિસોદિયાકુળજ પવિત્ર રહ્યું છે. અકબરે રજપૂતમાત્રને નમાવ્યા હતા; પણ બાપ્પારાવળનું સિસોદિયાકુળ અણનમ રહ્યું હતું.

**દામોદર**—અકબરે રજપૂતોને તો છેકજ નમાવી દીધા હતા.

**રમણ**—એનું શું કારણ, મોટાભાઈ ?

**દામોદર**—અકબરની એવી જબરી સત્તા.

**સામળ**—એ સત્તાને બળે રજપૂતોને નમાવ્યા તો નમાવ્યા, પણ કેટલાકને વટલાવ્યા પણ હતા.

**દામોદર**—વટલાવ્યા શા ઉપરથી કહે છે, સામળ ?

**સામળ**—કેટલાક રજપૂતોએ તો પોતાની બહેનદીકરીઓ પણ અકબરને પરણાવી હતી ને ?

**દામોદર**—પણ એથી કાંઈ વટલાયા કહેવાય ?

**સામળ**—વટલાયા નહિ, ને વટલાયાના ભાઈ !

**કનુભા**—રજપૂતોએ પોતાની બહેનબેટીઓ મુસલમાનને આપી ?

**સામળ**—હા, કનુભા; પણ તમારું સિસોદિયાકુળ એ બાબતમાં મક્કમ રહ્યું છે, હો. ચિતોડે અકબરને કન્યાય ન આપી, તેમ અકબરને એ નમ્યું પણ નહિ.

**રમણ**—ક્યા ક્યા રજપૂતોએ અકબરને કન્યા આપી હતી ?

**સામળ**—જયપુર ને જોધપુરના રાજાઓએ. જયપુર

(અંબર)ના રાજા બિહારીમલ્લે પોતાની પુત્રી અકબર વેરે આપી હતી; અને જોધપુરના રાણા માલદેવે પોતાની પૌત્રી જોધબાઈ અકબરના પુત્ર સલીમને પરણાવી હતી.

**કેનુભા**—અરરર! રજપૂતો છેકજ ધર્મ ભૂલી ગયા?

**સામળ**—રજપૂતો સાથે લગ્નથી જોડાઈને અકબરને મુગલરાજ્ય મજબૂત કરવું હતું, હો દામોદર.

**દામોદર**—અને એમ પણ કેમ ન હોય, કે એમ કરી જતે દિવસે હિન્દુમુસલમાન વચ્ચે એકદિલી કરવી?

**સામળ**—એ હેતુ અકબરનો હોય એ પણ બનવાજોગ છે. એ પાદશાહ બહુ શાણો ને દૂરંદેશી હતો.

**કેનુભા**—પણ રજપૂતો મુસલમાનને કન્યા આપેજ શેના?

**સામળ**—એવા અડગ ને ટેકીલા તો એક સિસોદિયા જ છે. ચિતોડના રાણા ઉદયસિંહે એ વાતની ચોખ્ખી ના પાડી એટલુંજ નહિ; પણ જયપુર–જોધપુરના રાજાઓને એમનાં ધર્મવિરુદ્ધનાં પગલાંથી એણે ધુત્કારી નાખ્યા.

**દામોદર**—ઉદયસિંહ તો કાયર હતો ને?

**સામળ**—તોય એ અકબરને નમ્યો નહોતો. હા; એ અકબરથી ડરીને નાસી ગયો હતો.

**કેનુભા**—ઉદયસિંહ રાણો નાસી ગયો હતો?

**કાસિમ**—અકબરના સૈન્ય સામે ટક્કર ક્યાંથી ઝીલી શકે?

**સામળ**—નાસી ગયો એટલો કાયર; પણ એના પુત્ર રાણા પ્રતાપે રંગ રાખ્યો હતો. અકબરને એણે ખરેખરી રમતડી રમાડી હતી. ચિતોડ તો ઉદયસિંહે ખોયું હતું; પણ પ્રતાપે જંગલમાં વસીને ને અનેક સંકટો વેઠીને પણ અકબરને બતાવી આપ્યું હતું, કે ટેકીલા રજપૂતો કેવા હોય છે.

**દામોદર**—હલદીઘાટના યુદ્ધ વખતે ખરો મામલો જામ્યો હતો. અકબરના શાહજાદા સલીમનું તે વખતે આવી બન્યું હતું.

**રમણ**—હલદીઘાટની લડાઈ અકબર ને પ્રતાપ વચ્ચે થઈ હતી ?

**સામળ**—હા. એ યુદ્ધ જબરું મચ્યું હતું. પ્રતાપના રજપૂતો જીવ ઉપર આવીને લડતા હતા; અને મુગલસેના હાર ઉપર આવી ગઈ હતી, પણ એમના સારા નસિબે નવી પાદશાહી ફોજ મદદે આવે છે એ જાતની ગપ ઊડતાં રજપૂતો ઢીલા પડ્યા, ને આખરે નાઠા. દામોદર, એ લડાઈમાં સલીમ આવેલો જ નહિ. જયપુરનો માનસિંહ મુગલોનો સેનાપતિ થઈને આવેલો હતો. એ માનસિંહને મારવા પ્રતાપ પોતાના ચેતક નામના ઘોડા ઉપર બેસી આખા રણમેદાનમાં એકલો ઘૂમતો હતો. અને માનસિંહને હાથીના હોદ્દા ઉપર લોઢાની અંબાડીમાં બેઠેલો જોઇને પ્રતાપે એની ઉપર એવા જોરથી ભાલો તાકયો હતો, કે માનસિંહના રામજ રમી જાત; પણ ભાલો લોઢાની અંબાડી સાથે અથડાઈ પાછો પડયો હતો, ને માનસિંહ બચી ગયો હતો.

**દામોદર**—પ્રતાપનો ઘોડો પણ કોઈ દેવતાઈ હતો.

**સામળ**—વાહ ! ચેતકની શી વાત થાય ? ચેતક જેવા ઘોડા ને પ્રતાપ જેવા સવાર દુનિયામાં ભાગ્યેજ પાકે છે.

**કનુભા**—ત્યારે હલદીઘાટની લડાઈમાં પ્રતાપ ફાવેલો નહિ, કેમ ?

**સામળ**—ના, નહિ ફાવેલો; પણ અકબરે ફાવેલો નહિ. પ્રતાપ કાંઈ નમ્યો નહોતો; તેમ હાર્યો એમ કબૂલ્યું પણ નહોતું.

**કાસિમ**—ત્યારે છેવટે એ હારેલો કે નહિ?

**સામળ**—ના, નાહ હારેલો; અને પાછળથી તો અકબરે પણ એ શૂરા પ્રતાપને છંછેડવો મૂકી દીધો હતો.

**રમણ**—આખરે પ્રતાપનું શું થયું હતું?

**સામળ**—પ્રતાપ આખરે મોતથી મર્યો હતો; પણ મરતાં મરતાંય ચિતોડને એ ભૂલ્યો ન હતો. જીવતાં સુધી એણે ટેક જાળવી હતી, કે ચિતોડ પાછું ન લઉં ત્યાં સુધી પાંદડાંની પત્રાવળીમાં ભોજન લઈશ, ઘાસ ઉપર સૂઈશ, અને મૂછના આંકડા વાળીશ નહિ. મરતાં પહેલાં પણ એજ વ્રત એના વારસોને પાળવાનું એ કહી ગયો હતો. કનુભા, તમે આ વ્રત પાળો છો કે નહિ?

**કનુભા**—હું તો હજી નાનો છું; પણ મારા બાપુ પત્રાવળીમાં જ ખાય છે, અને સૂતી વખતે પથારી નીચે ઘાસ પાથરે છે.

**સામળ**—શાબાશ! રજપૂતાઈનો હજી અસ્ત થયો નથી, દામોદર.

**દામોદર**—એટલી સારી વાત છે.

**રમણ**—અકબરે બધા રજપૂતોને વશ કરી લીધા હતા, સામળકાકા?

**સામળ**—હા. અકબરમાં બીજાઓને વશ કરવાની કામણવિદ્યા જબરી હતી. રજપૂતોને તો એણે પોતાના જ કરી લીધા હતા.

**કાસિમ**—એ કેવી રીતે? આજેય હિન્દુમુસલમાન એક નથી બનતા, તો તે વખતે અકબરે એ કેવી રીતે કર્યું હશે?

**સામળ**—અકબરે હિન્દુઓ ને મુસલમાનો વચ્ચે કશો ભેદભાવજ રાખ્યો ન હતો. એને મન બન્ને કોમ સરખી હતી. હિન્દુઓને પણ એ રાજ્યમાં મોટા હોદ્દાઓએ નીમતો. કેટલાક રજપૂતો તો સારી સારી નોકરીએ હતા; અને લશ્કરના સરદારો પણ હતા.

**દામોદર**—વાહ! કેવી એની ઉદાર રાજનીતિ!

**સામળ**—ઉદાર તો બહુ હતો. હિન્દુઓ ઉપરથી જજિયા વેરો પણ એણે દૂર કર્યો હતો.

**કનુભા**—એ વળી કઈ જાતનો વેરો?

**સામળ**—મુસલમાની રાજ્યમાં દરેક હિન્દુને હિન્દુ હોવા ખાતર માથા દીઠ અમુક પૈસા આપવા પડતા, તેનું નામ જજિયા વેરો. એ વેરો અકબરે બંધ કર્યો હતો.

**રમણ**—હં. તેથી જ હિન્દુઓ અકબરના પક્ષમાં ભળી ગયા હશે.

**દામોદર**—અકબર હિન્દુઓને બહુ સારી રીતે રાખે, તો પછી શાને હિન્દુઓ એને ન ચાહે?

**રમણ**—ચાહેજ.

**સામળ**—હિન્દુ સરદારોએ તો અકબરને ઘણી લડાઈઓમાં જીતાડયો હતો.

**વિનુ**—સામળકાકા, પેલા અહમદનગરના હલ્લાની વાત રહી જાય છે, હો.

**સામળ**—એ નહિ રહી જાય. વિનુ, અકબરે ઉત્તર હિન્દુસ્તાનમાં બધે પોતાની આણ વર્તાવ્યા પછી અહમદનગર ઉપર નજર ફેરવી. અહમદનગરમાં મુસલમાની રાજ્ય હતું.

**રમણ**—ત્યાં ક્યાંથી મુસલમાની રાજ્ય?

**સામળ**—અગાઉ તઘલખવંશ આવી ગયો ને? તે વખતથી ત્યાં સ્વતંત્ર મુસલમાની રાજ્ય સ્થપાયું હતું. એ રાજ્ય પ્રથમ બ્રાહ્મણી રાજ્ય કહેવાતું; અને પાછળથી એનાં પાંચ ભાગલા પડી ગયા હતા. અહમદનગરનું રાજ્ય એ એમાંનોજ એક ભાગ હતો.

**રમણ**—બ્રાહ્મણી રાજ્ય એટલે બ્રાહ્મણનું રાજ્ય કે મુસલમાનનું?

**સામળ**—એ રાજ્યનો સ્થાપનાર હસન નામનો મુસલમાન હતો; પણ એ હસન પહેલાં ગંગુ નામના બ્રાહ્મણનો ગુલામ હતો. ગંગુએ એનું ભવિષ્ય ભાખ્યું ને કહ્યું, કે જા તું મોટો સુલતાન થઈશ; અને ખરેખર એ સુલતાન બન્યો. સુલતાન બન્યા પછી એણે પોતાના રાજ્યનું નામ બ્રાહ્મણી રાજ્ય પાડયું હતું.

**રમણ**—હં. આ તો પોતાના શેઠનું નામ રાખવાને; કેમ ખરુંને, સામળકાકા?

**સામળ**—હા. પાછળથી એ રાજ્યના ભાગલા પડી ગયા.

**રમણ**—અહમદનગરનું રાજ્ય એ બ્રાહ્મણી રાજ્યનો જ એક ભાગ, કેમ?

**સામળ**—હા. જ્યારે અકબરે એ અહમદનગર ઉપર ચડાઈ કરી, ત્યારે ત્યાં અવ્યવસ્થા અને અંધેર ચાલતાં હતાં.

**રમણ**—અકબરને એ તકનો લાભ લેવો હશે.

**સામળ**—હા; એને એવી તકોનો લાભ લેતાં બહુ આવડતું હતું; પણ બન્યું એવું, કે અહમદનગરના સુલતાન નિઝામશાહની ( વાલી ) રક્ષક સુલતાના ચાંદબીબીએ સમય જોઈને ઘરમાં જે તકરાર હતી તેનો નિકાલ આણી દીધો.

**રમણ**—ઘરમાં શી તકરાર હતી?

**સામળ**—હબસી ઉમરાવો જરા તોફાને ચઢ્યા હતા. એમનું મન મેળવી લઈ ચાંદબીબીએ મુગલસેના સામે બાથ ભીડવાની તૈયારી કરી.

**વિનુ**—ચાંદબીબી જીતી હતી ને?

**સામળ**—હા. મુગલસેનાએ કિલ્લામાં બાકોરું પાડી દીધું હતું; અને સૈન્ય નગરમાં પેસે એટલી જ વાર હતી; પણ ચાંદબીબી ચંડી જેવી કોપાયમાન થઈ એવી તો લડવા લાગી, કે કોઈ મુગલબચ્ચો નગરમાં દાખલ થઈ શકયો નહિ.

**વિનુ**—ચાંદબીબી જાતે લડતી હતી?

**સામળ**—હા; એ કાંઈ બીકણ સ્ત્રી ન હતી. ભલભલા મર્દને પણ પાણી પાઈ દે એવી એ શૂરી હતી.

**કનુભા**—પછી લડાઈનું શું પરિણામ આવ્યું?

**સામળ**—ચાંદબીબી જીતી; અને મુગલસેના પાછી ગઈ.

**રમણ**—ત્યારે અકબરથી અહમદનગર તો ન જ લેવાયું ને?

**સામળ**—ના; પણ ચાર વર્ષ પછી ચાંદબીબી ઘરઘરના કજિયામાં મરી; અને એના મરણ પછી અકબરે અહમદનગર જીતી લીધું હતું.

**રમણ**—અકબરે ઘણા દેશો જીત્યા, હો!

**સામળ**—દક્ષિણ હિંદ બાદ કરતાં આખું હિન્દુસ્તાનજ કહો ને.

**રમણ**—એના વખતની મુગલસેના બહુ મોટી ને બળવાન હશે.

**સામળ**—રજપૂતોનો સાથ એને જબરો હતો. એના રાજ્યને વધારનારા રજપૂતવીરો હતા. રજપૂતોને એણે ખુશ

રાખ્યા; તેના બદલામાં એમણે એને રાજ્ય વધારવામાં પૂરતી મદદ કરી.

**દામોદર**—રજપૂતો જ મુગલરાજ્યના સ્તંભરૂપ હતા.

**રમણ**—પણ હેં સામળકાકા, એવડા મોટા રાજ્ય ઉપર અકબર શી રીતે દેખરેખ રાખી શકતો હશે?

**સામળ**—અકબરની ખૂબી જ ત્યાં હતી. એ બહાદુર લડવૈયો હતો એટલુંજ નહિ, પરંતુ ચતુર રાજકર્તા પણ હતો. એણે એના રાજ્યની એવી વ્યવસ્થા કરી, કે પ્રથમ તો એના એણે અઢાર ભાગલા પાડી નાખ્યા. દરેક ભાગ ઉપર અમલ ચલાવનાર અક્કેક સૂબેદાર રહેતો. દરેક સૂબેદારના હાથ નીચે પાછા મનસબદારો રહેતા; અને દરેક મનસબદારના હાથ નીચે બીજા નોકરો. આ પ્રમાણે એવી સુંદર વ્યવસ્થા કરી હતી, કે રાજ્યમાં ક્યાંઈ અન્યાય કે અસંતોષ થાય જ નહિ.

**રમણ**—નાનાનાના નોકરોનો ઉપરી મનસબદાર કહેવાતો, એમ ને?

**સામળ**—હા. મનસબદારોનો ઉપરી સૂબેદાર; અને બધા સૂબેદારોનો ઉપરી અકબર.

**દામોદર**—આજે અંગ્રેજી રાજ્યબંધારણમાં પણ એમજ છે, હો સામળ. સૌ ગવર્નરોનો ઉપરી વાઇસરોય; દરેક ગવર્નર નીચે કમીશનરો; દરેક કમીશનર નીચે કલેક્ટરો; દરેક કલેક્ટર નીચે મામલતદારો; અને દરેક મામલતદાર નીચે તલાટી ને પટેલો.

**સામળ**—એવી વ્યવસ્થા હોય, ત્યારે જ રાજ્ય બરાબર ચલાવાય; નહિતર અકબરના જેવા મોટા રાજ્યમાં શું થાય છે, ને શું નથી થતું એની ખબર જ શી પડે? અકબરનું

રાજ્ય દેખતું રાજ્ય હતું. ખેડૂતોને બહુ સુખ હતું.

**રમણ**—શેરશાહના વખત જેવું?

**સામળ**—એથી પણ સરસ. શેરશાહની રીતે જ અકબરે ખેડૂતો સાથે કામ લીધું હતું. જે માણસે શેરશાહને ખેડૂતોનું મહેસૂલ નક્કી કરી આપ્યું હતું, તેજ માણસે અકબરને પણ આ કામમાં મદદ કરી હતી.

**રમણ**—એ કોણ?

**સામળ**—રાજા ટોડરમલ. એણે બધી જમીનનો કસ કાઢી, મહેસૂલ મુકરર કરી આપ્યું હતું; તેથી ખડૂતોને મજા થઈ ગઈ હતી.

**દામોદર**—અકબર જેવા રાજા દિલ્હીની ગાદીએ બહુ થોડા થયા છે.

**સામળ**—ધર્મની બાબતમાં પણ એ કોઇને હેરાન નહોતો કરતો. જેને જે ધર્મ પાળવો હોય તે ખુશીથી પાળે. એના વખતમાં બધાય ધર્મને સરખું માન મળતું.

**દામોદર**—અકબરે પોતે પણ ધર્મનો એક નવો પંથ કાઢયો હતો ને?

**સામળ**—હા; એનું નામ "દીને ઇલાહી." એ નવા પંથમાં સૌ કોઈ ભળી શકતું. હિન્દુઓને ને મુસલમાનોને બન્નેને રુચે એવો એ ધર્મ હતો; પણ એ નવો ધર્મ એના મરણ બાદ લાંબો ચાલ્યો નહિ.

**રમણ**—નવો ધર્મ કાઢવાનું શું કારણ હશે?

**સામળ**—કારણ એટલું જ, કે જો હિન્દુમુસલમાનો એ નવા ધર્મમાં ભળી જાય, તો ધર્મના કજિયા અટકે; અને બન્ને મોટી કોમો સંપથી સાથે વસી સુખી થાય.

**દામોદર**—અકબરે હિન્દુમુસલમાનને એક કરવા ઘણા પ્રયત્નો કર્યા હતા.

**સામળ**—એ જાણતો હતો, કે એ એકતા વિના મારું રાજ્ય નહિ નભે; ને પ્રજા સુખી પણ નહિ થાય.

**દામોદર**—એના વખતમાં મોટામોટા માણસો પણ ઘણા થઈ ગયા.

**સામળ**—હા. જુઓને: મિયાં ફૈઝી, અબુલફઝલ, બીરબલ, ટોડરમલ, માનસિંહ, તાનસેન ગવૈયો, કવિ ગંગ— આ બધા અકબરના રાજ્યનાં અણમૂલાં રતન હતાં.

**દામોદર**—કહે છે, કે ફૈઝી જબરો કવિ હતો.

**સામળ**—હા; અને એનો ભાઈ અબુલફઝલ પણ રાજકાજમાં બહુ પ્રવીણ હતો.

**દામોદર**—અબુલફઝલ તો અકબરનો જીવજાન દોસ્ત પણ હતો. કહેવાય છે, કે જ્યારે શાહજાદા સલીમે અબુલફઝલને દગાથી મારી નખાવ્યો, અને જ્યારે એ વાત અકબરને કાને આવી, ત્યારે એને બહુ આઘાત થયો હતો. થોડા દિવસો સુધી તો એણે અન્ન પણ નહોતું લીધું; અને કેટલાય દિવસ સુધી એને સંભારી અકબર રડતો.

**સામળ**—અકબરના ત્રણે પુત્રો નાલાયક, ને દારૂડિયા હતા.

**દામોદર**—દીવા પાછળ અંધારું.

**સામળ**—હા, એવું જ બન્યું હતું; પણ અકબરે રાજ્યનો પાયો એવો મજબૂત નાખ્યો હતો, કે સલીમ જેવા નાલાયક પુત્રના વખતમાં પણ મુગલરાજ્યને ઊની આંચ નહોતી લાગી.

**રમણ**—અકબર પછી સલીમ ગાદીએ આવ્યો હતો?

**સામળ**—હા. ૬૩ વર્ષની ઉંમરે અકબર મરણ

પામ્યો; અને સલીમ જહાંગીર નામ ધારણ કરી ગાદીએ બેઠો.

**કેનુભા**—હવે સલીમની વાત આવી, રમણ.

**સામળ**—પણ એ વાત આપણે કાલે કરીશું.

## વિસામો ૧૦ મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો. ]

### : : સવાલો : :

૧. બહેરામખાંના બળવા વિશે શું જાણો છો ?

૨. અકબર ગાદીએ આવ્યો, ત્યારે તેને કોની કોની સાથે લડવું પડેલું ?

૩. અકબરે રજપૂતોને કેવી નીતિથી વશ કર્યા ?

૪. અકબરની નીતિમાં કયો રજપૂતવંશ ન ભળ્યો ?

૫. રાણા પ્રતાપ વિષે શું જાણો છો ? હલદીઘાટના યુદ્ધનું વર્ણન કરો ? ચેતક વિષે શું જાણો છો.

૬. પ્રતાપની પ્રતિજ્ઞા શી હતી ? સિસોદિયા રજપૂતો હજુ તે પ્રમાણે વર્તે છે કે ?

૭. જજિયાવેરા વિષે શું જાણો છો ?

૮. બ્રાહ્મણી રાજ્યનો ઇતિહાસ કહો.

૯. ચાંદબીબી વિષે જે જાણતા હો તે કહો.

૧૦. રજપૂતોની વફાદારી અને અકબરની રાજનીતિ વિષે શું જાણો છો ?

૧૧. અકબરના નવા પંથ અને મહેસૂલની રીત વિષે શું જાણો છો ?

૧૨. અકબરના દરબારનાં અણમૂલાં રત્નો કયાં કયાં હતાં ? તેને વિષે શું જાણો છો ?

૧૩. અકબરના સુધારાનું વર્ણન કરો.

# મિજલસ ૧૧ મી

**વિનુ**—હવે સામળકાકા હમણાં આવવા જોઈએ.

**રમણ**—આ ખોંખારો સંભળાયો તે એમનો જ. હમણાં આવ્યા દેખાડું.

**વિનુ**—સાચું કહે છે?

**રમણ**—લે 'ત્યારે; આ સામળકાકા કે બીજા કોઈ?

**સામળ**—બીજો કોઈ નહિ; હું તમારો સામળકાકો જ. બોલો: બધાં છોકરાં આવી ગયા છે? મને ગણવા દો: એક, બે, ત્રણ, ચાર, ને પાંચમું ક્યાં?

**વિનુ**—સામળકાકા, ફરીને ગણો.

**સામળ**—અરે, વિનુડી! તને જ હું તો ભૂલી ગયો. આપણી મંડળી થઈ રહી.

**રમણ**—ત્યારે માંડો હવે વાત.

**સામળ**—બોલ, મંગુ, અકબર પછી કોણ ગાદીએ આવ્યું?

**મંગુ**—એનો દીકરો સલીમ.

**સામળ**—અરે શાબાશરે, દીકરી મંગુડી!

**રમણ**—જહાંગીરનું નામ ધારણ કરી એ સલીમ

ગાદીએ આવ્યો હતો; ખરુંને સામળકાકા?

**સામળ**—હા. એ જહાંગીર બહુ મોજીલો હતો. બસ, દારૂ પીવો ને મોજ કરવી. રાજકારભાર કારભારીઓ સંભાળી લેતા.

**રમણ**—જહાંગીર છેકજ આવો હતો?

**સામળ**—છેકજ એવો તો નહિ. એનામાં આવડત તો હતી; પણ કામ કરવાની દાનત ન મળે. ઇચ્છા તો મોટી મોટી કરે, પણ પાર એકે ન પાડે. આમ છતાં એના વખતમાં મેવાડના ટેકીલા રાણા પ્રતાપના પુત્ર અમરસિંહને જહાંગીરે તાબે કર્યો હતો.

**દામોદર**—એમ તો જહાંગીરે પંજાબમાં આવેલો કાંગ્રા-ગઢ પણ જીત્યો હતો.

**સામળ**—હા. એ ગઢ અકબર પણ નહોતો લઈ શકયો.

**કેનુભા**—સામળકાકા, જે પ્રતાપરાણાને અકબર નહોતો નમાવી શકયો તેનાજ પુત્રને અકબરના પુત્રે નમાવ્યો?

**સામળ**—હા. અમર-સિંહ કાંઈ પ્રતાપ જેવો પ્રતાપી કે શૂરો નહોતો?

**દામોદર**—સામળ, જહાંગીર એકંદર ભોળો હતો, છતાં એનું કેટલુંક વર્તન



જહાંગીર

ઘાતકી હતું એનું શું કારણ ?

**સામળ**—એ કયું એનું વર્તન ?

**દામોદર**—એક તો ખુશરૂને કેદ કર્યો અને એના સાથીઓને રિબાવી રિબાવીને માર્યા તે.

**રમણ**—ખુશરૂ તે વળી કોણ ?

**સામળ**—ખુશરૂ જહાંગીરનો પુત્ર હતો; પણ રાજ્ય મેળવવા માટે એણે અને એના સાથીઓએ બળવો કર્યો હતો. જહાંગીરે એ બળવો શમાવી દીધો હતો; અને ખુશરૂને સોળ વર્ષ સુધી કેદની કોટડીમાં જ સડવા દીધો હતો; એના સાથીઓને પણ એણે બહુ ભૂંડે મોતે માર્યા હતા. આ બધી વાત સાચી; અને તે ઉપરથી જહાંગીર આપણને જરૂર ઘાતકી લાગે છે; પણ દામોદર, એ જમાનો જ એવો હતો, કે જેમાં ખૂન કરવું–સગા દીકરાનું કે સગા બાપનું–એ રમત વાત થઈ પડી હતી. આપણી આજની નજરે જહાંગીર જરૂર ઘાતકી હતો.

**દામોદર**—એ રીતે તો અકબર બહુ ઉદાર. જહાંગીરે એના સામો રાજ્ય મેળવવા માટે બળવો કર્યો હતો, છતાં એણે એને માફી આપી હતી; અને જાન નહોતો લીધો.

**રમણ**—જહાંગીરે અકબર સામે બળવો કર્યો હતો ? એ વાત કરવી તો સામળકાકા, તમે ભૂલી જ ગયા છો.

**સામળ**—હા; જહાંગીરે બળવો કર્યો હતો; પણ અકબર તો અકબર જ હતો. એની ઉદારતાની કયાં વાત થાય તેમ છે ! એણે તો પેલા હેમુને પણ બચાવી લેવાની વાત કરી હતી તે યાદ છે ને ?

**રમણ**—હેમુને તો બહેરામખાંએ માર્યો હતો ને ?

**સામળ**—હા; પણ અકબરની મરજીથી વિરુદ્ધ જઈને,

એ ન ભૂલશો.

**વિનુ**—સામળકાકા, તમે ભુલકણા લાગો છો.

**સામળ**—તેં કેમ જાણ્યું ?

**વિનુ**—મારા મોટાભાઈ તમને કેટલીયે વાતો યાદ દેવડાવે છે.

**સામળ**—હાઆઆઆ ! ખરી વાત; પણ પછી બધી વાત તો હું પૂરી કરું છું ને ?

**રમણ**—સામળકાકા, જહાંગીરની વાત આગળ ચલાવો.

**સામળ**—જેવો રમણભાઈનો હુકમ. સાંભળજો, છોકરાંઓ. જહાંગીરના વખતનો મોટામાં મોટો બનાવ શું હતો તે જાણો છો ?

**રમણ**—તમે જ કહો ને.

**સામળ**—એનું નૂરજહાં સાથેનું લગ્ન.

**વિનુ**—નૂરજહાં વળી કોણ ?

**સામળ**—નૂરજહાં ઇરાનદેશના કુળવાન માબાપની દીકરી હતી. અકબરના વખતમાં એ કુટુંબ દિલ્હીમાં આવી વસ્યું હતું. નૂરજહાંની માને અકબરના જનાનખાનામાં જવા-આવવાની છૂટ હતી. એની સાથે એની દીકરી નૂરજહાં પણ ત્યાં જતીઆવતી.

**દામોદર**—એ છોકરીનું અસલ નામ તો મિહુન્નિસા હતું.

**સામળ**—હા. એમ કરતાં સલીમ ને નૂરજહાં સાથે રમવા લાગ્યાં, ને ગોઠિયા થઈ ગયાં. પછી સલીમ મોટો થયો, ત્યારે કહે, બસ, મારે તો નૂરજહાં સાથે પરણવું છે. પણ અકબરને એ વાત ન ગમી. મોટા પાદશાહનો શાહજાદો એક સાધારણ માણસની છોકરીને પરણે એ અકબરને ન

રુચ્યું. તેથી એણે શું કર્યું, કે એક શેરઅફઘાન નામના માણુસ સાથે નૂરજહાંને તાબડતોબ પરણાવી દીધી; અને એ શેરઅફઘાનને બંગાળામાં બર્દવાન તાલુકાનો ઉપરી નીમી, એ બન્નેને ત્યાં મોકલી દીધાં.


નૂરજહાં

**રમણ**—જહાંગીરનું ધાર્યું નજ થયું ?

**સામળ**—ના, નજ થયું; પણ જ્યારે સલીમ ગાદીએ આવ્યો, ત્યારે એણે એજ શેરઅફઘાનને મરાવી નૂરજહાંને દિલ્હી આણી.

**વિનુ**—અરરર ! બહુ ખોટું કર્યું.

**સામળ**—પાછળથી નૂરજહાં જહાંગીરને પરણી પણ ખરી. અને પછી તો જહાંગીર પાદશાહ ફક્કડ જેવા થઈને ફરવા લાગ્યા. કામ ન કરે, કાજ ન કરે; ને બસ નૂરજહાંનું મોઢું જોઈને બેસી રહે.

**રમણ**—ત્યારે રાજ્યકારભારનું શું થતું હતું ?

**સામળ**—નૂરજહાં બડી ચાલાક હતી. એને બધું આવડતું હતું. જહાંગીરને બદલે પછી તો એણે જ રાજ્ય

ચલાવવા માંડયું હતું.

**રમણ**—હેં ! એવી એ હોશિયાર હતી ?

**સામળ**—હા. નૂરજહાં તો જાતે દુ:ખીઓની દાદ સાંભળતી; ગરીબોને આશ્રય આપતી. બહુ કાબેલ બાઈ હતી. ખટપટી પણ એવી જ, હો !

**રમણ**—ખટપટી પણ ખરી કે ?

**સામળ**—હા, પૂરેપૂરી. એની ખટપટ જબરી હતી. પોતાની જૂના ઘરની એક દીકરી હતી. એનું સગપણ એણે જહાંગીરના સૌથી નાના પુત્ર શહર્યાર જોડે કર્યું હતું; અને પોતાના ભાઈની એક દીકરી હતી, તેનું સગપણ જહાંગીરના મોટા પુત્ર શાહજહાં–એનું મૂળ નામ ખુર્રમ હતું–વેરે કર્યું હતું. પણ પાછળથી નૂરજહાંને મનમાં થયું, કે ગાદી મારા જમાઈ શહર્યારને મળે તો જ મજા આવે; તેથી નૂરજહાંએ ખટપટ આદરી. ગમે તે હિસાબે શહર્યારને બહાર પાડવો, અને શાહજહાં–ખુર્રમ–ને દાબી દેવો એવો જ ઘાટ એ ચતુર નૂરજહાંએ રચવા માંડયો.

**રમણ**—આખરે તેમાં એ ફાવી હતી ?

**સામળ**—ફાવી તો ન હતી; પણ નૂરજહાંએ પોતાના ભાથામાં હતાં તેટલાં બધાં બાણ ફેંકયાં હતાં; અને જ્યારે એનું નજ ફાવ્યું, ત્યારે હારીને એ હેઠી બેઠી હતી.

**વિનુ**—આખરે કોણ ફાવ્યું હતું ?

**સામળ**—શાહજહાં જ ફાવ્યો હતો. પાટવી કુંવર એજ હતો. નૂરજહાંની ખટપટ ખોટી હતી. વળી શાહજહાંમાં બીજી આવડત ને હોશિયારી પણ ઘણી હતી.

**રમણ**—ત્યારે તો એ શાહજહાં ફાવ્યો એજ સારું થયું.

**વિનુ**—હેં સામળકાકા, પછી શાહજહાંજ ગાદીએ આવ્યો હતો ?

**સામળ**—હા. જહાંગીર કાશ્મીરથી દિલ્હી આવતાં લાહોર મુકામે મરી ગયો; અને એની પછી તરત શાહજહાં ગાદીએ બેઠો.

**વિનુ**—બસ ! જહાંગીર મરી ગયો ?

**સામળ**—એમાં નવાઈ શી ? જન્મ છે એને મરણ પણ છે જ. પણ જહાંગીર કળાનો બહુ શોખીન હતો. ચિત્રકળામાં તો એ બહુ જ ઝીણી નજરવાળો હતો.

**રમણ**—સામળકાકા, આપણે હાલ કહીએ છીએ, કે આ તો જહાંગીરી હુકમ છે, એનો શો અર્થ ? જહાંગીરનું નામ એમાં કેમ આવતું હશે ?

**સામળ**—જહાંગીરી હુકમ એટલે એ હુકમનું પાલન અચૂક થવુંજ જોઇએ. જહાંગીર જે હુકમ કાઢતો તે પળાવો જ જોઇએ; ન પળાય તો જોઈ લો મજા. કોઈના પ્રાણ પણ જાય.



શાહજહાં

**રમણ**—હં. તેમાં જહાંગીરી હુકમ કહેવાય છે; સમજાયું.

**વિનુ**—શાહજહાં ગાદીએ આવી ગયો ને?

**સામળ**—હા. શાહજહાં શોખીન પાદશાહ થઇ ગયો. મકાનોનો એને હદથી જાદે શોખ હતો. મકાનો પાછળ તો એણે કરોડો રૂપિયા પાણીની જેમ ખરચ્યા છે.

**વિનુ**—ઓહો! એટલા બધા રૂપિયા!

**સામળ**—એક તાજમહાલ બંધાવવામાં જ એણે ૩૦ લાખ રૂપિયા તો મજૂરીના જ આપ્યા હતા.

**વિનુ**—હેં!

**સામળ**—તે ઉપરાંત એના પોતાના માટે બંધાવેલા મહેલમાં એક મોટું દીવાનખાનું હતું. એનું નામ દીવાને ખાસ.



દીવાને ખાસ

એ એટલું બધું સુંદર ને કારીગરીવાળું હતું, કે એની અંદર સોનેરી અક્ષરે લખેલું હતું: જો દુનિયામાં ક્યાંઇ સ્વર્ગ હોય, તો તે આ છે, આ છે, અને આ જ છે.

**દામોદર**—ઇન્દ્રભવન જેવું સુંદર હશે ત્યારે જ એમ લખેલું હશે ને ?

**સામળ**—હાસ્તો. વળી પોતાનું એક સિંહાસન બનાવવા પાછળ પણ એણે કરોડો રૂપિયા ફના કર્યા હતા. એનું નામ તખ્તે તાઉસ અથવા મયૂરાસન હતું.

**રમણ**—તાજમહાલ પાછળ એણે બહુ ખરચ કર્યું. એ ક્યાં આવ્યો ?

**સામળ**—આગ્રામાં. એણે તાજમહાલની પાછળ અઢળક ધન ખરચ્યું એનું કારણ હતું.

**રમણ**—શું ?

**સામળ**—પોતાની વહાલી બેગમ મુમતાજમહાલ જ્યારે મરી ગઈ, ત્યારે પાદશાહે એ બેગમની યાદગીરી માટે એની કબર ઉપર એ તાજમહાલ બંધાવ્યો છે.

**વિનુ**—મુમતાજની યાદગીરી માટે તાજમહાલ બંધાવ્યો?

**સામળ**—હા. માટે જ એનું નામ તાજમહાલ પાડ્યું છે. તાજમહાલ હું જોઈ આવ્યો છું. વાહ ! શી એની નકશી છે ! શી એની બાંધણી છે ! શી એની કોમળતા છે ! આખો તાજમહાલ સફેદ દૂધ જેવા આરસનો બાંધેલો છે. તમે આ ચિત્રજ જુઓને, કેવું સુંદર દેખાય છે. જોયા આ ઊંચા ઊંચા મિનારા; અને આ દરવાજા તો બહુ ઊંચા છે, હો.

**દામોદર**—તાજમહાલ તો દુનિયાની એક અજાયબી ભરેલી ચીજ ગણાય છે.



તાજમહાલ

**રમણ**—મોટાભાઈ, તમે એ જોયો છે?

**દામોદર**—ના; પણ એક વાર જીવતાં જોવો છે ખરો.

**સામળ**—દામોદર, તાજમહાલને જોવો હોય, તો પુનમની રાતે જવું. ઉપરથી ચાંદનીનો પ્રકાશ રેલાતો હોય; અને નીચે તાજમહાલ જાણે એ પ્રકાશમાં નહાતી કોઈ દેવકન્યા! તમે એને જોયા જ કરો, પણ તમારી આંખ થાકે જ નહિ.

**દામોદર**—તે વખતના કારીગરો પણ કેવા!

**સામળ**—કારીગરો તો દેશપરદેશથી બોલાવ્યા હતા. હજારો કારીગરો કામ કરતા હતા; અને એ બધાએ ત્રીસ વર્ષે એ તાજમહાલ પૂરો કર્યો હતો.

**રમણ**—ઓહો! એટલો બધો વખત લાગ્યો હતો!

**સામળ**—અકકેક નકશી જુઓ, તો અક્કલ કામ ન કરે એવી. નકશીમાં સોનાના તો રસ પૂર્યા હતા; અંદર બેગમની કબર ઉપર હીરામાણેક પણ જડ્યાં હતાં.

**વિનુ**—તાજમહાલ આગ્રામાં આવ્યો, ખરું ને?

**સામળ**—હા. જમના નદીને કાંઠે છે.

**રમણ**—સામળકાકા, શાહજહાંએ મકાનો જ બંધાવ્યાં હતાં, કે બીજું કાંઇ કર્યું હતું?

**સામળ**—એમ હોય? શાહજહાંએ બીજું ઘણું કર્યું હતું. પ્રથમ તો જ્યારે શાહજહાં ગાદીએ આવ્યો, ત્યારે એણે પોતાના ભાઇભત્રીજાઓને મારી નખાવ્યા હતા.

**વિનુ**—અરરર! શા માટે?

**સામળ**—પછી કોઈ એની આડે ન આવી શકે માટે.

**દામોદર**—એ વખતમાં રાજ્ય માટે તો કાંઇ કાંઇ ઘોર પાપો કરવાં પડતાં હતાં.

**સામળ**—વળી શાહજહાંએ દક્ષિણમાં સવારી કરી બિજાપુરના સુલતાનને નમાવ્યો હતો. આ બિજાપુરનું રાજ્ય પણ પેલા બ્રાહ્મણીવંશના પાંચ ભાગલામાંનું એક હતું એ યાદ રાખજો.

**રમણ**—શાહજહાં બીજી લડાઇઓ લડયો હતો?

**સામળ**—બીજી લડાઈઓ ગાદીએ આવ્યા પછી તો નહોતો લડયો; પણ એણે હિંદુઓ તરફ મીઠી નજર નહોતી રાખી. જેવો પ્રેમ અકબર હિંદુઓ તરફ રાખતો હતો, અને જે પ્રેમ જહાંગીરે પણ જાળવી રાખ્યો હતો, તે પ્રેમ શાહ-જહાંએ હિંદુઓ તરફ ન બતાવ્યો.

**રમણ**—એણે જજિયા વેરો ફરીને દાખલ કર્યો હતો?

**સામળ**—ના. એટલી હદ સુધી તો એ નહોતો ગયો; પણ એણે જે જે નવાં હિંદુ મંદિરો બંધાયાં હતાં તે બધાં તોડી પાડવાનું ફરમાન કાઢયું હતું.

**રમણ**—ફરમાન કાઢીને તે પ્રમાણે હિંદુઓનાં મંદિર તોડાવ્યાં હતાં ખરાં?

**સામળ**—ત્યારે નહિ? એકલા બનારસ જિલ્લામાંજ ૭૬ મંદિરોનો નાશ કરવામાં આવ્યો હતો.

**વિનુ**—ત્યારે તો એ પાદશાહ નહિ સારો. અંતે એના ભૂંડા હાલ થયા હશે.

**સામળ**—ખરેખર એમ જ થયું હતું. એ શાહજહાંને ચાર દીકરા હતાઃ દારા, શુજા, મુરાદ અને ઔરંગઝેબ. એ ચારે પુત્રો શાહજહાંનું રાજ્ય પડાવી લેવા ખટપટ કરવા લાગ્યા હતા; અને ખટપટમાંથી આખરે મારામારી ઉપર ચઢ્યા હતા.

**રમણ**—રાજ્યને માટે કેવા બખેડા થાય છે!

**સામળ**—મુરાદ અને ઔરંગઝેબે સંપ કરી પ્રથમ તો દારાને હરાવ્યો, ને નસાડયો. પછી એ બંને ભાઈઓએ બાપને કર્યો કેદ.

**રમણ**—એ બન્ને ભાઈ ગાદીએ બેઠા હતા?

**સામળ**—એક ગાદીએ બે ભાઈ બેસે ખરા કે? શાહજહાંને કેદ કરી જાહેર એવું કર્યું, કે મુરાદ દિલ્હીનો શહેનશાહ છે; પણ બીજે જ મહીને ઔરંગઝેબે મુરાદને દારૂડિયો ગણી કેદ કરાવ્યો, ને પાછળથી મારી પણ નખાવ્યો.

**રમણ**—ત્યારે તો છેવટે ઔરંગઝેબ પાદશાહ બન્યો.

**સામળ**—હા. એ ઔરંગઝેબે મુરાદને ફોસલાવી, મોટી

મોટી આશાઓ આપી રાજ્ય માટે ખટપટ કરવા ઉશ્કેર્યો હતો. ઔરંગઝેબ પોતે તો મુરાદને એમ જ કહેતા હતો : ભાઈ, મારે રાજ્ય ન જોઈએ. હું તો ફકીર બની ખુદાની બંદગીમાં જ જીવન પૂરું કરવા માગું છું. પણ તારું મને બહુ દાઝે છે; કારણકે તું સાચો મુસલમાન છે; અને તેથી જ હું તને મદદ કરવા માગું છે.

**રમણ**—પણ આખરે ઔરંગઝેબે દગો દીધો ને ?

**સામળ**—હા. મુરાદને માર્યા પછી ઔરંગઝેબે દારાને પણ પકડાવી મારી નખાવ્યો હતો. શુજાની પાછળ પણ માણસો દોડાવી એને વનવગડામાં સંતાતો ને નાસતો કરી મૂકયો હતો.

**રમણ**—એટલે પછી તો ઔરંગઝેબની સામે માથું ઊંચકે એવો કોઈ રહ્યો જ નહિ. પણ શાહજહાંનું શું થયું ? એને કેદમાં જ રાખ્યો, કે એને પણ મારી નખાવ્યો ?

**સામળ**—બધા ભાઈઓનું કાસળ કાઢી ઔરંગઝેબ નિરાંતે ગાદી ઉપર બેસી ગયો. બાપને એણે મારી નહોતો નખાવ્યો, પણ કેદમાં જ સડવા દીધો હતો.

**વિનુ**—ત્યારે હવે ઔરંગઝેબ ગાદીએ આવ્યો ?

**સામળ**—હાસ્તો. પણ વિનુ, ઔરંગઝેબની વાત આપણે આવતી કાલે કરીશું.

**રમણ**—સામળકાકા, મને આટલું કહેતા જાઓ. શાહજહાંએ મકાનો પાછળ કરોડો રૂપિયા ખરચ્યા, તે એની પાસે કેટલાક પૈસા હતા ?

**સામળ**—શાહજહાં પાસે પૈસાનો કાંઈ પાર ન હતો. જોને, એ મરી ગયો ત્યારે પણ એની તિજોરીમાં એક કરોડ રૂપિયા

તો રોકડા પડ્યા હતા. તે ઉપરાંત કરોડો રૂપિયાની કિંમતના જરજવાહિર અને મોતીઓ પણ પુષ્કળ હતાં; અને એણે ખરચ્યા પણ કેટલા બધા રૂપિયા! તાજમહાલ ને મયૂરાસન એ બેની પાછળ જ એણે ૧૩ કરોડ રૂપિયા વાપર્યાં હતા.

**રમણ**—શું કહો છો, સામળકાકા !

**સામળ**—ખરું કહું છું. હવે જાઉં ? છે ને રજા ?

**રમણ**—હા, આવજો, સામળકાકા.

## વિસામો ૧૧ મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો. ]

### : : સવાલો : :

૧. જહાંગીર મોજીલો કેમ કહેવાયો? જહાંગીરની જીતો ગણાવો.
૨. ખુશરૂ વિષે શું જાણો છો ?
૩. અકબરની ઉદારતાના દાખલાઓ આપો.
૪. નૂરજહાં વિષે જે જાણતાં હો તે કહો.
૫. જહાંગીરના ગુણદોષનું વર્ણન કરો. “ જહાંગીરી હુકમ ” એટલે શું તે સમજાવો.
૬. શાહજહાંનો શોખ દાખલા આપી સમજાવો.
૭. તાજમહાલનો ઇતિહાસ કહી તેનું વર્ણન કરો.
૮. શાહજહાંએ ગાદી કેવી રીતે મેળવી, અને ગાદીએ આવ્યા પછી એ કયી લડાઈ લડયો ?
૯. શાહજહાંનું હિન્દુ પ્રત્યેનું વર્તન કેવું હતું?
૧૦. શાહજહાંના પુત્રોની ખટપટ વિષે શું જાણો છો ?
૧૧. ઔરંગઝેબે ગાદી કેવી રીતે મેળવી ?

## મિજલસ ૧૨ મી

**કનુભા**—મને તો આજ સવારનું એમ થતું હતું, કે ક્યારે સાંજ પડે ને વાળુ કરીને અહીં આવું.

**કાસિમ**—સામળકાકાની વાતો સાંભળવાની બહુ મજા પડે છે, ખરું ?

**કનુભા**—તેમાં તો મને એમ થતું હતું. કાસિમ, તારા આવ્યા પછીથી તો મુસલમાન પાદશાહોની જ વાતો આવે છે, એટલે તને ગમ્મત પડતી હશે.

**કાસિમ**—તને ગમ્મત નથી પડતી ?

**કનુભા**—પડે છે; પણ પ્રતાપની, ને એના જેવાની વાતો આવે છે, ત્યારે મને સાંભળવાની બહુ મજા પડે છે.

**રમણ**—આપણને તો બધા રાજાઓની વાતો સાંભળતાં આનંદ આવે છે.

**દામોદર**—કનુભા, આજે કાંતો શિવાજી છત્રપતિની કાંઈક વાત આવશે ખરી. એ હિંદુ રાજા થઈ ગયો, જાણો છો ને ?

**કનુભા**—શિવાજી છત્રપતિ એ દક્ષિણના શિવાજી

મહારાજ જ ને ?

**દામોદર**—હા, એ જ. શિવાજી મહારાજ તો દક્ષિણના વાઘ કહેવાતા હતા.

**વિનુ**—મોટાભાઈ, સામળકાકા હજી કેમ ન આવ્યા.

[સામળનો ખોંખારો સંભળાય છે. સૌ બારણા તરફ જુએ છે.]

**દામોદર**—લે, આ તારા સામળકાકા કે બીજા કોઈ? સામળ, તું જરા મોડો આવે છે, ત્યાં આ છોકરી વિનુડી પત્તર ખાંડી નાખે છે.

**સામળ**—વિનુ, આપણે ક્યાં સુધી આવ્યા છીએ ?

**વિનુ**—ઔરંગઝેબ ગાદીએ બેઠો ત્યાં સુધી.

**સામળ**—હા; યાદ આવ્યું. ઔરંગઝેબ ભાઈભત્રીજાઓને મારી, બાપને કેદ કરી, દિલ્હીની ગાદીએ ચડી બેઠો. ગાદીએ બેઠા પછી એણે પોતાનું નામ આલમગીર રાખ્યું હતું; પણ આપણે તો એને ઔરંગઝેબના નામથી જ ઓળખીશું. સાંભળજો હો: ગાદીએ આવ્યા પછી વીશ વર્ષ સુધી તો ઔરંગઝેબના અમલમાં ખૂબ શાંતિ રહી; પણ રાજ્ય ઉપર



ઔરંગઝેબ

બરાબર જામી ગયો, કે તરત એણે પોતાનું પોત પ્રકાશ્યું. એના મનમાં એકદમ એવીજ ધૂન ભરાઈ, કે આખા હિન્દુસ્તાનમાં મારે મુસલમાની ધર્મ ફેલાવી દેવો.

**રમણ**—આખા હિન્દુસ્તાનમાં?

**સામળ**—હા. એ પોતે પક્કો મુસલમાન હતો. રોજ પોતાની નમાજ વગેરે ધર્મની ક્રિયાઓ નિયમસર કરે. એનું જીવન પણ છેકજ સાદું. કોઈ પણ જાતના મોજશોખ એ કરતો નહિ. દેખાવમાં એકદમ ફકીર જેવો. નવરો પડે, કે હાથમાં માળા તો હોય જ. અરે! લડાઈના મેદાન ઉપર પણ નમાજ પઢવાનું એ ન ચૂકતો.

**રમણ**—ત્યારે તો એ ખરો ધર્મી હોવો જોઇએ.

**કાસિમ**—સચ્ચો મુસલમાન પોતાના ધર્મનું ફરમાન કદી પણ ન ચૂકે.

**સામળ**—ઔરંગઝેબ સચ્ચો મુસલમાન હતો. એની રગેરગમાં ધર્મનું ઝનૂન ભર્યું હતું. ધર્મને ખાતર એ ગમે તેટલા ભોગો આપવા તૈયાર હતો; કારણ કે એ ચોક્કસ માનતો હતો, કે એક મુસલમાની ધર્મ જ સાચો છે; અને એજ ધર્મ બધા માણસોએ પાળવો જોઈએ.

**રમણ**—આપણા હિંદુધર્મને એ સમજતો હતો?

**સામળ**—મુસલમાની ધર્મ સિવાય બીજો કોઈ સાચો ધર્મ જ નથી એટલું જ એ સમજતો હતો; અને એ સમજ પ્રમાણે એ આચરતો હતો.

**રમણ**—એવું શું એણે આચર્યું હતું?

**સામળ**—પ્રથમ તો એણે હિંદુઓ ઉપર જજિયા વેરો નાખ્યો.

**કનુભા**—અકબરે કાઢી નાખ્યો હતો તેજ ને ?

**સામળ**—હા; અને હિંદુઓને નોકરીમાંથી બરતરફ કરી એમનાં મંદિરો તોડી નાખવાનાં પણ ફરમાનો કાઢ્યાં.

**રમણ**—નવા મંદિરો, કે જૂનાં મંદિરો સુદ્ધાં ?

**વિનુ**—નવાં મંદિરો તોડવાનો હુકમ તો શાહજહાંએ પણ કાઢયો હતો.

**સામળ**—પણ શાહજહાંના દીકરા ઔરંગઝેબે તો નવાં ને જૂનાં બધાં મંદિરો તોડી નાખવાનો હુકમ કાઢયો.

**વિનુ**—અરરર ! કેટલાંય મંદિરોનો નાશ થઈ ગયો હશે. ઔરંગઝેબને મંદિરો તોડવાની હોંશ કેમ થઈ?

**સામળ**—એ એમ માનતો હતો, કે મૂર્તિની પૂજા કરવી એ ખરાબ છે; અને મૂર્તિપૂજકો બધા અધર્મી છે; એટલે જો એમનાં મંદિરો તોડી નાખીએ, તો એ લોકો સાચા મુસલમાની ધર્મને જાણતા ને પાળતા થાય; પણ બન્યું ધાર્યા કરતાં જુદું જ. ઊલટું હિંદુઓનું મન દુભાયું; અને મુસલમાનો સાથે વેર બંધાયું.

**રમણ**—ઔરંગઝેબે તો અકબરથી ઊલટુંજ ચાલવા માંડયું.

**સામળ**—હા; અને પરિણામ એ આવ્યું, કે એના રાજ્યનો પાયો ખળભળી ઊઠયો. જે રજપૂતો રાજ્યના સ્તંભ જેવા હતા તે જ રજપૂતો ઔરંગઝેબની સામે બળવો કરી ઊઠ્યા.

**કનુભા**—કયાંના રજપૂતોએ બળવો જગાવ્યો હતો ?

**સામળ**—રજપૂતાનાના રજપૂતોએ. એમને બળવો જગાવવાનું એક નવું વધારાનું કારણ એ પણ મળી આવ્યું,

કે જોધપુરનું રાજ્ય ઔરંગઝેબે ગેરકાયદેસર ખાલસા કર્યું.

**કનુભા**—પછી તો પૂછવું જ શું? રજપૂતો કોઈના ઝાલ્યા નહિ રહ્યા હોય.

**સામળ**—ના. ઔરંગઝેબે નહિ ધારેલો એવો બળવો જાગ્યો. એ શમાવતાં એને સાંતપાંચ થઈ ગઈ હતી.

**કાસિમ**—અંતે બળવો શમાવ્યો હતો ખરો ને?

**સામળ**—હા. પણ જય મેળવીને નહિ; નમતું આપીને. જોધપુરનો બાળકુંવર મોટો થશે, એટલે રાજ્ય સોંપી દેવામાં આવશે-એવું વચન આપ્યું, ત્યારેજ બળવો શાંત થયો હતો.

**કાસિમ**—ઔરંગઝેબ પાસે સૈન્ય ખૂટી પડયું હશે?

**સામળ**—ના; એણે રજપૂતો સાથે સુલેહ કરી કજીયાનો અંત આણ્યો એ ઉપરથી એમ ન માનશો, કે એની પાસેનું લશ્કર ખૂટી પડયું હતું. ના, બિલકુલ નહિ; પણ ઔરંગઝેબ બહુ શાણો ને ચકોર હતો. બરોબર એ જ વખતે દક્ષિણમાં પણ એની સામે ખટપટ થવાનો સંભવ ઊભો થયો હતો. રખેને બિજાપુર ને ગોવળકોંડાના શિયા મુસલમાની રાજ્યો મારી સામે બંડ જગાવે એ બીકે એણે રજપૂતો સાથેનું યુદ્ધ સમેટી લઈ દક્ષિણમાં જવાની અને એ રાજ્યો જીતી લેવાની નવી પેરવી માંડી.

**રમણ**—ત્યારે રજપૂતો સાથે સુલેહ કર્યા પછી ઔરંગઝેબ દક્ષિણમાં ગયો હતો?

**સામળ**—હા; બિજાપુર ને ગોવળકોંડાનાં રાજ્યો જીતવા એ દક્ષિણમાં ગયો હતો.

**કાસિમ**—ત્યાં જઈને પછી એણે શું કર્યું?

**સામળ**—એ બંને રાજ્યોને જીતી લીધાં; અને આખા

દક્ષિણમાં જજિયા વેરો નાખી દીધો; પણ આ પગલાનું પરિણામ એ આવ્યું, કે દક્ષિણના હિન્દુઓ તેમજ શિયા મુસલમાનો ઔરંગઝેબના દુશ્મનો બની બેઠા.

**રમણ**—રજપૂતાનાના રજપૂતો દુશ્મન બન્યા; દક્ષિણના હિન્દુઓ દુશ્મન બન્યા; શિયા મુસલમાનો દુશ્મન બન્યા. બધાય ઔરંગઝેબના દુશ્મન બન્યા.

**સામળ**—હા. બિજાપુર ને ગોવળકોંડાનાં રાજ્યો સામે અદાવત બાંધીને તો ઔરંગઝેબે ગંભીર ભૂલ કરી હતી; કારણ કે જે રાજ્યો મિત્ર જેવા બનીને મદદગાર થઈ પડત, તેજ રાજ્યો એનાં દુશ્મન બની ગયાં.

**દામોદર**—પણ ઔરંગઝેબને એની કશી પરવા નહોતી. એ પોતાના બળ ઉપર ઝૂઝતો હતો.

**સામળ**—છતાં એનું એકલાનું બળ દક્ષિણના મરાઠાઓને નમાવી શક્યું નહોતું. જો બિજાપુર ને ગોવળકોંડાને મિત્ર બનાવ્યાં હોત, તો મરાઠાઓને ઔરંગઝેબ સહેલાઇથી દબાવી શકત.

**કાસિમ**—ઔરંગઝેબ મરાઠાઓને નહોતો દબાવી શક્યો?

**સામળ**—ના. મરાઠાઓનું જોર તે વખતે નવુંસવું જામ્યું હતું. શિવાજી નામના રજપૂત મરાઠાએ પોતાની આસપાસ એવા માણસો ભેગા કર્યા હતા, કે એ બધાને બિજાપુર ને ગોવલકોંડાના પાદશાહો પણ કાબૂમાં રાખી શકયા ન હતા. શિવાજી અને એના મરાઠાઓએ તો દક્ષિણના મુસલમાનોને ત્રાહિ ત્રાહિ પોકરાવી દીધા હતા. ઔરંગઝેબને પણ એ મરાઠાઓએ ખૂબ રમતડી રમાડી હતી, ને કાયર કાયર કરી મૂકયો હતો.

**રમણ**—શિવાજી મહારાજની વાત જરા લંબાણથી

કહેજો, હો સામળકાકા.

**સામળ**—શિવાજી તો એક સાધારણ જાગીરદારનો પુત્ર હતો; પણજુવાન થયો, ત્યાં તો એણે દક્ષિણના માવલાઓની—માવલાઓ દક્ષિણની એક લડાયક જાતિ છે—સહાયથી કેટલાય નાનામોટા કિલ્લાઓ કબજે કર્યા; અને આખા દક્ષિણમાં રાડ બોલાવી દીધી. બિજાપુર ને ગોવળકોંડાના મુસલમાની રાજ્યો પણ એનાથી ત્રાસતા હતા. બિજાપુરના સુલતાને તો એક વાર એક મોટું લશ્કર આપી પોતાના સરદાર અફઝલખાંને શિવાજીને પકડવા મોકલ્યો; પણ શિવાજી કોઇથી પકડાય એવો હતો ? ડુંગરામાં એવો તો નાસી જાય ને સંતાઈ જાય, કે કોઈને એનો પત્તો જ ન લાગે.

**રમણ**—ત્યારે તો અફઝલખાં નિરાશ થઈને પાછો ગયો હશે.

**સામળ**—ના; એણે તો શિવાજી સાથે સુલેહ કરવાને કારણે મુલાકાત માગી; અને બન્ને જણાએ એક તંબુમાં મળવું એવું ઠર્યું. હવે મેળાપ વખતે બન્યું એવું, કે જેવો શિવાજી તંબુમાં દાખલ થયો, કે અફઝલખાં પોતે જ વહાલથી ભેટવાને આગળ આવ્યો. અફઝલખાં પહાડ જેવો ઉંચો હતો; અને શિવાજી જરા નીચો બેઠી દડીનો હતો. ભેટતી વખતે અફઝલખાંએ શિવાજીને બાથમાં એવો તો દબાવ્યો, કે કાચોપોચો હોય એના તો ફેદા જ નીકળી જાય; પણ શિવાજી તો કસાયેલો હતો; તેથી એણે જરાય ગભરાયા વિના અફઝલખાંના પેટમાં પોતે છુપાવી રાખેલા વાઘનખ ખોસી ઘાલ્યા. અફઝલખાંનાં આંતરડાંનો ઢગલો થઈ ગયો, અને "દગા કિસીકા સગા નહિ હૈ" એટલું બોલીને એ ત્યાં જ



દક્ષિણનો વાઘ શિવાજી

મરી ગયો. એ આવ્યો હતો દગાથી મારવા, પણ પોતે જ દગાનો ભોગ થઈ પડયો.

**કનુભા**—દગો કોઈ નો સગો નથી.

**રમણ**—વાઘનખ કેવા હશે, સામળકાકા?

**સામળ**—વાઘના નખના આકારનું આંગળીએ પહેરવાનું એ એક જાતનું નાનકડું હથિયાર છે.

**દામોદર**—વાઘનખ પેટમાં પેસે, કે આંતરડાં લઈને જ બહાર નીકળે.

**કેનુભા**—શિવાજી ખરો ચાલાક! શાબાશ!

**સામળ**—ત્યાર પછીથી તો ઔરંગઝેબના એક સરદાર સાહિસ્તખાંને પણ શિવાજીએ પૂનામાંથી નસાડયો હતો.

**કેનુભા**—એ કેવી રીતે?

**સામળ**—સાહિસ્તખાં પૂનામાં અડ્ડો લગાવીને પડયો હતો. ઔરંગઝેબનો હુકમ હતો, કે મરાઠાઓને જેર કરવા અને શિવાજીને કેદ કરવો. પણ એક દિવસે ઓચિંતા રાતે શિવાજી પૂનામાં દાખલ થઈ સાહિસ્તખાંના મકાનમાં ઘૂસી ગયો. ખાંસાહેબ જાગી ઊઠ્યા. એમની આંગળીઓ કપાઈ ગઈ, પણ જીવ બચાવી નાસી છૂટ્યા,

**રમણ**--એ બનાવ પછી તો ઔરંગઝેબને શિવાજી ઉપર ખૂબ જ ક્રોધ ચડયો હશે.

**સામળ**—હા; પણ કરે શું? ઔરંગઝેબ તે વખતે તો દિલ્હીમાં બેઠો હતો.

**વિનુ**—એ તો દક્ષિણમાં આવ્યો હતો ને?

**રમણ**—હા; રજપૂતોના બળવાને સમાવી એ દક્ષિણમાં આવ્યો; અને બિજાપુર ને ગોવળકોંડાનાં રાજ્ય પણ એણે જીતી લીધાં, એમ તમે જ હમણાં કહ્યું હતું ને?

**સામળ**—હા; એમ મેં કહ્યું છે; પણ જ્યારે ઔરંગઝેબ જાતે દક્ષિણમાં સૈન્ય લઈને આવ્યો, ત્યારે પાંચેક વર્ષ પહેલાં એ દક્ષિણનો વાઘ શિવાજી સ્વર્ગે સિધાવી ગયો હતો.

**વિનુ**—ત્યારે શિવાજીની હમણાં જે બધી વાત તમે કરી તે ઔરંગઝેબ દક્ષિણમાં આવ્યો તે પહેલાંની?

**સામળ**—હા, વિનુભા! વળી તે વખતની એક બીજી પણ શિવાજીની વાત છે. જ્યારે સાહિસ્તખાં શિવાજીને પકડવામાં ન ફાવ્યો, ત્યારે ઔરંગઝેબે જયપુરના રાજા જયસિંહને શિવાજી સાથે સુલેહ કરવા મોકલ્યો હતો. એ જયસિંહ શિવાજીને વિશ્વાસ આપી દિલ્હી લઈ ગયો હતો.

**રમણ**—શો વિશ્વાસ આપ્યો હતો?

**સામળ**—એ કે ઔરંગઝેબ તમને સ્વતંત્ર રાજા તરીકે માન આપશે, અને તમારી સાથે મિત્રભાવે વર્તશે.

**રમણ**—પણ શિવાજી દિલ્હી ગયો હતો?

**સામળ**—હા. જયસિંહના વચન ઉપર વિશ્વાસ મૂકી શિવાજી પોતાના પુત્ર શંભાજીને લઈ દિલ્હીમાં ઔરંગઝેબના દરબારમાં ગયો હતો; પણ ત્યાં તો ઔરંગઝેબે દગો દીધો; અને શિવાજીને દિલ્હીમાં કેદ કરીને રાખ્યો. શિવાજી તો સપડાયો. દિલ્હીની બહાર કોઈ વાતે છટકી જવાય તેમ ન હતું. શિવાજીના રહેવાના મકાનની આસપાસ ચારેકોર ઔરંગઝેબે ચોકીપહેરો મૂકી દીધો હતો.

**રમણ**—ઔરંગઝેબે શિવાજીને ખરો સપડાવ્યો!

**સામળ**—પણ એ વાઘ ઝાઝો વખત પાંજરામાં પુરાઈ નહોતો રહ્યો. એક વખત લાગ જોઈ મીઠાઈના ટોપલામાં સંતાઈને બાપદીકરો બન્ને દિલ્હીની બહાર નીકળી ગયા.

**રમણ**—શિવાજીએ ઔરંગઝેબની આંખમાં ખરી ધૂળ નાખી! પછી એ હાથમાં આવ્યોજ નહિ?

**સામળ**—ગયો તે ગયોજ. આજની ઘડી ને કાલનો

દી ! પાંજરામાંથી છટકેલો વાઘ હાથ લાગે ખરો કે ? ઔરંગઝેબે પછીથી મરાઠાઓને દબાવવા ઘણુંય ફાંફાં મારી જોયાં; પણ એ બધું ઢેકું ભાંગીને ધૂળ થયા બરોબર નીવડયું; અને તેથીજ આખરે ઔરંગઝેબ જાતે મરાઠાઓને જેર કરવા દક્ષિણમાં આવ્યો.

**રમણ**—શિવાજી તે વખતે સ્વર્ગે સિધાવી ગયો હતો, ખરું ને ?

**સામળ**—હા; પણ એનો દીકરો શંભાજી અને એના મરાઠાઓ લોઢાના હતા. કોઈથી ગાંજ્યા જાય તેવા ન હતા. આખા દક્ષિણમાં મરાઠાઓની હાક વાગતી, અને મુસલમાનો તો નામ સાંભળીને થરથરતા.

**રમણ**—શિવાજી પછી પણ મરાઠાઓનું એટલું બધું જોર હતું ?

**સામળ**—હા. શિવાજીએ કાંઈ કાચુંપોચું રાજ્ય નહોતું સ્થાપ્યું. શિવાજીએ તો મરાઠી સત્તાનો પાયો ઊંડો ને મજબૂત નાખ્યો હતો. એવો, કે એની હયાતી બાદ પણ એ રાજ્યને ઔરંગઝેબ જેવો મોટો મુગલ શહેનશાહ પણ ઊની આંચ ન આપી શક્યો.

**વિનુ**—મોટાભાઈ, આ શિવાજીએ જ સૂરત બેત્રણ વાર લૂંટયું હતું ને ?

**દામોદર**—હા; પણ એમ ન માનતી, કે શિવાજી લૂંટારો હતો. પોતાને પૈસા જોઈએ, ત્યારે તે એવી લૂંટો કરતો હતો; પણ એનો ધંધો કાંઈ લૂંટારાનો ન હતો.

**વિનુ**—ત્યારે ?

**દામોદર**—એ તો મોટો છત્રપતિ રાજા થઈ ગયો. એના

જેવું લડતાંય થોડાને આવડતું હતું, અને એના જેવું રાજ્ય પણ થોડાને જ ચલાવતાં આવડતું હતું.

**સામળ**—હા. રાજ્યની વ્યવસ્થા કરવામાં પણ એ શિવાજી ખરો જાણકાર હતો. અકબર જેવો જ કહો ને. જેમ અકબરે પોતાના રાજ્યની વ્યવસ્થા કરી હતી, તેમ શિવાજીએ પણ એનાથીયે સરસ પોતાના મરાઠી રાજ્યની વ્યવસ્થા કરી હતી.

**દામોદર**—શિવાજીની રાજ્યવ્યવસ્થા અકબર કરતાં પણ ચડી જાય.

**રમણ**—એમ કે ?

**સામળ**—હા. એણે પોતાના આખા રાજ્ય ઉપર દેખરેખ રાખવા ને કામકાજ કરવા માટે આઠ ખાતાંઓ નક્કી કર્યાં હતાં; અને દરેક ખાતાનો એક ઉપરી નીમવામાં આવતો. એ આઠ ખાતાંના આઠ ઉપરીઓ પ્રધાનો કહેવાતા; અને એ આઠેમાં મોટો પ્રધાન પેશ્વા કહેવાતો.

**દામોદર**—શિવાજીની ચોથ ઉઘરાવવાની રીત પણ ન્યાયી હતી.

**રમણ**—મોટાભાઇ ચોથ એટલે શું ?

**દામોદર**—ચોથ એટલે ચોથો ભાગ. શિવાજી જ્યારે કોઈ નવો મુલક જીતતો, ત્યારે એ મુલકમાંથી એ ચોથ ઉઘરાવતો; એટલે કે એ મુલકની કુલ ઊપજનો ચોથો ભાગ પોતે લેતો; અને બાકીની પોણા ભાગની ઊપજ એ મુલકનો બંદોબસ્ત કરવામાં ખરચતો.

**સામળ**—મુલક જીત્યા પછી તરત જ શિવાજી ત્યાં શાંતિ ફેલાવવા પગલાં ભરતો. લોકોને એમ નહોતું લાગતું, કે શિવાજી ક્યાંથી આવ્યો. ઊલટા લોકો તો બદલામાં શાંતિ ને સુખ મેળવતા.

**દામોદર**—આવી એની રીતભાતથીજ શિવાજી ઈતિહાસમાં વખણાઈ ગયો છે; અને એક વીર પુરુષ તરીકે આજે પણ પુજાય છે.

**વિનુ**—મોટાભાઈ, શિવાજીના દીકરાનું નામ શું? હું તો ભૂલી ગઈ.

**દામોદર**—શંભાજી. એ પણ એના બાપનું નામ રાખે એવો હતો.

**સામળ**—હા. જ્યારે ઔરંગઝેબે દક્ષિણમાં આવી પોતાનું બળ બતાવવા માંડયું, ત્યારે મરાઠાઓએ એની સામે ખરેખરી ટક્કર ઝીલી હતી.

**રમણ**—પેલાં બે મુસલમાની રાજ્યો-બિજાપુર ને ગોવલકોંડાનાં-તો ઔરંગઝેબને તાબે થઈ ગયાં હતાં ને?

**સામળ**—હા. એ બે રાજ્યોને તો ઔરંગઝેબે પાંચ વર્ષની અંદર જ તાબે કરી નાખ્યાં હતાં; પણ પછી મરાઠાઓ સામે જ્યારે એણે પગલાં ભર્યાં, ત્યારે એને ખબર પડી, કે એ વાઘના દીકરા મરાઠાઓ જરાય નમતું આપે એવા નથી.

**દામોદર**—છોકરાંઓ, આટલું યાદ રાખજો, કે ઔરંગઝેબે બિજાપુર ને ગોવલકોંડાને પ્રથમ જીતી લઈને મોટી ભૂલ કરી હતી.

**રમણ**—હા, હા. એ વાત તો આવી ગઈ. જો ઔરંગઝેબે એ બે રાજ્યોની મદદ લઈ મરાઠાઓ સામે હલ્લો કર્યો હોત, તો એ ફાવી શકત; પણ એને એ સૂઝયું નહિ.

**સામળ**—હં! ખરો! એ એક ભૂલને પરિણામે ઔરંગઝેબે ખત્તા ખાધી. વીશ વર્ષ સુધી એ મરાઠાઓ સામે લડયો; છતાં પણ મરાઠાઓ એને જરાય ગાંઠ્યા નહિ.

ઊલટા મરાઠાઓએ તો એને અને એના લશ્કરને હેરાન-હેરાન કરી મૂક્યાં.

**રમણ**—શંભાજી પણ જબરો ખરો.

**સામળ**—અરે ! એ શંભાજીને અને એના દીકરા શાહુને તો ઔરંગઝેબે તરત જ કેદ કર્યા હતા; છતાં મરાઠાઓ હિંમત હાર્યા વિના ઔરંગઝેબ સામે ઝૂઝતા હતા, અને કાળો કેર વર્તાવતા હતા, એ જોવાની ખૂબી છે.

**દામોદર**—શિવાજીએ આપેલી તાલીમ કેવી ? એ તાલીમનું એ સરસ પરિણામ હતું.

**કનુભા**—શંભાજીને ઔરંગઝેબે કેદ કર્યો હતો ?

**સામળ**—હા. શંભાજી અને એના દીકરા શાહુ બન્નેને. શંભાજીને તો તરત મારી નાખવામાં આવ્યો હતો; અને શાહુ, જે તે વખતે બાળક હતો તેને દિલ્હી મોકલી દેવામાં આવ્યો હતો.

**કનુભા**—શંભાજીને મારી નાખવામાં આવ્યો હતો ?

**સામળ**—હા. કેદ કર્યા પછી ઔરંગઝેબે એને મુસલમાન થવાનું કહ્યું; પણ એ વીર શંભાજીએ એ વાત એવી તો ધુતકારી નાખી, કે ઔરંગઝેબને હાડોહાડ અપમાન લાગ્યું; અને તેથી જ એણે એનો વધ કરાવ્યો હતો.

**કનુભા**—પછી શાહુનું શું થયું ?

**રમણ**—એ તો કહ્યું ને ? એને કેદી બનાવી દિલ્હી મોકલી દેવામાં આવ્યો હતો.

**સામળ**—હા; અને જાણો છો, પાછળથી મરાઠાઓને શૂરાતન કોણ ચડાવતું હતું ? શંભાજીની સ્ત્રી યેસુબાઈ અને એનો દિયર રાજારામ મરાઠાઓને પાણી ચડાવતાં હતાં; અને

જ્યારે રાજારામ મોત આવવાથી ગુજરી ગયો, ત્યારે એની સ્ત્રી તારાબાઈએ પણ એજ કામ કર્યું હતું.

**કનુભા**—મરાઠી સ્ત્રીઓ પણ જબરી લાગે છે.

**સામળ**—રજપૂતાણીઓ જેવી જ. ઔરંગઝેબને છેવટ સુધી ફાવવા ન દીધો, તે ન જ દીધો.

**રમણ**—છેવટે થાકીને ઔરંગઝેબ બીચારો દિલ્હી પાછો ગયો હતો?

**સામળ**—એને તો સાપે છછુંદર ગળ્યા જેવું થયું હતું. મરાઠાઓ વશ થતા નહોતા, અને એનાથી દિલ્હી જવાતું નહોતું. એક વાર તો મરાઠાઓ ઔરંગઝેબની પાછળ એવા પડ્યા હતા, કે એને જીવ બચાવવા અહમદનગરમાં ભરાઈ જવું પડયું હતું.

**કનુભા**—પછી શું થયું?

**સામળ**—પછી તો એ ઘરડો ઔરંગઝેબ અહમદનગરમાં જ મરણ પામ્યો. એની ઉંમર તે વખતે ૮૯ વર્ષની હતી.

**રમણ**—ઓહો! એટલી પાકટ વયે એ જાતે લડાઈ લડતો?

**સામળ**—હા. લીધેલી લત મૂકે એવો એ ન હતો. ઘરડો હતો, છતાં એનામાં કામ કરવાની તાકાત છેલ્લી ઘડી સુધી રહી હતી.

**રમણ**—એનું શું કારણ?

**સામળ**—કારણ કે એનું જીવન સાદું ને નિયમિત હતું. મોજશોખને તો માણતો જ નહિ. ગાનતાન કે રંગરાગમાં એ કદી ભળતો નહિ. એના જેવો માણસ તો ભાગ્યેજ રાજગાદી ઉપર જોવામાં આવે છે.

**દામોદર**—એક માણસ તરીકે તો ઔરંગઝેબનો જોટો મળવો મુશ્કેલ છે. સાદુ, સંયમી, ને ધર્મી જીવન ગાળનારો એ એક ફકીર જેવો જ હતો. પણ પાદશાહ તરીકે એ નથી પંકાતો; કારણ કે એણે હિંદુમુસલમાન ઉપર સરખી નજર ન રાખી; અને નકામા બખેડા ઊભા કર્યા.

**સામળ**—ધર્મની ઝનૂન એનામાં ન હોત, તો એ પાદશાહ અકબરને પણ ભુલાવી દેત.

**દામોદર**—અને જો હિંદુસ્તાનમાં બધા જ મુસલમાનો હોત, તો પણ એ ઔરંગઝેબ દેવ જેવો પુજાત.

**વિનુ**—પોતાના ભાઈઓને મારીને ગાદીએ આવ્યો હતો, છતાં પુજાત ?

**દામોદર**—હા. મુસલમાનોને એ બહુ સારી રીતે રાખતો હતો. ફક્ત હિંદુઓ તરફ જ ધર્મને લઈ એને અણગમો હતો.

**સામળ**—એ અણગમાનું પરિણામ પાછળથી બહુ જ ખરાબ આવ્યું. એના જીવતાં તો મુગલરાજ્ય ટકી રહ્યું; પણ એના મરણ પછી એ રાજ્યનો ભાંગીને ભૂકો થઈ ગયો.

**રમણ**—રજપૂત રાજાઓનો ને પ્રજાનો પ્રેમ એણે ગુમાવ્યો ન હોત, તો એના રાજ્યના પાયા ખળભળી ન ઊઠત; કેમ ખરું ને, સામળકાકા ?

**સામળ**—હા; પણ ધર્માંધ ઔરંગઝેબને એ સૂઝયું નહિ.

**વિનુ**—એ સૂઝયું હોત તો ?

**સામળ**—તો મુગલરાજ્યની સત્તા ઘણી વધત; સમજ્યાં, વિનુબા ?

**વિનુ**—હા.

**સામળ**—તો હવે સૂઈ જાઓ. હું પણ જાઉં છું.

# વિસામો ૧૨ મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો. ]

## : : સવાલો : :

૧. ઔરંગઝેબ ધર્મઝનૂની હતો એમ તમે શા ઉપરથી કહી શકો ?
૨. પાદશાહ તરીકે ઔરંગઝેબે કયાં કાર્યો કર્યાં ? તેનું પરિણામ કેવું આવ્યું ?
૩. ઔરંગઝેબની ને અકબરની રાજનીતિમાં શો તફાવત હતો ?
૪. ઔરંગઝેબના વખતમાં રજપૂતોનો બળવો શા કારણે જાગ્યો ? એ બળવાનો અંત કેવો આવ્યો હતો ?
૫. ઔરંગઝેબે રજપૂતો સાથેના કજિયાને એકાએક શા કારણે સમેટી લીધો ?
૬. ઔરંગઝેબ દક્ષિણ હિંદમાં શા માટે ગયો ? ત્યાં જઈ એણે કઈ મોટી ભૂલ કરી ?
૭. શિવાજી વિષે જે જાણતા હો તે કહો.
૮. અફ઼ઝલખાંના વધ વિષે તમે શું જાણો છો ?
૯. શિવાજી ઉપર ગુસ્સે થવાનું ઔરંગઝેબને શું કારણ મળ્યું હતું. ?
૧૦. શિવાજી ઔરંગઝેબનો કેદી કેવી રીતે બન્યો, અને કેવી ચાલાકીથી શિવાજી કેદમાંથી છૂટી ગયો ?
૧૧. ઔરંગઝેબ જાતે દક્ષિણમાં ગયો, ત્યારે ત્યાં મરાઠાઓનો રાજા કોણ હતો ?
૧૨. મરાઠાઓએ ઔરંગઝેબ સામે કેવી ટક્કર ઝીલી હતી ? આખરે ઔરંગઝેબ મરાઠાઓને નમાવવામાં ફાવ્યો હતો ?
૧૩. શંભાજીનું મોત કેવી રીતે થયું હતું ?
૧૪. પાદશાહ તરીકે નહિ, પણ એક માણસ તરીકે ઔરંગઝેબ કેવો હતો ? એના ગુણોનું વર્ણન કરો.

# મિજલસ ૧૩ મી

**વિનુ**—હવે સામળકાકા આવે એટલી વાર છે.

**રમણ**—આપણી વાત કયાં સુધી આવી ? ઔરંગઝેબ મરી ગયો ત્યાંસુધી, ખરું ?

**વિનુ**—હા. ત્યાંથી વાત આગળ ચલાવવાની છે.

**રમણ**—હેં મોટાભાઈ, મુગલરાજ્ય હિંદમાં કયારે સ્થપાયું ?

**દામોદર**—લોદીવંશ પછી.

**રમણ**—એ તો ખરું; પણ કઈ સાલમાં ?

**દામોદર**—કહું છું. સામળકાકા તમને સાલો તો કહેતાજ નથી. એક રીતે એ ઠીક છે. સાલો યાદ રાખવાની કાંઈ ખાસ જરૂર નથી; છતાં યાદ રહે, તો કાંઈ ખોટું પણ નથી. જુઓ ને, આપણે પહેલેથી જોઈએ. મુસલમાની સત્તા હિંદમાં કયારે સ્થપાઈ?

**રમણ**—વિક્રમના તેરમા સૈકાથી.

**દામોદર**—બરાબર. તેરમા સૈકાથી માંડીને તે લગભગ સોળમા સૈકા સુધી તો પઠાણવંશના પાદશાહોએ દિલ્હીમાં રાજ્ય કર્યું. પઠાણવંશના પાદશાહો એટલે તો સમજ્યાં ને ?

**રમણ**—હા; ગુલામવંશ, ખીલજીવંશ, તઘલખવંશ, સૈયદવંશ, અને લોદીવંશ–એ પાંચ વંશોના પાદશાહો.

**દામોદર**—બરાબર. એ પાંચ વંશોએ લગભગ ૩૦૦ વર્ષ રાજ્ય કર્યું. ત્યારપછી આવ્યો મુગલવંશ. બાબરથી માંડી ઔરંગઝેબ સુધીના પાદશાહોએ કુલ મળી લગભગ ૧૮૦ વર્ષ રાજ્ય ભોગવ્યું.

**રમણ**—વચમાં સૂરવંશના પઠાણ પાદશાહોનો અમલ પણ આવ્યો હતો ને?

**દામોદર**—હા. એમનો અમલ તો ફક્ત ૧૬ વર્ષ સુધી જ ચાલ્યો હતો; અને તે ૧૮૦ માંથી બાદ કરીએ તો ૧૬૪ વર્ષ સુધીનો મુગલાઇ અમલ ઔરંગઝેબ સુધી થાય.

**રમણ**—ત્યાર પછી કેટલો વખત મુગલાઇ અમલ નભ્યો હતો?

**દામોદર**—ઔરંગઝેબ પછી ચાલીસ વર્ષ સુધી તો મુગલાઈ અમલ પડતોઆખડતો પણ નભી રહ્યો હતો; પણ તે પછીથી મુગલસત્તાનો છેકજ નાશ થતો ચાલ્યો હતો; અને એનો સમૂળગો નાશ તો ત્યાર પછી છેક સોએક વર્ષે થયો. પણ એ પાછલાં સો વર્ષોમાં મુગલ પાદશાહો સાવ નકામા ને નામના જ હતા. એમના હાથમાં સત્તા પણ નામની જ રહી હતી.

**વિનુ**—હવે સામળકાકા ક્યારે આવશે?

**રમણ**—હમણાં આવવા જોઈએ.

**દામોદર**—આ કોણ આવ્યું? સામળ, તારી આવરદા બહુ લાંબી છે, હો. વિનુએ તને હમણાં જ યાદ કર્યો, ને તરત તું આવ્યો.

**સામળ**—હજી મારે બહુ જીવવું છે, ને ઘણાં કામ કરવાનાં છે.

**વિનુ**—સામળકાકા, હવે જલદી વાત શરૂ કરો.

**સામળ**—ચાલો, ચાલો; મારે પણ આજે તો ઉતાવળ છે. વાત માંડું છું, હો. કયાં સુધી આપણે આવ્યા છીએ?

**વિનુ**—ઔરંગઝેબના મરણ સુધી.

**સામળ**—હા. ઔરંગઝેબ મરી ગયો, ત્યારે એના ઓસીકા નીચેથી એણે લખેલું એનું વસિયતનામું મળી આવ્યું હતું. તેમાં એણે લખ્યું હતું: હું દુનિયામાં ખાલી હાથે આવ્યો હતો, અને ખાલી હાથેજ જાઉં છું. મારા પુત્રોમાંથી જે કોઈ પાદશાહ થાય તેણે પછીથી મારા કોઈ કુટુંબીને હેરાન કરવો નહિ. મારા પુત્રો વચ્ચે રાજ્યનો હિસ્સો મેં વહેંચી આપ્યો છે. એ પ્રમાણે જો તેઓ વર્તશે, તો લડાઇ થવાનો સંભવ નથી. મારા શબ પાછળ કોઈ જાતનું ખોટું ખર્ચ કરવું નહિ. કબર પણ બહુ સાદી દરવેશ (ફકીર)ની કબર જેવી કરવી. એ કબર ઉપર કોઇ જાતનું સ્મરણ ઊભું નહિ કરવું. વળી મારા ખાનગી ખજાનામાં રૂા. ૫૭૩૮૨ છે, તેમાંથી રૂા. ૧૦૦૦ ગરીબોને દાનમાં આપવા.

**રમણ**—એ વસિયતનામા પ્રમાણેજ પાછળથી થયું હતું?

**સામળ**—બધું એ પ્રમાણે નહોતું થયું. એના બધા મળી ચાર પુત્રો હતા–મુઆઝિમ, આઝિમ, અકબર, અને કામબક્ષ. આમાંથી ત્રીજો પુત્ર અકબર તો ઔરંગઝેબ જીવતાંજ એનાથી જુદો પડી ગયો હતો. કયારે, કહું? જ્યારે ઔરંગઝેબના વખતમાં રજપૂતોએ બંડ જગાવ્યું હતું, ત્યારે. અને ત્યારપછી એ અકબર ઔરંગઝેબથી ડરીને ઇરાનમાં નાસી ગયો હતો.

બાકી રહેલા ત્રણ પુત્રો રાજ્ય માટે માંહોમાંહે લડ્યા; ત્રણમાંથી બે મર્યા; અને બાકી રહેલો એક મુઆઝિમ છેવટે ગાદીએ બેઠો. એનું બીજું નામ બહાદુરશાહ પણ છે.

**રમણ**—સામળકાકા, ઔરંગઝેબની મરતી વખતની ઇચ્છા પ્રમાણે તો કોઇજ નહિ વર્ત્યું ?

**સામળ**—ના; પણ આ બહાદુરશાહ એકંદર લાયક પાદશાહ હતો. સ્વભાવમાં ઔરંગઝેબ કરતાં અકબરને એ વધારે મળતો હતો.

**રમણ**—અકબર જેવો હતો ?

**સામળ**—હા, કાંઇક ખરો. એણે જજિયા વેરો કાઢી નાખ્યો હતો; અને એ પ્રમાણે રજપૂતો જોડે મૈત્રી બાંધવા પ્રયત્ન કર્યો હતો.

**રમણ**—મોટાભાઈ, એ પગલું એણે સારું ભર્યુ.

**દામોદર**—હા. ઔરંગઝેબે તો રજપૂતોને દુશ્મન બનાવી મૂકી મુગલરાજ્યનું એકંદર બૂરુંજ કર્યું હતું.

**રમણ**—ઔરંગઝેબે તો મરાઠાઓને પણ દુશ્મન બનાવ્યા હતા ને ?

**સામળ**—હા; પણ આ બહાદુરશાહે મરાઠાઓને પણ મિત્ર બનાવ્યા હતા.

**રમણ**—કેવી રીતે ?

**સામળ**—શંભાજીનો દીકરો પેલો શાહુ દિલ્હીમાં કેદ હતો ને ?

**રમણ**—હા, હા. ઔરંગઝેબે શંભાજીને મારી નાખી શાહુને દિલ્હી મોકલી આપ્યો હતો.

**સામળ**—હા. એ શાહુને આ બહાદુરશાહે કેદમાંથી છોડી મૂકયો.

**રમણ**—ત્યારે તો મરાઠાઓ પણ રીઝયા હશે.

**સામળ**—હાસ્તો. બહાદુરશાહની આ અકબરના જેવી રીતભાતથી એને તરત લાભ થયો હતો.

**વિનુ**—કયો લાભ ? રજપૂતો ને મરાઠાઓ પાદશાહના મિત્ર બન્યા એ ને ?

**સામળ**—એ ખરો; પણ તે વખતે પંજાબના શીખો જોર ઉપર આવી મુગલ પાદશાહને કનડતા હતા. બહાદુર-શાહે રજપૂતોની મદદથી એ શીખોને હરાવી હાંકી કાઢ્યા હતા.

**વિનુ**—સામળકાકા, શીખો કોણ ? હિન્દુ કે મુસલમાન ?

**સામળ**—શીખલોકો શીખ જ છે. એ છે તો હિન્દુ જાતિ; મુસલમાન નથી; છતાં એ જાતિ હિન્દુથી પણ જરા જુદી જ છે. એમનો ધર્મ પણ જુદો જ છે.

**દામોદર**—સામળ, શીખો વિષે થોડો ઇતિહાસ કહે, તો છોકરાંઓને ઠીક પડશે.

**સામળ**—કહું ત્યારે. છોકરાંઓ, આ શીખકોમ પ્રથમ બાબરના વખતથી હયાતીમાં આવી. શીખોનો મૂળ પુરુષ ગુરુ નાનક હતા. એ ગુરુ નાનકે હિન્દુમુસલમાન બન્નેને રુચે એવો એક નવો જ ધર્મ ફેલાવ્યો હતો. એવો, કે હિન્દુઓ પણ એમના શિષ્યો બન્યાં, ને મુસલમાનો પણ એમના શિષ્યો બન્યા. જે જે શિષ્યો બન્યા તે બધા પાછળથી શીખો કહેવાયા. શીખોની એ આખી કોમ શાહજહાંના રાજ્ય સુધી તો શાંત હતી; પણ ઔરંગઝેબના વખતમાં એ લોકોને નકામા છંછેડવામાં આવ્યા હતા. ઔરંગઝેબે શીખોના ગુરુ ગોવિંદસિંહને ને બીજા કેટલાક શીખોને નકામા મારી નખાવ્યા હતા. તે કારણથી શીખલોકો બહુ ઉશ્કેરાયા હતા; અને તે પછીથી જ

તેમણે ધર્મના રક્ષણ માટે હથિયાર વાપરવાં શરૂ કર્યાં; અને ઔરંગઝેબ જીવતાં જ એ આખી પ્રજા લડાયક બની ગઇ હતી.

**રમણ**—ઔરંગઝેબે તો ક્યાં કયાં દુશ્મનાવટ ફેલાવી હતી! કોઇને દુશ્મન બનાવવામાં બાકી નહોતા રાખ્યા.

**સામળ**—ના; અને એનાં એ બધાં ઊંધાં કામોનું બૂરું પરિણામ એના વંશજોને ખમવું પડયું. જોકે બહાદુરશાહે તો અકબરની નીતિ પ્રમાણે વર્તીને રાજ્યની આબરૂ ટકાવી રાખી; પણ એની પછીથી ધીમે ધીમે એ રાજ્ય ઘસાતુંજ ગયું.

**રમણ**—બહાદુરશાહ પછી કોણ દિલ્હીની ગાદીએ આવ્યું હતું?

**સામળ**—બહાદુરશાહને ચાર દીકરા હતા; પણ રાજ્ય માટે મારામારી ને કાપાકાપીમાં ચારમાંથી કોઈ દિલ્હીની ગાદીએ આવી શકયો નહિ.

**રમણ**—ત્યારે છેવટે કોણ ગાદીએ આવ્યું?

**સામળ**—મોટા દીકરાનો દીકરો ફરૂખશિયર.

**રમણ**—એ કયાંથી ફાવી ગયો?

**સામળ**—એને બે સૂબેદારોની મદદ મળી ગઈ હતી. એક સૈયદ અબ્દુલ્લા, અને બીજો સૈયદ હુસેન. એ બે સૈયદ-ભાઈઓએ ફરૂખશિયરને ગાદીએ બેસાડયો હતો; અને ફરૂખશિયર તો એમના હાથમાં રમકડા જેવો હતો

**રમણ**—એના વખતની નવાજૂની શી હતી?

**સામળ**—એક તો શીખોને મળેલી સજ્જડ હાર. શીખોના ગુરુ બંદાને અને હજારેક શીખોને એના વખતમાં મારી નાખવામાં આવ્યા હતા.

**વિનુ**—અરરર ! આ તો ઔરંગઝેબ જેવો જ.

**સામળ**—પણ આખરે પેલા બે સૈયદભાઈઓએ એ ફરૂખશિયરનો ઘાત કરાવ્યો હતો.

**વિનુ**—શા માટે ? શીખોને મરાવ્યા તે કારણથી ?

**સામળ**—ના રે; પણ બન્યું એવું, કે સૈયદ હુસેનને મરાઠાઓએ સજ્જડ હરાવ્યો.

**રમણ**—શાહુરાજાએ ને ?

**સામળ**—શાહુરાજાના પેશ્વા (પ્રધાન) બાલાજીરાવે. એ પેશ્વાએ તેની પાસે એક સંધિ કરાવી હતી; પણ ફરૂખશિયરે સૈયદ હુસેને કરેલી સંધિ કબૂલ ન કરી; તેથી પોતાનું નાક રાખવા સૈયદ હુસેને એનો ઘાત કરાવ્યો.

**વિનુ**—એના પછી કોણ ગાદીએ આવ્યું ?

**સામળ**—પછી એ બે સૈયદભાઈઓએ એક પછી એક એમ ત્રણ નવા પાદશાહોને ગાદીએ બેસાડ્યા, ને મરાવી નખાવ્યા.

**વિનુ**—અરરર ! એ બે ભાઈઓ પણ ખૂની લાગે છે. મરજીમાં આવે એને ગાદીએ બેસાડે, ને મરજીમાં આવે ત્યારે વળી એને મરાવી નખાવે !

**સામળ**—હા. એ બે ભાઈઓ ઘડીના છટ્ઠા ભાગમાં ધારે તેને ગાદીએ બેસાડતા, અને ધારે તેને ઉઠાડી મૂકતા. પણ વિનુ, એમનુંય એકદી કમોત થયું હતું.

**વિનુ**—એમ કે ? કર્યાં એવાં ભોગવવાં પડ્યાં હતાં ?

**સામળ**—હા. જ્યારે એ સૈયદભાઇઓએ મુહમ્મદશાહ નામના પાદશાહને છેવટે ગાદીએ બેસાડયો, ત્યારે એ પાદશાહે એ બન્ને તરકટી ભાઈઓનું ખૂન કરાવ્યું હતું.

**રમણ**—મુહમ્મદશાહમાં કાંઈક પાણી હોવું જોઈએ.

**સામળ**—ના રે. એના નબળા અમલ દરમિયાન એના મુસલમાન સૂબેદારો સ્વતંત્ર થવા લાગ્યા હતા. મરાઠાઓ પણ ખૂબ જોરમાં આવતા જતા હતા.

**રમણ**—કયા સૂબેદારો સ્વતંત્ર થઈ ગયા હતા ?

**સામળ**—હૈદરાબાદનો નિઝામ સ્વતંત્રપણે વર્તતો હતો. ત્યાંથી ચાલ્યા: અયોધ્યા અને બંગાળાના સૂબેદારો પણ પાદશાહને ખંડણી નહોતા મોકલતા, ને સ્વતંત્રપણે વર્તતા હતા. રોહીલા નામના અફઘાનો પણ બળવો કરી પાદશાહની હકૂમત નીચેથી નીકળી ગયા હતા; અને મરાઠાઓ તો ગાંડા હાથીની માફક આખા મુગલરાજ્યમાં ભટકતા હતા, અને જે આવે તે હાથ કરતા હતા. ગૂજરાત, માળવા, ને બુંદેલખંડ એ ત્રણ પ્રાંતોને મરાઠાઓએ ખૂંચવી લીધા હતા. ટૂંકામાં જેણે જે આવ્યું તે હાથ કરી લીધું હતું. આટલું બાકી હતું તે અધૂરામાં પૂરી એક નવી આફત પણ આવી હતી.

**રમણ**—એ વળી કઈ આફત ?

**સામળ**—નાદિરશાહે કરેલી દિલ્હીની લૂંટની.

**વિનુ**—સામળકાકા, નાદિરશાહ કોણ હતો ? એ કયાંથી આવ્યો હતો ?

**સામળ**—નાદિરશાહ ઇરાનનો પાદશાહ હતો. પહેલાં તો એ એક ભરવાડ હતો; પણ પોતાના નસિબને જોરે પાદશાહ બની બેઠો હતો. એ નાદિરશાહની કાયા પહાડ જેવી ઊંચી ને ખડતલ હતી; રંગે કાળો હબસી જેવો; ચહેરો બિહામણો; અવાજ ઘેરો; અને આંખો લાલચોળ બીક લાગે તેવી. જાતનો એ મુસલમાન હતો; ને એ દિલ્હી લૂંટવા આવ્યો હતો.



નાદિરશાહ

**વિનુ**—પછી એ દિલ્હી લૂંટી શકયો હતો ?

**સામળ**—હા.

**વિનુ**—મુહમ્મદશાહ કાંઇ બચાવ ન કરી શકયો ?

**સામળ**—ના. નાદિરશાહે દિલ્હી આખામાં કતલ ચલાવી પુષ્કળ દોલત લૂંટી હતી. મયૂરાસન ને બીજી કિંમતી ચીજો પણ એ પોતાની સાથે ઇરાન લઈ ગયો હતો.

**રમણ**—મયૂરાસન પણ ગયું ?

**સામળ**—હા. મયૂરાસન ઉપર કોહીનૂર હીરાવાળો

મુગટ ધારણ કરી બેસનારો છેલ્લો મુગલ પાદશાહ આ મુહમ્મદશાહ હતો.

**વિનુ**—અરરર ! એના વખતમાં આખું મુગલરાજ્ય ફનાફાતિયા થઈ ગયું.

**સામળ**—હા; મુગલરાજ્યની તો એથીયે ખરાબ સ્થિતિ દિવસેદિવસે થવા લાગી. એના પુત્ર અહમદશાહના વખતમાં કાબુલના અહમદશાહ દુરાનીએ પંજાબ સર કરી લીધું હતું. એની પછી આલમગીર બીજો ગાદીએ આવ્યો હતો. એના વખતમાં અહમદશાહ દુરાનીએ બીજો હલ્લો કરીને દિલ્હી લૂંટયું હતું.

**કાસિમ**—મુગલ પાદશાહોમાં કાંઈજ પાણી નહોતું રહ્યું ?

**કનુભા**—હોય તો વળી દિલ્હીને બબ્બે વખત લુંટાવા દે ?

**સામળ**—પાછળના કોઈ પાદશાહમાં રાજ્ય ચલાવવાની લાયકાત નહોતી. આલમગીર બીજા પછી શાહઆલમ બીજો ગાદીએ આવ્યો. એના વખતમાં તો લગભગ બધા જ સૂબેદારો છૂટા ને સ્વતંત્ર બની ગયા હતા. દિલ્હી ને આગ્રા એ બેજ પાદશાહના કબજામાં હતાં. આ શાહઆલમે લગભગ ૫૦ વર્ષ સુધી રાજ્ય ભોગવ્યું હતું; અને એ લાંબા વખતમાં એક પછી એક એમ ઘણા ધ્યાન ખેંચે એવા બનાવ બન્યા હતા.

**રમણ**—કયા એ ? કહો ને.

**સામળ**—એક તો એ, કે એના વખતમાં મરાઠાઓ અને અહમદશાહ દુરાની વચ્ચે પાણિપતના મેદાનમાં જબરું યુદ્ધ થયું હતું; અને તેમાં મરાઠાઓ હાર્યા હતા.

**કનુભા**—મરાઠાઓ હાર્યા હતા ?

**સામળ**—હા; સખત હાર્યા હતા. એ હારની વાત આપણે આગળ ઉપર કરીશું, હો. પણ એમની એ સખત હાર પછી દશ જ

વર્ષમાં એ જ મરાઠાઓ પાછા ફરી જોર પર આવી ગયા હતા.

**કનુભા**—એમ કે ?

**સામળ**—હા; એવા જોરમાં આવી ગયેલા હતા, કે એ મરાઠાઓએ સિંધિયાની સરદારી નીચે ઠેઠ દિલ્હીમાં પહોંચી જઇ શાહઆલમ પાદશાહને પોતાના કબજામાં રાખ્યો હતો; પણ આખરે શાહઆલમના મોત પહેલાં ત્રણ જ વર્ષે અંગ્રેજ કંપનીએ મરાઠાઓને હરાવી શાહઆલમને પણ કંપનીના રક્ષણ નીચે આણ્યો હતો.

**રમણ**—મુગલોની વાતમાં અંગ્રેજ કંપની કયાંથી આવી?

**સામળ**—અંગ્રેજ કંપનીનું રાજ્ય શરૂ થઈ ગયું હતું. આપણે હજી એ કંપની વિષે કશી જ વાત કરી નથી; પણ આગળ ઉપર એ બધી વાત વિસ્તારથી કરવાની જ છે.

**રમણ**—દિલ્હીના પાદશાહો બધા નામના જ હતા, સામળકાકા ?

**સામળ**—હા. શાહઆલમ પછી અકબર બીજો પણ નામનો પાદશાહ થયો. એને તો કંપનીસરકાર વર્ષે અમુક બાંધેલી રકમ વર્ષાસન તરીકે આપતી હતી; અને એના રાજ્યની કુલ સત્તા કંપનીના હાથમાંજ હતી. એના મરણ પછી એનો પુત્ર મુહમ્મદ બહાદુરશાહ ગાદી પર બેઠો. મુગલ-રાજ્યનો આ છેલ્લો જ નામધારી પાદશાહ હતો.

**રમણ**—બસ ?

**સામળ**—હા; કારણ કે એના વખતમાં સિપાઈઓનો એક જબરો બળવો થયો હતો. એ બળવામાં મુહમ્મદ બહાદુરશાહે અંગ્રેજો વિરુદ્ધ ભાગ લીધો હતો.

**કાસિમ**—સિપાઈઓએ અંગ્રેજો વિરુદ્ધ બળવો કર્યો હતો ?

**સામળ**—હા.

**કેનુભા**—શા કારણે ?

**સામળ**—એ બધી વાત આગળ ઉપર વિસ્તારથી કહીશ. હમણાં તો આ મુગલ પાદશાહોનો ઇતિહાસ જ ધ્યાનમાં રાખો.

**રમણ**—એ તો બરાબર ધ્યાનમાં રહે છે.

**સામળ**—બળવો શમાવી દીધા પછી મુહમ્મદ બહાદુરશાહને કેદ કરી રંગુનમાં રાખવામાં આવ્યો હતો; અને ત્યાં એ બેહાલ દશામાં મરણ પામ્યો હતો.

**વિનુ**—એને છોકરા હતા કે નહિ ?

**સામળ**—હતા; બે પુત્ર હતા; પણ એ બંનેને કંપની સરકારના કેપ્ટન હૉડ્સને ગોળીબારથી ઠાર કર્યા હતા.

**રમણ**—બળવામાં ભાગ લેવા બદલ ?

**સામળ**—હા.

**વિનુ**—અરરર ! બીચારાના ગોળી મારી પ્રાણ લીધા ? બહુ ખરાબ, બહુ ખરાબ.

**સામળ**—ગમે તેમ કહે; પણ એ બનાવ પછી મુગલ-સત્તાનું નામનિશાન પણ ન રહ્યું.

**રમણ**—મુગલાઈનો અંત આવ્યો ?

**સામળ**—હા; અને આજની આપણી વાતનો પણ અંત આવે છે.

## વિસામો ૧૩મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો. ]

### : : સવાલો : :

૧. ઔરંગઝેબ પોતાના વસિયતનામામાં શું શું લખી ગયો હતો ?

૨. ઔરંગઝેબને કેટલા દીકરા હતા ? એની પછી દિલ્હીની ગાદીએ કોણ આવ્યું ?

૩. બહાદુરશાહની રાજનીતિ કોના જેવી હતી ? એ રાજનીતિથી એને શો લાભ થયો ?

૪. શીખો વિષે જે જાણતા હો તે ટૂંકામાં કહો.

૫. બહાદુરશાહ પછી દિલ્હીની ગાદીએ કોણ આવ્યું ?

૬. સૈયદભાઇઓ વિષે તમે શું જાણો છો ?

૭. મુહમ્મદશાહના વખતમાં મુગલાઈ સત્તા બહુ નબળી પડી ગઈ હતી–આમ તમે શા ઉપરથી કહી શકો ?

૮. નાદિરશાહ અને અહમદશાહ દુરાની વિષે જે જાણતા હો તે કહો.

૯. શાહઆલમના વખતમાં કયા કયા ધ્યાન ખેંચે તેવા બનાવો બન્યા હતા ?

૧૦. છેલ્લા મુગલ પાદશાહ મુહમ્મદ બહાદુરશાહ વિષે તમે શું જાણો છો ?

# મિજલસ ૧૪ મી

**રમણ**—મોટાભાઈ, આજે તો સામળકાકા મરાઠાઓની વાતો કહેવાના છે.

**દામોદર**—શિવાજીની વાત તો એમણે તમને કરી દીધી છે. મરાઠીસત્તાના સ્થાપનાર શિવાજીમહારાજ હતા.

**વિનુ**—ભાઈ, સામળકાકા આવશે, ત્યારે આપણે એમની પાસે શિવાજીની વાત ફરીને કહેવડાવીશું, હો.

**રમણ**—સામળકાકાને આવવા તો દે.

**દામોદર**—શિવાજીની વાત તો ઘણીખરી તમને કહી દીધી છે. બીચારાને પજવશો નહિ. જુઓ, હું તમને એકએ નવી વાત શિવાજી વિષે કહું.

**વિનુ**—કહોને ત્યારે; તમારો જ પાડ.

**દામોદર**—શિવાજીએ અફઝલખાનને માર્યા પછી તો એક બનાવ એવો બન્યો હતો, કે એમાં શિવાજીનું મોત થાય એવો પ્રસંગ આવી ગયેલો.

**રમણ**—એમ કે ?

**દામોદર**—હા. એક વાર શિવાજી એક કિલ્લામાં રહેતો હતો. તે કિલ્લાને બિજાપુરના લશ્કરે ઘેરો ઘાલ્યો. કિલ્લો પડું પડું થયો, ત્યારે શિવાજી પોતાના થોડાએક બહાદુર સાથીઓને લઈ મધરાતે એ કિલ્લામાંથી નાઠો. પાછળ દુશ્મનો પડ્યા. શિવાજી પકડાયો કે પકડાશે એવી બીક સૌને લાગી ગઈ. તેવામાં બન્યું એવું, કે એક સાંકડી ખીણનો રસ્તો આવ્યો. શિવાજી એ ખીણમાં થઈ આગળ નાઠો; અને બાજી પ્રભુ–શિવાજીનો બહાદુર સેનાપતિ–ખીણને નાકે ઊભો રહ્યો. જેટલા દુશ્મનો એ ખીણને નાકે આવ્યા તે બધાને એ એકલો મારતો ગયો; પણ એણે કોઈ દુશ્મનને ખીણમાં આગળ જવા દીધો નહિ.

**કેનુભા**—શાબાશ, બાજી પ્રભુ!

**દામોદર**—બાજી પ્રભુ પણ ઘણો ઘાયલ થયો હતો. આખરે એ ઘવાઈને ભોંય ઉપર પડયો; અને તરત જ તોપનો ભડાકો એને કાને પડયો. બાજી પ્રભુને નિરાંત વળી. શિવાજી પાસેના મજબૂત કિલ્લામાં પહોંચી ગયો છે એની બાતમી એ તોપના ભડાકાએ આપી હતી. “હાશ!” કરીને બાજી પ્રભુએ પ્રાણ છોડ્યા. બોલો, બાજી પ્રભુએ કેવું પરાક્રમ કર્યું?

**રમણ**—બાજી પ્રભુ ખરો બહાદુર.

**વિનુ**—મોટાભાઈ, શિવાજીની બીજી પણ કોઈ વાત કહોને.

**દામોદર**—શિવાજી આપણા દેશમાં એક મોટો પરાક્રમી પુરુષ થઈ ગયો. એ મુગલો સામે લડયો હતો, છતાં એણે કોઈ દિવસ મુસલમાની ધર્મનું અપમાન સરખું કર્યું નહોતું. હિન્દુમુસલમાનને તે સરખા ગણતો; અને સ્ત્રીઓ પ્રત્યે તો એ બહુજ માનની નજરથી જોતો. એક વાર એવું બન્યું, કે

એના કોઈ સૈનિકોએ શિવાજીની પાસે એક સ્ત્રીને ઊભી કરી, અને કહ્યું, કે આ લૂંટનો ભાગ છે, અને એ આપની મિલકત છે. શિવાજી તરતજ રાતોપીળો થઈ ગયો. ક્રોધને કાબૂમાં રાખી એ બોલી ઊઠયો : 'અહા ! આવી સુંદર સ્ત્રીને પેટે મારો જન્મ થયો હોત, તો કેવું સારું હતું ! હજૂરિયા ને સૈનિકો બધા ચૂપ જ થઈ ગયા. પાછળથી એ સ્ત્રીને શિવાજીએ માનભર એના બાપને ઘેર પહોંચતી કરી હતી; અને સૈનિકોને ઘણો ઠપકો આપ્યો હતો.

**વિનુ**--શિવાજીમહારાજ બહુ સારા, હો મોટાભાઈ!

**દામોદર**—તેથી તો એ આજે ઘેર ઘેર પૂજાય છે. ચાલો, સામળ આવી પહોંચ્યો.

**સામળ**—કેમ અલી વિનુ, આજે તું મને બહુ યાદ કરતી હતી ? મને ઘેર બેઠાં હેડકી બહુ આવતી હતી.

**વિનુ**—આજે તો મારા મોટાભાઈ શિવાજીની વાત કહેતા હતા, તેથી તમને તો મેં યાદ જ નથી કર્યા.

**સામળ**—ત્યારે મને હેડકી કેમ આવતી હતી ? તુંજ યાદ કરતી હતી. જૂઠું ન બોલ.

**રમણ**—સામળકાકા, જલદી વાત માંડો; આપણો વખત જાય છે.

**સામળ**—જાય છે, જાય છે, જાય છે રે, આ વખત ભણ્યાનો વહી જાય છે; કેમ ખરુંને, વિનુ ? વાત માંડું છું, હો. સાંભળોઃ શિવાજીની વાત તો આપણે કરી છે. એ શિવાજીને બે પુત્રો હતા. એકનું નામ શંભાજી, ને બીજાનું નામ રાજારામ. શંભાજી ને એનો દીકરો શાહુ—એ બન્નેને એક વાર ઔરંગઝેબે કેદ કર્યા હતા. પછી શંભાજીને મારી નાખ્યો.

હતો, અને શાહુને કેદમાં પૂર્યો હતો. આટલી વાત પણ આપણે કરી ગયા છીએ, ખરુંને ?

**રમણ**—હા; અને શાહુને મુગલ પાદશાહ બહાદુરશાહે કેદમાંથી છૂટો પણ કર્યો હતો.

**સામળ**—હા. એ શાહુ કેદમાંથી છૂટયા પછી દક્ષિણમાં આવ્યો. તે વખતે દક્ષિણમાં શાહુના કાકા રાજારામનો દીકરો શિવાજી અને એ શિવાજીની મા તારાબાઈ દક્ષિણનો બધો કારભાર કરતાં હતાં. યાદ રાખજો, કે આ તારાબાઇએજ મુગલો સાથે લડવું જારી રાખી મરાઠાઓની કીર્તિ ઊજળી રાખી હતી. રાજારામ ને તારાબાઈ પાછળ ન રહ્યાં હોત, તો ઔરંગઝેબ મરાઠાઓને છૂંદી નાખત; પણ તારાબાઇએ રંગ રાખ્યો હતો.

**રમણ**— દિલ્હીથી છૂટીને શાહુ પાછો દક્ષિણમાં આવ્યો, ત્યારે મરાઠી રાજ્ય એને મળ્યું ને ?

**સામળ**—ના. તારાબાઇએ મરાઠી રાજ્યની લગામ શાહુને સોંપી દેવાની ના પાડી. પણ શાહુએ તારાબાઈ સામે લડાઈ લડીને પણ પોતાનો જતો હક્ક પાછો મેળવી લીધો. જો કે આખું મરાઠી રાજ્ય એના હાથમાં ન આવ્યું.

**રમણ**—ત્યારે ?

**સામળ**—એ રાજ્યના બે ભાગલા પડી ગયા. શાહુ સતારામાં રાજગાદી સ્થાપીને રહ્યો, અને તારાબાઈ પોતાના પુત્ર શિવાજી સાથે કોલ્હાપુરમાં જઇને રહી.

**રમણ**—મરાઠી સત્તાના બે ભાગલા પડી ગયા ?

**સામળ**—હા. સતારામાં શાહુરાજા રાજ્ય કરવા લાગ્યો. આ શાહુ પોતે તો એશઆરામી હતો; પણ એનો

પેશ્વા બાલાજી વિશ્વનાથ જબરો મુત્સદ્દી હતો. હિસાબી કામમાં આ પેશ્વા પહેલા નંબરનો હતો. એણે શાહુ રાજાની ઊપજ સારી રીતે વધારી દીધી હતી.

**રમણ**—કેવી રીતે ?

**સામળ**—બાલાજીએ તે વખતના મુગલ પાદશાહ સાથે સુલેહ કરી દક્ષિણના છ મુગલ સૂબાઓ ઉપર ચોથ અને સરદેશમુખીના હક્ક મેળવ્યા હતા.

**વિનુ**—ચોથ અને સરદેશમુખી એટલે શું ?

**સામળ**—ચોથ એટલે ચોથો ભાગ. ચોથ વિષે મેં તમને એક વાર કહેલું યાદ છે. જમીનની મહેસૂલમાંથી જે પૈસો આવે તેમાંથી ચોથના હકકે $\frac{1}{4}$ ભાગ શાહુને મળે ને બાકીનો $\frac{3}{4}$ ભાગ પાદશાહને મળે સરદેશમુખીમાં $\frac{1}{10}$ ભાગ શાહુને મળે.

**રમણ**—આવા હક્કો મુગલ પાદશાહે શાહુને એમ ને એમ શા માટે આપી દીધા હશે ?

**સામળ**—એમ ને એમ કાંઇ નહોતા આપ્યા. એમાં એવી શરત હતી, કે એ હક્કના બદલામાં મરાઠાઓએ મુગલાઇનો બચાવ કરવાનો હતો. શાહુએ ૧૫૦૦૦નું લશ્કર મુગલાઈના બચાવ માટે જ રાખ્યું હતું.

**રમણ**—બાલાજીએ શાહુનો અમલ ઠીક સુધાર્યો.

**સામળ**—હા. બાલાજી જેવો શાણો પેશ્વા ન મળ્યો હોત, તો શાહુથી રાજ્ય વધારવાની બાબતમાં કે દુશ્મનો સામે તૈયારી કરવાની બાબતમાં કાંઈ બની શકવાનું નહોતું. એ શાહુ જાતે બુદ્ધિશાળી હોવા છતાં લહેરીલાલા હતો.

**રમણ**—એવો લહેરી કેમ હશે ?

**સામળ**—દિલ્હીના મુગલદરબારમાં ઊછરીને મોટો થયો હતો; તેથી ત્યાંની મોજીલી રીતભાત નાનપણથી શીખ્યો હતો. શાહુના આ જાતના સ્વભાવથી શું બન્યું તે તમે જરા ધ્યાનમાં રાખજો.

**રમણ**—કહોને, અમે ધ્યાનમાં જ રાખીશું.

**સામળ**—રાજ્યની કુલ સત્તા પેશ્વાના હાથમાં રહેવા લાગી. બાલાજી જીવ્યો ત્યાંસુધી એણે એ સત્તા સાચવી; અને એ મુઓ, ત્યારે એનો પુત્ર બાજીરાવ પેશ્વા બન્યો; અને એણે પણ રાજ્યની લગામ પોતાના જ હાથમાં રાખી હતી.



બાજીરાવ પેશ્વા

**રમણ**—શાહુ તો હજી જીવતો જ હતો ને?

**સામળ**—હા; પણ રાજ્ય કરવાની બાબતમાં એ માથું નહોતો મારતો; જોકે દેખરેખ બધી રાખતો. આ બાજીરાવ પેશ્વાના વખતમાં મરાઠી રાજ્ય વધારવાના પ્રયત્નો ખૂબ થયા. બાજીરાવમાં એના બાપ જેવી મુત્સદ્દીગીરી નહોતી; પણ એનામાં લડવાની કળા હતી; અને લડાઈ લડીને રાજ્ય વધારવાની એની ઉમેદ હતી. બાજીરાવ તો હમેશાં એમજ કહેતો હતો, કે લાવો લશ્કર ને હું દિલ્હી સર કરું; અને આખા હિન્દુ-

સ્તાનમાં મરાઠાઓનો ભગવો ઝૂંડો ફરકાવું. દિલ્હી પડશે એટલે આખા મુગલ રાજ્યમાં આપણી આણ ફરશે.

**રમણ**—પછી એ દિલ્હી જીતવા ગયો હતો ?

**સામળ**—હા. જો કે દિલ્હી જીત્યું નહોતું; પણ ગૂજરાત, માળવા, બુંદેલખંડ સુધી એ જઈ આવ્યો હતો; અને એ બધા મુલકમાં એણે મરાઠી સત્તા સ્થાપી દીધી હતી. એ ઉપરાંત એ શૂરા બાજીરાવે દક્ષિણના બળવાન સૂબેદાર નિઝામ-ઉલ-મુલ્કને પણ હરાવી હેઠો બેસાડયો હતો.

**રમણ**—પણ બાજીરાવ દિલ્હી તો નહોતો લઈ શકયો ને ?

**સામળ**—ના. લાંબું જીવ્યો હોત, તો કદાચ એ દિલ્હીને પણ કબજે કરત ખરો; પણ એ તો મરી ગયો; અને એની પછી એનો દિકરો બાલાજી અથવા નાના સાહેબ પેશ્વા બન્યો.

**રમણ**—શાહુ તે વખતે પણ જીવતો હતો ?

**સામળ**—હા. પણ રાજ્યમાં કર્તાહર્તા પેશ્વાજ હતો.

**રમણ**—ત્યારે પેશ્વાનું જ રાજ્ય હતું એમ કહોને.

**સામળ**—એમ કહું તોય ખોટું નથી. શાહુના મરણ પછી આખું મરાઠી રાજ્ય પેશ્વાનું જ બને છે.

**રમણ**—શાહુ ક્યારે મરી ગયો ?

**સામળ**—બાલાજી બાજીરાવ પેશ્વા બન્યો તે પછી નવ વર્ષે શાહુ ગુજરી ગયો. એ ગુજરી ગયો, ત્યારે એને એકે પુત્ર નહોતો; તેથી એક લખત કરીને રાજ્યનો કુલ ઉપરી એણે પેશ્વાને નીમ્યો હતો; અને પેશ્વાઈ પણ વંશપરંપરાની કરી આપી હતી.

**રમણ**—ત્યારે તો પછી એક કોલ્હાપુરમાં જ શિવાજીનો વંશ રાજ્ય ભોગવતો રહ્યો.

**સામળ**—હા; અને એ કોલ્હાપુરની ગાદી પણ ઠેઠ સુધી સાધારણ સ્થિતિમાં જ રહી.

**રમણ**—અને પેશ્વાની સત્તા બહુ વધી હતી ?

**સામળ**—હા. જ્યારે પેશ્વાઇ વંશપરંપરાની થઈ, ત્યારે રાજગાદી સતારાથી ઉઠાવી લઈ પૂનામાં લાવવામાં આવી હતી. પૂનામાં રહીને પેશ્વાઓએ સ્વતંત્રપણે વહીવટ ચલાવ્યો; અને મરાઠી સત્તા સારી પેઠે વધારી દીધી હતી.

**રમણ**—બીજા પેશ્વા બાજીરાવના વખતમાં મરાઠી સત્તા સારી વધી હતી, નહિ સામળકાકા ?

**સામળ**—હા. અને ત્રીજા પેશ્વા બાલાજી અથવા નાના સાહેબના વખતમાં પણ એ સત્તામાં સારો વધારો થયો હતો. પણ હવે આ કહું છું તે એક વાત ધ્યાનમાં રાખજો, કે પેશ્વાઈ સત્તા નીચે મરાઠી રાજ્ય વધવાનું એક ખાસ કારણ એ હતું, કે સિંધિયા, હોલકર, ગાયકવાડ, અને ભોંસલે એ ચાર મરાઠી કુટુંબો સદાય પેશ્વાની સહાયે ખડા હતા.

**રમણ**—એનું શું કારણ ?

**સામળ**—કારણ એ, કે ગ્વાલિયરમાં સિંધિયાને નીમી દેવામાં આવ્યો હતો; ગૂજરાતમાં ગાયકવાડને સત્તા આપવામાં આવી હતી; ઇંદોરમાં હોલકર કર્તાહર્તા હતો; અને નાગપુરમાં ભોંસલે ઉપરી હતો. આ ચારેને ચાર સ્થાનકે પેશ્વાએ ગોઠવ્યા હતા; અને તેથીજ એ ચારે વંશના રાજ્યકર્તાઓ પેશ્વાને વફાદાર રહીને પોતપોતાને સોંપાયલા મુલક ઉપર રાજ્ય ચલવતા હતા. વળી એ ચારે રાજ્યકર્તાઓ પેશ્વાને દર સાલ અમુક ખંડણી પણ આપતા હતા, અને પેશ્વાનું ઉપરીપણું કબૂલતા હતા.

**દામોદર**—પેશ્વાએ પોતાના સરદારોમાં કરેલી આ જાતની વ્યવસ્થાથીજ મરાઠી રાજ્ય દિવસે દિવસે વધતું ગયું હતું.

**રમણ**—સિંધિયા વગેરે બધા સરદારો હતા ?

**સામળ**—હા. મૂળ એ ચાર સરદારો લડાઈ લડવામાં સારી નામના પામ્યા, એટલે એમને ખુશ રાખવા પેશ્વાએ અમુકઅમુક મુલક એમને કાયમને માટે સોંપી દીધો. બદલામાં એ સરદારો પેશ્વાના વફાદાર સહાયક ને ખંડિયા રાજા બનીને રહ્યા.

**રમણ**—એમના વંશવારસોને પણ એ મુલક ઉપર અધિકાર ભોગવવાનો હક્ક હતો ને ?

**સામળ**—હા, એવોજ હક્ક શાહુ મર્યા પછી પેશ્વાને પણ મરાઠી રાજ્ય ઉપર મળ્યો હતો.

**રમણ**—હા. એ વાત તમે કહી ગયા છો. સામળકાકા, બાલાજી પેશ્વા સ્વતંત્ર થયો, ત્યાર પછી કયા કયા બનાવો બન્યા ?

**સામળ**—ત્યાર પછી એક બનાવ ખરેખરો બન્યો.

**રમણ**—કયો ?

**સામળ**—પાણિપતના યુદ્ધનો. તમને યાદ હશે, કે એ વખતે દિલ્હીમાં મુગલ પાદશાહો દુર્બળ બની ગયા હતા; અને મરાઠાઓ તો બાલાજી પેશ્વાના ભાઈ રાઘોબાની સરદારી નીચે પોતાની સત્તા વધારતા વધારતા ઠેઠ પંજાબ સુધી પહોંચી ગયા હતા; અને ત્યાં જે જે પરદેશી કાબુલીઓ વસ્યા હતા તે બધાને નસાડી મૂકયા હતા; પણ જ્યારે મરાઠાઓને આ પ્રમાણે આગળ વધતા જાણ્યા, ત્યારે કાબુલનો પાદશાહ અહમદ દુરાની ક્રોધે ભરાયો; અને તે એક

મોટું લશ્કર લઇ મરાઠાઓ સાથે લડવાને માટે જ હિંદમાં આવ્યો. પ્રથમ તો એ પંજાબ હાથ કરી દિલ્હીમાં દાખલ થયો; અને પછી ત્યાં બેઠો બેઠો મરાઠાઓ સાથે કેમ લડવું તેની ગોઠવણ કરવા લાગ્યો.

**રમણ**—તે વખતે મરાઠાઓ શું કરી રહ્યા હતા ?

**સામળ**—મરાઠાઓ પણ તેની સામે બાથ ભીડવાની તૈયારીઓજ કરી રહ્યા હતા; અને એ તૈયારી કરવામાં મરાઠાઓએ કશી ઊણપ નહોતી રાખી.

**દામોદર**—શેના રાખે ? ખરેખરો કટોકટીનો મામલો હતો. અબદલી સામે જો જીતાય, તો આખા હિંદ ઉપર મરાઠી રાજ્યનો ભગવો ઝૂંડો ફરફરે એવો એ મોક્કો હતો; અને જો હારે, તો એ તક હાથમાંથી સદાયને માટે જાય.

**રમણ**—ત્યારે તો એ વખતે ઘણા રાજાઓ પેશ્વાની સહાયે આવ્યા હશે, ખરું ?

**સામળ**—હા. સિંધિયા, હોલકર, ભોંસલે, ગાયકવાડ એ બધાનાં લશ્કર પણ ભેગાં થયાં હતાં. પેશ્વાઈ લશ્કર સાથે પેશ્વાનો ભાઈ રાઘોબા, એક પિત્રાઈ ભાઈ સદાશિવરાવ ભાઉ, ને પેશ્વાનો મોટો પુત્ર વિશ્વાસરાવ પણ હતા. મરાઠી લશ્કર પણ બહુ મોટું હતું.

**રમણ**—ત્યારે લડાઈ જબરી થઇ હશે. બન્ને બાજુએ મોટાં લશ્કરો હતાં ?

**સામળ**—હા. અબદલીને હિંદના મુસલમાનોએ ને પઠાણોએ પણ સહાય કરી હતી.

**રમણ**—પણ પછી લડાઈનું શું પરિણામ આવ્યું ?

**સામળ**—પાણિપતના મેદાન ઉપર જબરી લડાઈ થઈ.

મરાઠાઓ પાસે દારૂગોળો પુષ્કળ હતો. સવારથી બપોર થતાં સુધીમાં મરાઠાઓએ કેટલાય દુશ્મનોને મારી નાખ્યા. એમના પોતાના માણસો પણ મર્યા. બપોર સુધી તો એમજ લાગતું હતું, કે અબદલી હારી જશે; પણ એ શાણા અબદલીએ પોતાનું આખું લશ્કર લડાઈમાં નહોતું ઉતાર્યું.

**રમણ**—થોડોક ભાગ જૂદો રાખ્યો હશે.

**સામળ**—હા; અને જ્યારે એણે જોયું, કે હવે મરાઠાઓ થાકયા છે, ત્યારે એણે પોતાનું તાજું લશ્કર મેદાન ઉપર આણ્યું, ને સખત મારો ચલાવ્યો. મરાઠી લશ્કર એ ઓચિંતા હલ્લાથી નાસભાગ કરવા લાગ્યું. એ ગડબડમાં સદાશિવરાવ ભાઉ મરાયો, વિશ્વાસરાવ મરાયો; બીજા સત્તાવીશ મોટા સેનાપતિઓ કામ આવી ગયા, અને નાનામોટા સિપાઈ મર્યા એની તો ગણતરીજ ન રહી. અને મહાદજી સિંધિયા, મલ્હારરાવ હોલકર, દામાજી ગાયકવાડ એ બધા આવ્યા હતા તે તો જીવ લઈને નાસી છૂટ્યા.

**કનુભા**—લડાઇના મેદાન ઉપરથી નાઠા ? શરમ છે !

**સામળ**—આ સખત હારની વાત જ્યારે પેશ્વા બાલાજીએ જાણી, ત્યારે એને બહુ આઘાત થયો; અને એ આઘાતથી જ છેવટે એ મરી પણ ગયો.

**દામોદર**—આ લડાઈને પરિણામે તો દક્ષિણમાં ઘેર-ઘેર રોકકળ થઈ ગઈ હતી. કોઈનો ભાઇ, કોઈનો બાપ, કોઈનો ધણી, કોઈનો પુત્ર, એમ કોઇનું કોઈ મરી જ ગયું હતું.

**રમણ**—આ સખત હારથી મરાઠી સત્તા પણ સારી પેઠે નબળી પડી ગઈ હશે.

**સામળ**—નબળી પડી ગઇ હતી; પણ એવી નહિ, કે કોઈ એને રંજાડી શકે. આ હાર પછી થોડાં વર્ષમાં જ મરાઠાઓ ઊભા થઇ શકયા હતા; અને માધવરાવ પેશ્વાના વખતમાં ઠેઠ દિલ્હી સુધી પોતાની સત્તા ફરીથી જમાવી શક્યા હતા.

**રમણ**—બાલાજી પેશ્વા તો આઘાતથી જ મરી ગયો?

**સામળ**—આઘાત ન લાગે ? ભાઇ મરાયો, પુત્ર મરાયો, સૈન્યનો કચ્ચરઘાણ નીકળી ગયો, અને મરાઠી સત્તા રહેશે કે જશે એવું જ્યાં થઈ ગયું, ત્યાં આઘાત ન લાગે ? શું વાત કરે છે ? બાલાજી કાંઇ બીકણ નહોતો, હો. એ કાંઈ બીકથી નહોતો મરી ગયો. એમ તો એ પોતે અબદલી સામે લડવા ને પાણિપતના મેદાન ઉપર પહોંચી જવા સૈન્ય લઇ નીકળી પડયો હતો; પણ રસ્તામાં જ એને હાર્યાના સમાચાર મળ્યા, ને એ પાછો વળ્યો.

**રમણ**—એમ કે ? ત્યારે તો બાલાજી લડવૈયો પણ હતો કે શું ?

**સામળ**—લડવૈયો તો એનો બાપ હતો. એ તો ફક્ત રાજ્ય ચલાવવામાં ચતુર ને મુત્સદ્દી હતો.

**રમણ**—એના પછી કોણ પેશ્વા થયો ?

**સામળ**—જે થયો હશે તે. આજે હું નહિ કહું. એ બધી વાત આવતી કાલે.

**રમણ**—વારુ; જેવી તમારી મરજી.

**વિનુ**—સામળકાકા, બાલાજી પછી કોણ પેશ્વા થાય છે એટલું ફક્ત નામ તો કહો.

**સામળ**—ના, એ વાત ખોટી હું તો આ ચાલ્યો ઘેર.

**દામોદર**—સામળ, આવજે.

# વિસામો ૧૪મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો. ]

## : : સવાલો : :

૧. બાજી પ્રભુના પરાક્રમની વાત કહો.
૨. શિવાજી સ્ત્રીઓ પ્રત્યે બહુજ માનની નજરથી જોતો—આ હકીકત પુરવાર કરે એવી શિવાજીની કઈ વાત તમે જાણો છો?
૩. શિવાજી આજે પણ ઘેરઘેર પુજાય છે તેનું શું કારણ?
૪. શિવાજી પછી મરાઠી રાજ્યના બે ભાગ કેમ પડી ગયા? એ બે ભાગ કયા?
૫. શાહુરાજાના વખતમાં મરાઠી સત્તાને વધારનાર પુરુષ કોણ હતો? એણે એ સત્તા કેવી રીતે વધારી?
૬. ચોથ અને સરદેશમુખી એટલે શું તે સમજાવો.
૭. મુગલ પાદશાહે શાહુરાજાને એ બે હકકો કેમ આપેલા?
૮. બાજીરાવ પેશ્વા વિષે તમે શું જાણો છો?
૯. પૂનામાં પેશ્વાઈ સત્તા કેવી રીતે શરૂ થઈ?
૧૦. પેશ્વાઈ અમલમાં કયાં ચાર મરાઠી કુટુંબો આગળ આવ્યાં હતાં?
૧૧. પેશ્વા સાથે એ ચાર કુટુંબોનો સંબંધ કેવો હતો?
૧૨. બાલાજી પેશ્વા કયો આઘાત લાગવાથી મરી ગયો હતો?
૧૩. પાણિપતના યુદ્ધની વાત કહી સંભળાવો.

## મિજલસ ૧૫ મી

**દામોદર**—છોકરાંઓ, ચાલજો; સામળકાકા આવી ગયા છે.

**વિનુ**—ઓહો! આજે તો સામળકાકા સૌથી પહેલાં આવ્યા ને શું! સામળકાકા, તમારા હાથમાં આ કંઈ ચોપડીઓ છે?

**સામળ**—તમારા માટેજ લાવ્યો છું. રમણ, આ એક ચોપડી તું લે; અને વિનુ, આ બીજી તું લે. તમે બન્ને ભાઈબહેન વારાફરતી આ બન્ને ચોપડીઓ વાંચી જજો.

**રમણ**—એમાં શું આવે છે, સામળકાકા?

**સામળ**—આ બન્ને ચોપડીમાં છેલ્લા મુગલ પાદશાહની દુ:ખદાયક કહાણી આવે છે. વાંચતાં આંખમાંથી આંસુ પડે એવી વાતો એમાં આવે છે. વિનુ તો વાંચતી જશે ને રડતી જશે એવી આ ચોપડીઓ છે.

**દામોદર**—છેલ્લા મુગલ પાદશાહને દુ:ખ પડવામાં કાંઈ બાકી નહોતું રહ્યું. એનાં સગાંવહાલાંઓની દુર્દશા પણ

વાંચતાં રૂંવાડાં ઊભાં કરે એવી થઈ હતી.

**રમણ**—સામળકાકા, એ બધી વાતો અમે આ ચોપડીમાંથી વાંચી લઈશું; પણ હવે તમે આપણી વાત આગળ ચલાવો.

**સામળ**—જુઓ ત્યારે. ગઈ કાલે આપણે ત્રીજા પેશ્વા બાલાજી સુધી વાત કરી ગયા.

**વિનુ**—હા. પાણિપતનું યુદ્ધ પણ પતી ગયું છે.

**સામળ**—બરાબર. હવે બાલાજી પછી એનો પુત્ર માધવરાવ પેશ્વા થયો. એ પેશ્વા થયો, ત્યારે મરાઠી સત્તા નબળી પડી ગયેલી લાગતી હતી.

**રમણ**—પાણિપતના યુદ્ધની પછાડ લાગવાથી ને ?

**સામળ**—હા; પણ થોડાજ વખતમાં ચતુર પેશ્વા માધવરાવે મરાઠાઓની પાણિપતમાં ગયેલી આબરૂ પાછી મેળવી લીધી હતી.

**રમણ**—એમ કે ? ત્યારે તો માધવરાવ જબરો હોવો જોઇએ.

**સામળ**—બહુ જબરો ને શાણો. ગાદીએ આવ્યો, ત્યારે ફક્ત ૧૬ વર્ષનો હતો. વળી એનો કાકો રઘુનાથરાવ અથવા રાઘોબા પણ તે વખતે એની વિરુદ્ધ ખટપટ કરતો હતો.

**રમણ**—શા માટે ?

**સામળ**—પેશ્વાઈ લેવા માટે જ તો. રાઘોબાએ માધવરાવને એક વાર કેદ પણ કર્યો હતો; પણ એ ચાલાક પેશ્વા કાકાથી છેતરાય એવો કે ડરે એવો નહોતો.

**રમણ**—કેદમાંથી છટકી ગયો હતો ?

**સામળ**—હા; અને પછી તો એણે રાઘોબાને પણ હરાવીને દૂર નાશિક પાસે રહેવાની ફરજ પાડી હતી.

**રમણ**—રાઘોબાના જૂઠા પક્ષમાં બીજા કોઇ ભળ્યા નહિ હોય.

**સામળ**—એમ હોય? ભળ્યા હતા. નિઝામ ને ભોંસલે રાઘોબાને સહાય કરતા હતા; પણ માધવરાવ પેશ્વા એ બધાને પૂરો પડયો હતો, અને ઉપર એક મૂઠ વધ્યો હતો.

**રમણ**—પછી તો પેશ્વાને કોઈ તરફથી કનડગત નહિ રહી હોય.

**સામળ**—એક નવી કનડગત ઊભી થઇ હતી. મૈસૂરમાં એ વખતે હૈદરઅલી જોરમાં આવ્યો હતો. (આ હૈદરઅલી મૈસૂરમાં કેવી રીતે જોરમાં આવ્યો તે વાત આપણે આગળ ઉપર કરીશું) પણ પેશ્વાએ એના ઉપર પાંચ સવારીઓ કરીને એનું જોર નરમ પાડી નાખ્યું હતું; અને એની પાસેથી કેટલોક મુલક ને લગભગ ૬૫ લાખ રૂપિયા પડાવ્યા હતા. આ પછીથી તો માધવરાવની સત્તા બરાબર જામી. આખા દક્ષિણ હિંદુસ્તાનમાં મરાઠાઓની હાક વાગવી શરૂ થઈ ગઈ.

**રમણ**—અને ઉત્તરમાં ?

**સામળ**—ઉત્તર હિંદુસ્તાનમાં પણ માધવરાવે મરાઠી સત્તાનું પાણી બતાવ્યું હતું. ત્યાં રોહીલાઓ જોરમાં આવી તોફાનમસ્તી કરતા હતા. તે બધાને માધવરાવે પોતાને જોરે નમાવ્યા હતા, અને તેમનો મુલક સર કરી લીધો હતો.

**રમણ**—ત્યારે તો ઉત્તર હિંદુસ્તાનમાં પણ માધવરાવે સારી આબરૂ જમાવી.

**સામળ**—હા. દિલ્હીના પાદશાહ શાહઆલમને પણ માધવરાવે રક્ષણ આપ્યું હતું. પણ આ પરાક્રમી પેશ્વા લાંબું જીવ્યો નહિ. ૨૭ વર્ષની ભરજુવાનીમાં એ ક્ષયરોગને લઈ મરણ પામ્યો.

**વિનુ**—અરરર ! એ વધું જીવ્યો હોત, તો બહુ સારું થાત.

**સામળ**—તો હિંદુસ્તાન આખાને મરાઠી સત્તા નીચે લાવે એવો એ પુરુષ હતો. એણે ગાયકવાડ, સિંધિયા, ભોંસલે, ને હોલકર એ બધાને કબજામાં રાખ્યા હતા, અને બધાને પોતાની સત્તા નીચે આણ્યા હતા.

**રમણ**—આ માધવરાવ તો એના બાપ કરતાંય સવાયો થયો, ખરું સામળકાકા ?

**સામળ**—અગાઉના ત્રણ પેશ્વાથી આ માધવરાવ ચડી જાય. એનામાં શિવાજી મહારાજના જેવી રાજ્ય કરવાની ને રાજ્ય વધારવાની ચતુરાઈ ને બહાદુરી હતી.

**વિનુ**—એની પછી કોણ પેશ્વા થયો ?

**સામળ**—એનો ભાઈ નારાયણરાવ. એના વખતમાં વળી ફરીથી રાઘોબાએ પેશ્વાઈ માટે કાવાદાવા કરવા માંડ્યા. રાઘોબાએ હૈદરને પક્ષમાં લીધો, નિઝામને પક્ષમાં લીધો, ભોંસલેને પક્ષમાં લીધો; પણ એ બધાં કારસ્તાન છતાં એ ફાવ્યો નહિ, ને ઊલટો કેદમાં પડયો.

**વિનુ**—ઠીક થયું. રાઘોબા એ કેદનેજ લાયક હતો.

**સામળ**—પણ એના પડખિયા બહુ હતા; તેથી આ બધી ખટપટનું પરિણામ બહુ ભયંકર આવ્યું.

**રમણ**—શું ?

**સામળ**—પેશ્વા નારાયણરાવનું ખૂન થયું.

**રમણ**—કોણે કર્યું ?

**સામળ**—રાઘોબાના મળતિયાઓએ જ.

**રમણ**—ત્યારે તો પછી રાઘોબા જ પેશ્વા થયો હશે, કેમ ?

**સામળ**—હા. પણ ત્રણ માસમાં જ રાઘોબાએ પેશ્વાઇ ખોઇ; કેમકે નારાયણરાવની વિધવા સ્ત્રી ગંગાબાઇ એજીવવાળી હતી, અને તેથી નારાયણરાવના પક્ષકારોએ—ખાસ કરીને નાના ફડનવીસે–બાઇને નામે કારભાર ચલાવવો શરૂ કર્યો.

**રમણ**—રાઘોબાએ આ માટે કશો વાંધો ન લીધો ?

**સામળ**—રાઘોબા તે વખતે પૂનામાં ન હતો; પણ જ્યારે એને આ નવી ખટપટની ખબર પડી, ત્યારે એ તરત જ પૂનામાં પાછો ફર્યો; પેશ્વાઈ મેળવવા માટે એ એક લડાઈ પણ લડયો; છતાં એનાથી પૂનામાં ન રહી શકાયું, તેથી નાસીને ઉત્તરમાં ચાલ્યો ગયો. ત્યાં પણ સિંધિયા કે હોલકરે એને સહાય કરવાની ના પાડી; તેથી આખરે થાકીને એ ગૂજરાતમાં આવ્યો, અને સૂરત મુકામે અંગ્રેજોને મળ્યો.

**રમણ**—અંગ્રેજો સૂરતમાં આવી ગયા હતા ?

**સામળ**—હા. અંગ્રેજોનો બધો ઇતિહાસ હું તમને આગળ ઉપર માંડીને કહેવાનો છું. હાલ તો આટલું જ જાણો, કે સૂરતમાં અંગ્રેજોનું સારું જોર હતું. રાઘોબા અંગ્રેજોને શરણે ગયો; અને અંગ્રેજોએ રાઘોબાને મદદ આપવાનું વચન પણ આપ્યું.

**રમણ**—અંગ્રેજોને વચમાં પડવાની શી જરૂર હતી ?

**સામળ**—એ લોકો તો તે વખતે રાજ્યખટપટમાં બહુ ભાગ લેતા હતા. રાઘોબાને મદદ આપીને એ લોકોને પૂનામાં પણ પગપેસારો કરવો હતો.

**વિનુ**—સામળકાકા, આ બીચારા બાલાજી પેશ્વાના તો ત્રણ છોકરા નાની ઉમરે મરી ગયા; ને તેમાં બે તો કમોતે મુઆ, ખરું ?

સામળ—હા. મોટો વિશ્વાસરાવ પાણિપતની લડાઈમાં મુઓ; વચેટ માધવરાવ ભરજુવાનીમાં ક્ષયરોગનો ભોગ થઈ પડયો; અને નાનો નારાયણરાવ ખૂનીને હાથે માર્યો ગયો.

વિનુ—બાલાજી તો બીચારો વિશ્વાસરાવનું મરણ સાંભળીને જ આઘાતથી મરી ગયો હતો, ખરુંને સામળકાકા?

સામળ—હા; પણ બાલાજીની સ્ત્રી ગોપિકાબાઈ–એ ત્રણે છોકરાની જનની–બહુ જ્ઞાની ને પ્રભુભક્ત હતી. ત્રણે છોકરાનાં મરણ પછી એ ગોપિકાબાઈ સંસાર છોડીને સાધ્વી બની ગઈ હતી; અને ઘેરઘેર ભિક્ષા માગી એણે પોતાનું બાકી રહેલું જીવન પ્રભુની ભક્તિમાં જ પૂરું કર્યું હતું.

વિનુ—વાહ, ગોપિકાબાઈ !

રમણ—સામળકાકા, પેલા રાઘોબાનું શું થયું? અંગ્રેજોએ એને મદદ આપીને શું કર્યું ?

સામળ—એ બધી વિગતવાર વાત હું તમને આગળ ઉપર કહીશ. હમણાં તો એટલું જાણો, કે અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ લઇ પૂનાના પેશ્વા સવાઇ માધવરાવ–(નારાયણની સ્ત્રી ગંગાબાઇએ જે પુત્રને જન્મ આપ્યો, તેનું નામ સવાઇ માધવરાવ હતું)–સાથે લડાઇ જાહેર કરી. સવાઇ માધવરાવના કારભારી મંડળમાં નાના ફડનવીસ ને મહાદજી સિંધિયા કર્તા-હર્તા હતા. અંગ્રેજોની મરાઠાઓ સાથેની આ લડાઇ પહેલો મરાઠી વિગ્રહ કહેવાય છે. આ લડાઇમાં છેવટે રાઘોબા ફાવ્યો નહોતો; લડાઇ બંધ કરવી પડી હતી; અને સાલબાઇ મુકામે સંધિ થઈ તેમાં એવું થયું હતું, કે રાઘોબાને દર માસે રૂા. ૨૫૦૦૦ આપવા; અને રાઘોબાએ સવાઇ માધવ-રાવની પેશ્વાઈ કબૂલ રાખવી.

**રમણ**—આટલા આટલા ધમપછાડા માર્યા, તોય અંતે રાઘોબા ફાવ્યો નહિ.

**સામળ**—રાઘોબાએ અંગ્રેજોની મદદ લઇને તો બહુ ખરાબ કર્યું હતું.

**વિનુ**—હાસ્તો; પણ હેં સામળકાકા, નારાયણરાવ પછી પેશ્વા તરીકે તો એનો પુત્ર સવાઇ માધવરાવ જ આવ્યો, કેમ?

**સામળ**—હા; પણ એ તો બાળક હતો; તેથી બધો કારભાર નાના ફડનવીસના હાથમાં હતો; અને મહાદજી સિંધિયા પેશ્વાઇનું રક્ષણ કરતો હતો.

**રમણ**—સામળકાકા, આ નાના ફડનવીસ પેશ્વાનો સગો હતો?

**સામળ**—નાનાનો ઇતિહાસ જાણવા જેવો છે. નાનાનું અસલ નામ બાલાજી જનાર્દન ભાનુ હતું. આ નાનો, માધવરાવ પેશ્વાના વખતમાં રાજ્યનાં ઉપયોગી ખતપત્રો લખવાનું કામ કરતો, તેથી એ ફડનવીસ કહેવાય છે. એને લડતાં નહોતું આવડતું; પણ કલમ વાપરતાં ને મુત્સદ્દીગીરી કરતાં બહુ સારી આવડતી. તે



નાના ફડનવીસ

ધર્મી ને વિદ્વાન હતો. પરદેશીઓ પુનામાં સત્તા જમાવે

એની એ બહુજ વિરુદ્ધ હતો. હિસાબી કામમાં એ એકકો હતો. સ્વભાવે શાંત ને થોડાબોલો હતો; પણ એનો ધાક એટલો બધો હતો, કે કોઈ એની પાસે જઈ શકતું નહિ. એ વાતવાતમાં બહુ તપી જતો હતો.

**રમણ**—ત્યારે હવે ભેગાભેગું મહાદજી સિંધિયા વિષે પણ થોડુંક કહો ને.

**સામળ**—મહાદજી સિંધિયાએ પેશ્વાની ઘણી સેવા કરી હતી. નાનો તો રાજકારભાર ચલાવવાનું ને હિસાબ રાખવાનું સમજતો; પણ પેશ્વાના રાજ્યનું સાચું રક્ષણ તો મહાદજી સિંધિયાજ કરતો. ઉત્તર હિંદમાં મરાઠી સત્તાને પડતીમાંથી બચાવનારો એજ વીર પુરુષ હતો. રાઘોબાની ખટપટને લઈ ઉત્તર હિન્દુસ્તાનમાં મરાઠી સત્તાનો પાયો ઢીલો પડી ગયો હતો; પણ મહાદજીએ એ ટકાવી રાખ્યો હતો. દિલ્હીના પાદશાહ શાહઆલમને પણ મહાદજીએ રક્ષણ આપ્યું હતું; અને એના બદલામાં પાદશાહે પેશ્વા સવાઈ માધવરાવને વકીલ–ઈ–મુતાલિકનો ઇલકાબ, ને મહાદજીને નાયબ વકીલનો ઇલકાબ આપ્યો હતો. આ મહાદજી મુત્સદ્દીગીરીમાં તો નાનાથી પણ ચડી જાય એવો હતો. નાનો જરા જુના વિચારનો હતો; પણ આ મહાદજી તો નવા વિચારનો ને સમય જોઈ કામ લઈ જાણે એવો હતો. મરાઠી લશ્કરને અંગ્રેજી ઢબે કેળવણી આપવાનું ડહાપણ મહાદજી સિંધિયાનું હતું.

**રમણ**—આ મહાદજી સિંધિયા પાણિપતની લડાઈમાંથી તો નાસી ગયો હતો, સામળકાકા! એ એવો બીકણ હતો?

**સામળ**—ના રે! પણ જ્યાં લશ્કરમાં નાસભાગ શરૂ થાય, ત્યાં પછી ઊભા રહીને જીવ ગુમાવવાનું શું કારણ?

પાણિપતની લડાઇમાં મહાદજી ઘાયલ પણ થયો હતો. લડાઈમાં તો એ શૂરવીર હતો. અરે! સિંધિયાનું આખું કુટુંબ લડાઈ લડવામાં તો પાછું હઠે તેવું ન હતું. જુઓને, એક પાણિપતના યુદ્ધમાંજ મહાદજીના ત્રણ ભાઇઓ ને એક ભત્રીજો ખપી ગયા હતા.

**રમણ**—એમ ?

**સામળ**—હા; અને જો મહાદજી પણ મરાયો હોત, તો સિંધિયાનું આખું કુટુંબ નિર્વંશ જાત.

**વિનુ**—મહાદજી નાના જેવો ક્રોધીલો હતો ?

**સામળ**—ના રે ! મહાદજી તો સ્વભાવે બહુજ આનંદી હતો; બધા લોકો એને ચહાતા.

**રમણ**—સામળકાકા, જ્યારે આવા બાહોશ પુરુષની મદદ સવાઈ માધવરાવને મળી હતી, ત્યારે તો એના વખતમાં મરાઠી સત્તા ખૂબ વધી હોવી જોઇએ.

**સામળ**—હા. એમ જ હતું. વળી તે વખતે ઇંદોરની અહલ્યાબાઈ હોલકર પણ પેશ્વાને વફાદાર ને સહાયક હતી.

**વિનુ**—બાઈ માણુસ રાજ્ય ચલાવતી હતી ?

**સામળ**—એ કાંઈ સામાન્ય બાઈ ન હતી. અહલ્યાબાઇને તો આજે પણ હિંદના લોકો એક દેવી તરીકે પૂજે છે; અને તે વખતે પણ મહાદજી, નાનો, ભોંસલે, અરે ! પેશ્વા, અને હૈદરઅલી સુદ્ધાં એ બાઈના તરફ પૂજ્યભાવે વર્તતા હતા. અહલ્યાબાઇએ તો બહુ બાહોશીથી રાજ્યનો કારભાર ચલાવ્યો હતો. એના અમલમાં ઇંદોરનાં વૈભવ ને સુખ કહ્યાં ન જાય તેટલાં હતાં.

**દામોદર**—સામળ, જે રાજ્યમાં મહાદજી અને નાના

જેવા વીરનરો, અને અહલ્યાબાઈ જેવી સાધ્વી વીરાંગના હોય, એ રાજ્યની સત્તા વધે એમાં શી નવાઈ?

**સામળ**—કશી નવાઈ નહિ. સવાઈ માધવરાવના વખતમાં મરાઠી સત્તા સારી રીતે વધી હતી; પણ એના મરણ પછી તરતજ એટલી બધી નવાજૂની બની, કે એ બધા ફેરફારમાં મરાઠી સત્તાની આખી ઇમારત જમીન-દોસ્ત થઇ ગઈ.

**રમણ**—હેં! શું કહો છો?

**સામળ**—હા. સવાઇ માધવરાવ મહેલની અગાશીએથી મૂર્છા ખાઈ નીચે પડયો, ને મરી ગયો. એજ અરસામાં એટલે એકબે વર્ષ આગળપાછળ મહાદજી સિંધિયા પણ ગયો, અહલ્યાબાઈ પણ ગઇ, અને નાનો પણ સવાઈ માધવરાવ પછી પાંચ વર્ષે ગયો. આમ એક સાથે પાંચછ વર્ષમાં રાજ્યના મુખ્યમુખ્ય સ્તંભો પડ્યા, તે સાથે રાજ્ય પણ ખખળી ગયું.

**વિનુ**—ત્યારે માધવરાવ પછી કોણ પેશ્વા થયું?

**સામળ**—માધવરાવને પુત્ર નહોતો; તેથી પેશ્વાઇ રાઘોબાના પુત્ર બાજીરાવને મળી. આ બાજીરાવ છેલ્લો પેશ્વા હતો.

**રમણ**—બસ! મરાઠી સત્તાનું આવી રહ્યું? આ બાજીરાવ છેલ્લો જ પેશ્વા હતો? પણ હેં સામળકાકા, બેચાર મોટા માણસો મરે, એટલે એની પાછળ આખું રાજ્ય ફનાફાતિયા થઈ જાય?

**સામળ**—મરાઠી રાજ્યના નાશની બાબતમાં તો એવું જ બન્યું છે. મહાદજી ગયો, ને નાનો ગયો; પછી પાછળ કોઈ એવો ન રહ્યો, કે જે રાજ્યની લગામ બરાબર સાચવી શકે.

**રમણ**—બાજીરાવ છેક જ નાલાયક હતો?

**સામળ**—બાજીરાવ લાયક તો ઘણો હતો. લડવામાં ને ઘોડે ચડવામાં એના જેવો તે વખતે બીજો કોઈ નહોતો. વિદ્વાન પણ હતો; અને બોલતો ત્યારે તો જાણે સાકરનો કટકો; પણ જરા ખટપટી ને ટૂંકી નજરનો હતો.

**રમણ**—નાનો તે વખતે જીવતો હતો ને?

**સામળ**—હા; પણ નાનાને ને બાજીરાવને ઊંદરબિલાડી જેવું બનતું હતું. બાજીરાવ તો બધાની સાથે તકરારો કર્યા કરતો. નાનાના મરણ પછી પણ એ બાજીરાવે સરદારો સાથે સંપ કરવાને બદલે કજિયા જ કર્યા કર્યા. સિંધિયા અને હોલકરને પણ તે વખતે અંદરઅંદર તકરાર ચાલતી હતી.

**રમણ**—મહાદજી સિંધિયા ને અહલ્યાબાઈ હોલકર તો મરી ગયાં હતાં ને?

**સામળ**—હા. મહાદજી પછી ગ્વાલિયરની ગાદીએ દોલતરાવ સિંધિયા આવ્યો હતો; અને અહલ્યાબાઇ પછી તુકોજીરાવ (ફક્ત બે વર્ષ) અને તુકોજીરાવ પછી જશવંતરાવ હોલકર ઇંદોરમાં હતો. એ બે વચ્ચે તકરાર હતી. બાજીરાવ પણ એ તકરારમાં સિંધિયા તરફ ભળ્યો; અને પરિણામે જશવંતરાવે પૂના આવી સિંધિયા અને પેશ્વાનાં લશ્કર સાથે લડાઈ કરી. એમાં હોલકર જીત્યો; અને એણે પૂનાનો કબજો લઈ પેશ્વાને તગડી મૂકયો.

**રમણ**—પછી પેશ્વા કયાં ગયો?

**સામળ**—પછી પેશ્વા ધોળે દિવસે દીવો લઈ અંધારા કૂવામાં પડયો.

**વિનુ**—અરરર! બીચારો કૂવામાં પડી મરી ગયો?

**સામળ**—પાણીના ભરેલા કે કોઈ ખાલી કૂવામાં

નહોતો પડયો; પણ એ ભાઈસાહેબ એના બાપ રાઘોબાની જેમ પૂનામાંથી નાસીને પરદેશી અંગ્રેજોની મદદ માગવા વસઈ મુકામે ગયો. અંગ્રેજોને તો એટલું જ જોઈતું હતું. એમણે એ મદદ આપી; પણ એવી શરતે, કે બાજીરાવે અંગ્રેજોનું ઉપરીપણું કબૂલવું; અને કંપનીનું લશ્કર રાખી એનું ખર્ચ પણ બાજીરાવે આપવું. આ શરતોને વસઈનો કરાર કહે છે.

**રમણ**—બાજીરાવે એ શરતો શા માટે સ્વીકારી?

**સામળ**—ફક્ત પેશ્વાઈ પાછી મેળવવા ખાતર. નાનો જીવતો હતો ત્યાંસુધી અંગ્રેજો પૂનામાં પગ મૂકતાં પણ ડરતા હતા. પણ વસઈના કરાર પછી તો અંગ્રેજો પૂનાના ધણી જ થઈ બેઠા.

**રમણ**—બાજીરાવને પેશ્વાઈ પાછી મળી હતી?

**સામળ**—હા. અંગ્રેજોની મદદથી એ પાછી મળી હતી. પણ વસાઈના કરાર પછી ૧૫ વર્ષે બાજીરાવ પેશ્વાઈ ખોઈ બેઠો; ને ત્યાર પછી તો એક કેદીની દશામાં એણે જીવન પૂરું કર્યું.

**રમણ**—ખલાસ! પેશ્વાઈનો અંત આવી ગયો?

**સામળ**—હા. શિવાજી જેવા ભડવીરે સ્થાપેલું, અને બાલાજી ને માધવરાવ જેવા વીર પેશ્વાઓએ ઊભું કરેલું મોટું મરાઠી રાજ્ય બાજીરાવ બીજાના વખતમાં નાશ પામ્યું.

**વિનુ**—ત્યારે સામળકાકા, હવે કોની વાત આવશે?

**સામળ**—હવે અંગ્રેજોની વાત આવશે; પણ તે આજે નહિ, આવતી કાલે. અંગ્રેજોનો બધો ઇતિહાસ કહીશ, ત્યારે મરાઠાઓ વિષે પણ એમાં ઘણુંઘણું કહેવાનું આવશે, તે બધું હું તમને તે વખતે કહેતો જઈશ; કારણ કે જ્યારે મરાઠી સત્તા જોરમાં હતી, ત્યારે હિન્દમાં અંગ્રેજ સત્તાની પણ ચડતી

કુળા હતી; અને જેમ જેમ મરાઠી સત્તા નબળી પડતી ગઈ, તેમ તેમ અંગ્રેજસત્તા હિન્દમાં વધતી ગઈ. એટલે એ બન્ને સત્તાનો ઇતિહાસ એકબીજા સાથે જોડાયેલોજ છે.

## વિસામો ૧૫ મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો. ]

### :: સવાલો ::

૧. ત્રીજા પેશ્વા બાલાજી પછી કોણ પેશ્વા થયો ?

૨. રાઘોબા અને માધવરાવ વચ્ચે ખટપટ ઊભી થવાનું શું કારણ.

૩. રાઘોબાના પક્ષકારો કોણ કોણ હતા ?

૪. માધવરાવ બહુ જબરો ને શાણો પેશ્વા થઇ ગયો—આ હકીકત પુરવાર કરો.

૫. નારાયણરાવ પેશ્વાના વખતમાં રાઘોબાએ કેવા કાવાદાવા કર્યા હતા ? એ કાવાદાવાનું પરિણામ કેવું આવ્યું ?

૬. રાઘોબાને પેશ્વાઈ ન મળવા દેવામાં કોણ આગળ પડયા હતા ?

૭. રાઘોબા આખરે કોને શરણે ગયો ?

૮. અહલ્યાબાઈ હોલ્કર અને ગોપિકાબાઈ વિષે તમે શું જાણો છો ?

૯. નાના ફડનવીસ અને મહાદજી સિંધિયા વિષે જે જાણતા હો તે કહો.

૧૦. સવાઇ માધવરાવ પછી મરાઠી રાજ્ય કેમ ખખળી ઊઠયું ?

૧૧. છેલ્લા પેશ્વા બાજીરાવના વખતમાં શી અંધાધૂંધી ચાલી ?

૧૨. સાલબાઇની સંધિ અને વસાઇના કરાર વિષે તમે શું જાણો છો ?

# મિજલસ ૧૬ મી

વિનુ—મોટાભાઈ, હવે તો અંગ્રેજોની વાતો આવવાની છે ને ?

દામોદર—હા. ફક્ત વેપાર કરવા આવનારી અંગ્રેજ પ્રજાએ વેપારમાંથી આખું હિન્દુસ્તાન કેવી રીતે હાથ કરી લીધું એ બધો ઈતિહાસ જાણવા જેવો છે.

રમણ—આ પણ એક નવાઇની વાત છે, કે અંગ્રેજો વેપારી મટી રાજ્યકર્તા થઇ ગયા.

દામોદર—વેપારી મટ્યા નહોતા. વેપારી પણ રહ્યા, ને રાજ્યકર્તા પણ બન્યા. આજે પણ શું છે ? આજે અંગ્રેજો આપણા ઉપર રાજ્ય પણ કરે છે, ને વેપાર પણ ચલાવે છે.

રમણ—મોટાભાઇ, અંગ્રેજો એટલે બધે દૂરથી–૫૦૦૦ માઈલ દૂરથી–અહીં સુધી વેપાર કરવા શા માટે આવ્યા હશે?

દામોદર—હિન્દુસ્તાનનો માલ ખરીદી વિલાયતમાં વેચાય તો બહુ લાભ થાય એમ એમને લાગ્યું, ત્યારે જ તેઓ અહીં આવ્યા હતા. આપણા દેશમાં પહેલાં તો બહુ

ભાતભાતના ઉદ્યોગો ચાલતા હતા; અને કાપડનો ઉદ્યોગ તો ધમધોકાર ચાલતો હતો. આરબ વેપારીઓ ને બીજા મુસલમાન વેપારીઓ આપણે ત્યાં આવીને કાપડનો ને બીજો ઘણો માલ ખરીદી જતા; અને પછી એ બધો માલ યુરોપમાં વેચી ખૂબ નફો મેળવતા હતા.

**રમણ**—આરબ વેપારીઓનું જોઇને અંગ્રેજોને હિન્દુસ્તાનમાં આવવાનું મન થયું હશે, ખરું ને ?

**દામોદર**—ના, એમ નહિ. યુરોપદેશના ખ્રિસ્તીઓને મુસલમાનો સાથે તકરાર થઇ; ત્યાર પછીથી જ યુરોપના સાહસિક વેપારીઓ હિંદમાં આવવા લલચાયા. યુરોપના માણસોએ બીચારાઓએ હિન્દુસ્તાન આવવાનો મારગ પણ જોયો નહોતો. એ મારગ શોધવામાં કેટલાય દરિયામાં ડુબી ગયા. કોલંબસ નામનો વહાણવટી હિન્દુસ્તાન આવતાં અમેરિકામાં જઈ ચડયો. છેવટે એક વાસ્કોડા ગામા નામનો પોર્ટુગીઝ વહાણવટી હિન્દુસ્તાનનો મારગ શોધવામાં પહેલવહેલો ફાવ્યો.

**વિનુ**—એ રસ્તો જાણતો હશે.

**દામોદર**—નારે ! એતો અડ્ડુઅડ્ડુ આફ્રિકાને પશ્ચિમ કિનારેકિનારે ચાલ્યો; ને દક્ષિણ આફ્રિકા સુધી પહોંચ્યો, ત્યાં એને કોઈ ગૂજરાતી વહાણવટીનો સાથ મળ્યો, અને તેની મદદથી તે સહીસલામત હિન્દુસ્તાન પહોંચી ગયો.

**રમણ**—બીચારો પરદેશી પહેલો કયાં ઊતર્યો હશે ?

**દામોદર**—કાલીકટ બંદરે એ ઊતર્યો હતો; અને ત્યાંના હિંદુ રાજા ઝામોરિને એ પરદેશી ઉપર દયા કરીને એને પૂરતી સહાય આપી હતી.

**રમણ**—હિંદુઓ તો સદાયના દયાળુ જ છે. પારસીઓને

પણ એમણે સંઘર્યા હતા.

**દામોદર**—પણ દયા ડાકણનેય ખાય છે તો! જે ઝામોરિને વાસ્કોડા ગામાને વેપાર કરવામાં મદદ કરી હતી, તેજ ઝામોરિન સાથે નવ વર્ષ પછી વાસ્કોડા ગામા લડયો; અને પછી કોચિનના રાજાનો મિત્ર બની બેઠો. ત્યાર પછી તો બીજા આરબ વેપારીઓને પણ ખસેડીને આ વાસ્કોડા ગામાએ પોતાનો વેપાર ખૂબ વધાર્યો; ને આ દેશમાં ફિરંગીઓનો પગપેસારો મજબૂત કર્યો.

**વિનુ**—એ વાસ્કોડા ગામા ક્યાંનો હતો?

**દામોદર**—યુરોપમાં પોર્ટુગલ નામનો દેશ છે ત્યાંનો. પોર્ટુગલના વતનીઓને આપણે ફિરંગીઓ કહીએ છીએ. એ ફિરંગીઓનો વેપાર પછીથી યુરોપમાં ખૂબ વધ્યો.

**રમણ**—ફિરંગીઓ હિન્દુસ્તાનમાં આવી ખૂબ માલ ભરી જતા હશે; અને પછી એ બધો માલ યુરોપમાં વેચીને ખૂબ નફો મેળવતા હશે.

**દામોદર**—હા. ફિરંગીઓએ પ્રથમ કોચિનમાં થાણું જમાવ્યું; પછી ધીમેધીમે લંકામાં પહોંચ્યા; અને કાઠિયાવાડમાં દરિયા કાંઠે આવેલા દીવમાં પણ એમણે એક કોઠી નાખી.

**રમણ**—વેપાર કરવા આવ્યા હતા તેમાંથી રાજ્ય સ્થાપવા મંડી ગયા?

**દામોદર**—હા. વેપાર ખૂબ વધ્યો, એટલે એમને લાગ્યું, કે કેટલોક મુલક પોતાનો કર્યા વિના વેપારની સહીસલામતી નથી; તેથી તેઓએ લડીને પણ કેટલોક મુલક મેળવ્યો. વખત જતાં એ ફિરંગીઓએ ગોવા ને દમણ પણ પોતાના કબજામાં લીધાં; અને પોતાનો વેપાર લગભગ દોઢસો વર્ષ સુધી ધમધોકાર ચલાવ્યો.

રમણ—દોઢસો વર્ષ પછી ફિરંગીઓનો વેપાર ભાંગી પડયો હતો ? શા કારણે ?

દામોદર—એક તો ફિરંગીઓને હિંદીઓ સાથે બહુ બનતું નહિ; કારણ કે તેઓ જોરજુલમથી હિંદીઓને ખ્રિસ્તી બનાવતા. વળી તે વખતે યુરોપની બીજી પ્રજાઓ–ફ્રેંચો ને અંગ્રેજો–હિંદમાં વેપાર માટે આવીને વસી હતી. તેમની સામે પણ ફિરંગીઓ હરીફાઈમાં ટકી શક્યા નહિ; અને એમની વચ્ચે માંહોમાંહે લડાઈ થતાં ફિરંગીઓ હાર્યા હતા. એ ઉપરાંત યુરોપમાં પણ એમના રાજાની સત્તા ભાંગી પડી હતી. આવાં કારણોને લઈ ફિરંગીઓનો વેપાર હિંદમાં ભાંગી પડયો. છેવટે એમની પાસે ફક્ત ત્રણ સ્થળ હાલ રહ્યાં છે–દીવ, દમણ, ને ગોવા.

વિનુ—ને ફિરંગીઓ બેઠા રોવા !

રમણ—સામળકાકા આવ્યા. કેટલા મોડા !

વિનુ—આવો, સામળકાકા. આજે આટલા બધા મોડા કેમ આવ્યા ?

સામળ—આ છોકરાંઓ તો મારો પણ જવાબ લે છે ! હું શું કાંઈ તમારો કેદીબેદી છું, કે મને આમ ધમકાવો છો ?

વિનુ—(હસીને) હા, હા. શા માટે મોડા આવ્યા ? આજે માફી આપીને જવા દઈશું; પણ કાલથી એ નહિ ચાલે, સમજ્યા ?

સામળ—અરે ! તારું ભલું થાય ! સમજાવનારી ન દીઠી હોય, તો જોઇ લો !

દામોદર—સામળ, શું કાંઇ કામબામ આવી ગયું હતું ?

સામળ—કામબામ કશું નહિ; પણ પેલું ગૂંદરિયું

આવ્યું હતું તે શેય ઊઠેજ નહિ! રાવણની કાણ લઈને બેઠો હતો, તે એ પૂરી થાય, ત્યારે મારાથી ઉઠાય ને?

**દામોદર**—ગગા દવેનો ગાંડો આવ્યો હતો?

**સામળ**—હા. એનામાં કાંઈ નથી. નામ પ્રમાણે જ ભાઈસાહેબમાં ગુણ છે.

**વિનુ**—સામળકાકા, વાત કરવા આવ્યા છો, કે ગપાટા મારવા?

**સામળ**—વિનુડી! તું બહુ મોઢે ચડી ગઈ છે, હો! મારે તને એક વાર ધમકાવવી પડશે, હા!

**દામોદર**—સામળ, તારે બદલે મેં વાત શરૂ કરી દીધી છે. ફિરંગીઓની સત્તાનો નાશ કેમ થયો, ત્યાં સુધી અમે આવી ગયા છીએ. હવે તું આગળ ચલાવ.

**સામળ**—ફિરંગીઓની જેમ વલંદાઓ, ફ્રેંચો, ને અંગ્રેજો પણ વેપાર કરવાને હિંદમાં આવવા લાગ્યા હતા.

**વિનુ**—સામળકાકા, એ બધી યુરોપી પ્રજા હિંદ તરફ આવવા કેમ ઊલટી હતી?

**સામળ**—વેપારને માટે જ. એ બધાને હિંદી માલનો બહુ મોહ હતો. એના વેચાણમાં નફો પણ ઘણો થતો. અને શો હિંદનો માલ બનતો! કાપડ તો ઓહો બનતું-રેશમી, સુતરાઉ, ને ગરમ બધું.

**રમણ**—યુરોપમાં કાપડ નહોતું બનતું?

**સામળ**—ત્યાં તો લોકો જંગલી જેવા હતા. ઉદ્યોગને નામે મીંડું જ હતું. હિંદનો કાપડનો માલ જોઇને તો એ લોકો મોંમાં આંગળી ઘાલી જતા. તેમાંય ઢાકાનું મલમલ, કાશ્મીરની શાલો, જયપુરની બાંધણી ને છાપણી અદભુત હતાં. હિંદુસ્તાનનું

કાપડ પહેરીને ત્યાંના માણસો તો પહોળાપહોળા ચાલતા; અને ત્યાંની રાણીમહારાણીઓ કાશ્મીરની શાલો ઓઢીને એવી મલકાતી, કે જાણે શુંય પહેર્યું છે! પણ એ શાલોય એકદમ રેશમ જેવી મુલાયમ; ને ગરમ તો એવી, કે હાથમાં લો ત્યાં જ હૂંફ આવે. એ કાશ્મીરી શાલ બે વાર પનાની હોય, તોય એક વીંટી સોંસરી નીકળી જતી!

**દામોદર**—ઢાકાનું મલમલ પણ અજબ હતું. ચાલીસ વારનો આખો તાકો પણ એક મૂઠીમાં સમાઈ જતો!

**રમણ**—હેં! ખરી વાત?

**સામળ**—ખરી વાત હતી, ત્યારે જ પરદેશીઓ અહીં આવવા લોભાયા હતા. નહિતર વળી વતન છોડીને આટલે બધે દૂર કોણ આવે? માણસ જુદા, ભાષા જુદી, દેશ જુદો, એમાં કોણ આવીને વસે?

**રમણ**—યુરોપની પ્રજાઓ વેપારને માટે આવી હતી, તો એમાંથી રાજ્ય કરતી ક્યારે થઇ ગઈ?

**સામળ**—ઉતાવળો ન થા; એ બધી વાત સમજાશે. ફિરંગીઓ પછી જે ખ્રિસ્તી પ્રજાઓ આપણા દેશમાં આવી તેમાં ફ્રેંચો ને અંગ્રેજો વચ્ચે બહુ હરીફાઈ ચાલતી. ફ્રેંચો ને અંગ્રેજો વચ્ચે મૂળથી જ એમના બાપદાદાવારીનું વેર ચાલતું આવ્યું છે. હિંદમાં આવીને પણ એ બે પ્રજાઓ વેપાર કરતાં-કરતાં લડવા ઉપર આવી ગઈ હતી. અંગ્રેજોને હિંદમાં રહી વેપાર કરવો જ હતો; અને ફ્રેંચોને એમને હાંકી કાઢવા હતા.

**રમણ**—ફ્રેંચો એવા જબરા હતા?

**સામળ**—હા; ફ્રેંચોએ પૉંડિચરી, ચંદ્રનગર, ને બીજે બે ચાર ઠેકાણે વેપારની મોટીમોટી કોઠીઓ નાખી હતી.

**રમણ**—અને અંગ્રેજોએ નહિ નાખેલી ?

**સામળ**—અંગ્રેજોએ પણ સૂરત, મુંબઈ, મદ્રાસ, કલકત્તા વગેરે સ્થળે પોતાની વેપારની વખારો નાખી હતી.

**વિનુ**—સામળકાકા, હું પૂછું એનો પહેલાં જવાબ આપો. આ યુરોપની બધી પ્રજાઓ ખ્રિસ્તી કેમ કહેવાય છે?

**સામળ**—એ લોકો ખ્રિસ્તી ધર્મ પાળે છે માટે. ઈસુ ખ્રિસ્ત નામના એમના એક મોટા ધર્મગુરુ થઈ ગયા. ઈસુ ખ્રિસ્તનો ધર્મ એ ખ્રિસ્તી ધર્મ કહેવાય છે. યુરોપના બધા લોકોં એજ ધર્મ પાળે છે.

**વિનુ**—એ ખ્રિસ્તી ધર્મ કેવો છે ?

**સામળ**—સારો છે. એમાં અહિંસા, દયા, ક્ષમા, પ્રેમ, વગેરે ઉપર ખૂબ કહેલું છે.

**વિનુ**—ત્યારે તો આપણા બૌદ્ધ અને હિંદુ ધર્મ જેવોજ.

**સામળ**—હા. એમ પણ કહેવાય છે, કે ઈસુ ખ્રિસ્તને ધર્મનું શિક્ષણ આપનાર આપણા દેશના બૌદ્ધ સાધુઓ જ હતા.

**દામોદર**—કોઈક તો એમ પણ કહે છે, કે ઈસુ ખ્રિસ્ત પોતે હિંદમાં આવી, કેટલાંય વર્ષ રહીને બૌદ્ધ ધર્મનું જ્ઞાન લઇ ગયો હતો. ઈસુ ખ્રિસ્ત નાનો હતો, ત્યારે બૌદ્ધ સાધુઓ ભેગો હિંદમાં આવ્યો હતો, અને ૨૮ વર્ષનો થયો ત્યાં સુધી એણે ધર્મનો અભ્યાસ અહીં રહી કર્યો હતો; અને પછીથી યુરોપમાં જઈ એણે પોતાનો નવો ધર્મ ફેલાવ્યો હતો.

**સામળ**—એ વાત સાચી હોવાનો સંભવ છે; કારણકે ઈસુ ખ્રિસ્તે પહેલાં ૨૮ વર્ષ સુધી શું કર્યું એનો કશો ઇતિહાસ ખ્રિસ્તી લોકો આપી શકતા નથી. એટલાં વર્ષ સુધી એ હિંદમાં જ રહ્યો હોય એમ માનવાને પૂરતું કારણ છે.

**વિનુ**—એ ઈસુ ખ્રિસ્ત ક્યારે થઈ ગયા ?

**સામળ**—આપણા પરદુઃખભંજન વિક્રમ પછી પચાસ-સાઠ વર્ષે. ખ્રિસ્તીઓ પોતાની સાલ ઈસુ ખ્રિસ્તથી ગણે છે. એને થઈ ગયાં આજે ૧૯૩૧ વર્ષ થયાં. આપણે જે ઈ. સ. ૧૯૩૧ લખીએ છીએ એનો અર્થ ઈસુની સન ૧૯૩૧.

**વિનુ**—ઠીક. મને એ સમજાયું. હવે આપણી વાત આગળ ચલાવો. તમે ફ્રેંચોની વાત કરતા હતા.

**સામળ**—હા. હિંદમાં ફ્રેંચોનો વેપાર જોર ઉપર હતો; એનું એક કારણ એ હતું, કે તેઓ હિંદી રાજાઓ સાથે ભળી જઈ એમના કજિયામાં માથું મારતા; અને પોતાના પક્ષના રાજાને જીતાડી તેઓ પોતાનું કામ કાઢી લેતા. ડુપ્લે નામનો ફ્રેંચોની વેપારી મંડળીનો ઉપરી આવાં કામમાં બહુ જબરો હતો.

**રમણ**—ફ્રેંચો વેપાર કરતા, અને લડાઈઓ પણ લડતા? તેમની પાસે લશ્કર હતું ?

**સામળ**—હા. શરૂઆતમાં તો તેઓની પાસે લશ્કર જેવું કશું ન હતું; પણ વખત જતાં તેઓએ હિંદીઓને પોતાના સિપાઈ તરીકે પગાર આપી રાખવા માંડ્યા; અને એમ કરતાં એમણે નાનું એવું લશ્કર પણ જમા કર્યું હતું. એમના એ લશ્કર વડે એક વાર તો એમણે અંગ્રેજોને મદ્રાસમાંથી હાંકી પણ કાઢ્યા હતા; પણ અંગ્રેજો નસીબના બળિયા હતા, એટલે ફ્રેંચોના હરાવ્યા તે હાર્યા નહિ, અને હિંદ છોડીને ગયા પણ નહિ.

**રમણ**—અંગ્રેજો પાસે પણ લશ્કર હતું ?

**સામળ**—હા. ફ્રેંચોનું જોઈને એમણે પણ નાનું એવું

દેશી લશ્કર રાખ્યું હતું. દેશી લશ્કર પાસેથી પણ ધાર્યું કામ લઇ શકાય છે એવી પહેલવહેલી શોધ કરનાર દુપ્લે હતો, હો.

રમણ—એમાં વળી મોટી શોધ શી કરવાની હતી ?



દુપ્લે

સામળ — વાહ ! કેમ નહિ ? એ પરદેશીઓને તો મનમાં એમજ હતું, કે આ દેશી સિપાઈઓ કોઈ વાર દગો દે, તો ? દેશીઓ દેશીઓનાંજ ગળાં કાપવા તૈયાર થશે કે નહિ, એ એમની મોટી મૂંઝવણ હતી. પણ ફ્રેંચોએ અનુભવથી જોયું હતું, કે દેશીઓ પગાર મળે, તો બધું કરે છે. ભાઈઓનાં પણ ગળાં ખુશીથી કાપે છે.

રમણ—એવો અનુભવ ફ્રેંચોને ક્યારે થયો હતો ?

સામળ—ખાસ કરીને જ્યારે દુપ્લેએ મદ્રાસમાંથી અંગ્રેજોને તગડી મૂક્યા, અને મદ્રાસ હાથ કર્યું, ત્યારે કર્ણાટકના નવાબે દુપ્લેને કહેવરાવ્યું, કે હવે મદ્રાસ અમને સોંપી દો. દુપ્લેએ પ્રથમ તો હા પાડી હતી; પણ પાછળથી ગલ્લાં-તલ્લાં કરવા મંડયો. આથી નવાબ દશ હજારનું મોટું લશ્કર લઈ ફ્રેંચોની સામે લડવા આવ્યો. દુપ્લે પણ પોતાના થોડા માણસો લઈ એની સામે લડયો, અને હેં ! શું ? જીત્યો.

**રમણ**—થોડા માણસો હતા, તો પણ ડુપ્લે જીતી ગયો?

**સામળ**—હા; અને ત્યારે જ ડુપ્લેએ બે વસ્તુ જોઈ. એક તો: દેશીઓ દેશીઓનાં ગળાં કાપી શકે છે એ; અને બીજી: દેશીઓ પણ, એમને કવાયત શીખવવામાં આવે તો, યુરોપિયનોની જેમજ બહાદુરીથી લડી શકે છે. ડુપ્લેનું નાનું લશ્કર હતું, પણ તે કવાયતી લશ્કર હતું; જ્યારે નવાબનું બિન-કવાયતી હતું.

**રમણ**—ફ્રેંચો કે અંગ્રેજો વિલાયતથી લશ્કર નહોતા લાવતા?

**સામળ**—એટલે બધે દૂરથી લશ્કર મગાવવું હોય, તો હાલતુરત આવી પણ ન શકે; અને વળી ત્યાં વિલાયતમાંજ કાપાકાપી ને મારામારી ચાલતી હોય, ત્યાં લશ્કરને ફાજલ પાડી અહીં સુધી કોણ મોકલે?

**વિનુ**—સામળકાકા, ફ્રેંચોએ કર્ણાટકના નવાબને હરાવ્યા, પછી તેનું શું થયું? અંગ્રેજોનું શું થયું?

**સામળ**—આપણે એક વાત સમજી લઈએ. આ ફ્રેંચો ને અંગ્રેજો જે વેપાર કરવાને અહીં આવ્યા હતા, તે પોતપોતાની મંડળી અથવા કંપની સ્થાપીને આવ્યા હતા. ફ્રેંચોએ ફ્રેંચ કંપની ઊભી કરી હતી; અને અંગ્રેજોએ અંગ્રેજ કંપની ઊભી કરી હતી. શા માટે? હિંદમાં વેપાર કરવાને. ફ્રેંચના રાજાએ ફ્રેંચ કંપનીનેજ હિંદમાં વેપાર કરવાની છૂટ આપી હતી; અને અંગ્રેજના રાજાએ અંગ્રેજ કંપનીનેજ હિંદમાં વેપાર કરવાની છૂટ આપી હતી. એ સિવાય બીજા કોઈ ફ્રેંચોને કે કોઈ અંગ્રેજોને હિંદમાં આવીને વેપાર કરવાની છૂટ ન હતી.

**રમણ**—એમ કહોને, કે અંગ્રેજોના રાજાએ અંગ્રેજ

કંપનીને અને ફ્રેંચોના રાજાએ ફ્રેંચ કંપનીનેજ હિંદમાં વેપાર કરવાનો ઇજારો આપ્યો હતો.

**સામળ**—હા, ઇજારો આપ્યો હતો; અને તે પણ અમુક વર્ષ સુધીનો. એટલાં વર્ષ પૂરાં થાય, એટલે વળી ઇજારાનો નવો પટ્ટો આપવામાં આવતો. ત્યારે આપણે હવે અંગ્રેજો ને ફ્રેંચો કહેવાને બદલે અંગ્રેજ કંપની ને ફ્રેંચ કંપની એમજ કહીશું, હો.

**વિનુ**—સામળકાકા, તમે મારા સવાલને તો ઉડાવી જ દીધો.

**સામળ**—ના; મને એ યાદ છે. ફ્રેંચ કંપનીએ અંગ્રેજ કંપની પાસેથી મદ્રાસ લઈ લીધું; અને નવાબને પણ એ ન આપ્યું.

**રમણ**—ત્યારે ફ્રેંચ કંપનીએ પોતે રાખ્યું?

**સામળ**—એ રાખત ખરી; પણ પાછળથી યુરોપમાં અંગ્રેજો ને ફ્રેંચો વચ્ચે જે લડાઇ ચાલતી હતી તે બંધ પડી, અને સુલેહ થઇ. એ સુલેહની શરતથી ફ્રેંચ કંપનીએ મદ્રાસનો કબજો અંગ્રેજ કંપનીને સોંપી દીધો.

**રમણ**—યુરોપમાં પણ તે વખતે ફ્રેંચો ને અંગ્રેજો વચ્ચે લડાઇ ચાલતી હતી?

**સામળ**—હા. એ બે પ્રજા વચ્ચે તો ચકમક ઝર્યા જ કરતી. એ બે વચ્ચે ત્યાં લડાઇ થઇ, ત્યારે જ ડુપ્લેને અંગ્રેજ કંપની સામે લડવાનું બહાનું મળ્યું હતું; અને તેથીજ એણે અંગ્રેજ કંપની પાસેથી મદ્રાસ ખૂંચવી લીધું હતું.

**રમણ**—મદ્રાસ તો પાછું અંગ્રેજોને સોંપી દીધું હતું ને?

**સામળ**—હા. યુરોપમાં સુલેહ થઈ, એટલે મદ્રાસ અંગ્રેજોને મળી ગયું હતું; પણ ત્યાર પછી એ બે કંપનીઓ

વચ્ચે જે વેર હતું, તે તો શમ્યું જ નહોતું. બહાનું મળે કે તરત જ ડુપ્લે અંગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢવા એક પગે તૈયાર થઈ રહ્યો હતો.

**રમણ**—ડુપ્લે અંગ્રેજોનો વેરી હતો ?

**સામળ**—વેર તો એ બે પ્રજા વચ્ચે આદિ કાળથી ચાલ્યું આવતું હતું; અને હિંદમાં પણ એના છાંટા ઊડતા હતા.

**વિનુ**—સામળકાકા, ડુપ્લે મોટો લડવૈયો હતો ?

**સામળ**—ના રે ! એને બીચારાને લડવાની ઝાઝી ગતાગમ નહોતી; પણ મુત્સદ્દીગીરીમાં જબરો હતો. એના જેવીજ બાહોશ એની સ્ત્રી પણ હતી. ડુપ્લેની નજર રાજ-કાજમાં બહુ પહોંચતી. એ જ્યારે ફ્રેંચ કંપનીનો ઉપરી હતો, ત્યારે એણે જોઈ લીધું, કે દક્ષિણ હિંદમાં ફ્રેંચસત્તા જમાવવાની સરસ તક છે; પણ એમાં અંગ્રેજો આડખીલી રૂપે હતા; તેથી જ ડુપ્લેની કરડી નજર અંગ્રેજ કંપની ઉપર રહેતી.

**રમણ**—એક વાર લડ્યા પછી ફરીને ડુપ્લે અંગ્રેજો સાથે લડયો હતો ?

**સામળ**—હા. અંગ્રેજ ને ફ્રેંચ કંપની વચ્ચે એક વાર લડાઈ થઈ ગયા પછી તરતજ બીજી લડાઈ પણ ઊભી થઈ હતી.

**રમણ**—શા કારણે ?

**સામળ**—ડુપ્લેને આખા દક્ષિણ હિંદમાં ફ્રેંચસત્તાની હાક બોલાવવી હતી, અને અંગ્રેજોને દૂર કરવા હતા.

**રમણ**—એટલે શું દેશી રાજાઓને પણ હરાવી એમનાં રાજ્ય લઈ લેવાં હતાં ?

**સામળ**—હા. વખત આવે, તો તે પણ કરી લેવાની ઉમેદ ડુપ્લેની હતી. એ જોતો આવ્યો હતો, કે દક્ષિણના

દેશી રાજાઓ કુસંપને લઈ પાયમાલ થતા જતા હતા; અને તેમાંય ખાસ કરીને જ્યારે દક્ષિણનો મોટો સૂબેદાર નિઝામ-ઉલ-મુલ્ક મરી ગયો, અને એની પછી સૂબેદારી માટે જે ખટપટ થઈ તેમાં ડુપ્લેએ આંધળિયાં કરીને ઝંપલાવ્યું. ડુપ્લેના વચ્ચે પડવાથી મુઝફ્ફરજંગ દક્ષિણની સૂબેદારી મેળવવામાં ફાવી ગયો; અને એનો દોસ્ત ને સહાયક ચંદાસાહેબ કર્ણાટકની નવાબી મેળવવામાં ફાવી ગયો.

**રમણ**—ડુપ્લેની મદદથી એ બન્ને ફાવી ગયા ?

**સામળ**—હા. ચંદાસાહેબે મુઝફ્ફરજંગને ડુપ્લેની સહાય અપાવી, અને મુઝફ્ફરજંગ સૂબેદાર બન્યો; બદલામાં મુઝફ્ફરજંગે ચંદાસાહેબને કર્ણાટકની નવાબી મેળવવામાં મદદ આપી રાજી કર્યો.

**રમણ**—તે વખતે કર્ણાટકનો નવાબ કોણ હતો ?

**સામળ**—અનવરૂદ્દીન; પણ એને ફ્રેંચોની મદદથી મારી નાખી ચંદાસાહેબને નવા નવાબ તરીકે જાહેર કરવામાં આવ્યો; અને અનવરૂદ્દીનનો વારસ મહમદઅલી નાસીને ત્રિચિનાપલ્લીમાં ભરાઈ બેઠો.

**રમણ**—ચંદાસાહેબ ઠીક ફાવી ગયો.

**સામળ**—એ શું ફાવ્યો ? ફાવ્યા તો ફ્રેંચો, કે દક્ષિણનો સૂબેદાર ને ચંદાસાહેબ બન્ને એમના હાથ નીચે ! એ વખતે દક્ષિણમાં ફ્રેંચોનો દોર કાંઈ જેવોતેવો નહોતો વધ્યો.

**દામોદર**—આખા દક્ષિણની સૂબેદારી જ એમને ઘેર હતી, એમ કહીએ તોય ચાલે.

**રમણ**—હા; પેલો મહમદઅલી બીકણની જેમ ત્રિચિનાપલ્લીમાં કેમ ભરાઈ બેઠો હતો ?

**સામળ**—બીજું કરે પણ શું ? ચંદાસાહેબની બીક લાગી, તેથી જ એ સંતાઈ ગયો.

**રમણુ**—એને સહાય આપનાર કોઈ ન નીકળ્યું.

**સામળ**—નીકળ્યા ને. એને સહાય આપવા અંગ્રેજો બહાર આવ્યા.

**રમણુ**—અંગ્રેજો શા માટે એને મદદ આપવા આવ્યા?

**સામળ**—પોતાની ગરજે જ તો. જો મહમદઅલી માર્યો જાય, તો પછી અંગ્રેજોને મદ્રાસમાં રહેવું જ ભારે થઈ પડે તેમ હતું.

**વિનુ**—એમ શાથી ?

**સામળ**—એમનો દુશ્મન ડુપ્લે એમને મદ્રાસમાં જંપીને બેસવા દે એવો કયાં હતો ? આખા દક્ષિણમાં ડુપ્લેનું ચલણ થઈ ગયું હતું; એટલે એના એક વેણમાત્રથી ચંદાસાહેબ અંગ્રેજોને મદ્રાસમાંથી હાંકી કાઢે તેમ હતું. અંગ્રેજો આ બધું બનશે એ જાણી ગયા હતા, અને ચેત્યા પણ હતા.

**રમણુ**—ચેતીને એમણે શું કર્યું ?

**સામળ**—એમણે મહમદઅલીનો પક્ષ લીધો. પહેલાં તો અંગ્રેજ કંપનીના ગવર્નરને શું કરવું એ કાંઈ સૂઝયું નહિ; પણ એમનામાં એક બે માથાનો કારકુન હતો. એનું નામ રૉબર્ટ ક્લાઈવ. એ ક્લાઈવે ગવર્નરને રસ્તો બતાવ્યો, કે મૂઝાવાનું કાંઈ કારણ નથી. મને લશ્કર આપો, તો હમણાં મહમદઅલીને નવાબ બનાવી દઉં.

**રમણુ**—પછી એ ક્લાઈવ બોલ્યા પ્રમાણે વર્ત્યો હતો?

**સામળ**—હા. ગવર્નરે એને નાનું એવું લશ્કર આપ્યું, અને ક્લાઈવ ઊપડયો. ગયો સીધો આર્કટમાં. આર્કટ કર્ણાટકની

રાજધાની હતું. નવાબ ત્યાં રહેતો. આર્કટ તે વખતે ખાલી-ખટ હતું; કારણ કે તે વખતે ચંદાસાહેબ મહમદઅલીને ઘેરીને ત્રિચિનાપલ્લીમાં પડયો હતો.



આર્કટનો વીર, ક્લાઇવ

**રમણ**—ત્યારે તો ક્લાઇવે તરત જ આર્કટ હાથ કર્યું હશે.

**સામળ**—જતાં વેંત જ તો. પણ આર્કટ પડ્યાની ખબર ચંદાસાહેબે જાણી, કે તરત એણે પોતાના દીકરા રાજાસાહેબને લશ્કર આપી આર્કટ મોકલ્યો. રાજાસાહેબ આર્કટ

આવ્યો; પણ દરવાજા બંધ હતા. રાજાસાહેબે ઘેરો ઘાલ્યો. પછી ક્લાઈવે એની સાથે લડીને એને હરાવ્યો. ચંદાસાહેબના મદદગાર ફ્રેંચોને પણ એણે હરાવ્યા. બીજી બાજુ ચંદાસાહેબ પોતે પણ હાર્યો; ને છેવટે એનું ખૂન થયું હતું.

**રમણ**—ક્લાઈવની હોશિયારીથી અંગ્રેજો સારી પેઠે ફાવ્યા.

**સામળ**—હા. ઇતિહાસમાં એ “આર્કટનો વીર” કહેવાય છે. ક્લાઈવના આ અદ્‌ભુત કાર્યે પછી અંગ્રેજો ફાવ્યા; કારણ કે મહમદઅલી જીત્યો, ને નવાબ બન્યો.

**રમણ**—પછીથી ફ્રેંચ કંપનીની સત્તા કર્ણાટકમાં તો બિલકુલ નહિ રહી હોય.

**સામળ**—ના; પણ હજી તેઓ નિઝામના મુલકમાં કડેધડે હતા; કારણ કે નિઝામને ફ્રેંચોની મદદ વિના એક ઘડી પણ નહોતું ચાલતું.

**રમણ**—સામળકાકા, આર્કટના વીર ક્લાઇવે બીજી કઈ કઈ જીતો મેળવી હતી?

**સામળ**—ચંદાસાહેબ ને ફ્રેંચો સાથેની એ લડાઈ ખતમ થયા પછી ક્લાઇવ તો તરત જ વિલાયત ચાલ્યો ગયો હતો; અને એક વરસ પછી ડુપ્લેને પણ ફ્રેંચ સરકારે બોલાવી લીધો હતો.

**રમણ**—ડુપ્લેને કેમ બોલાવી લેવામાં આવ્યો હતો?

**સામળ**—કારણ કે ડુપ્લેની કજિયાળી રાજનીતિ ત્યાં કોઇને ગમી નહિ.

**રમણ**—ડુપ્લે ગયા પછીથી હિંદમાં અંગ્રેજ ને ફ્રેંચ કંપની વચ્ચે લડાઈ પણ બંધ થઈ ગઈ હશે.

**સામળ**—હા; પણ તે થોડા વખત સુધીજ; કારણ કે એકાદ બે વર્ષની શાંતિ પછી તરત જ યુરોપમાં ફ્રેંચો

અને અંગ્રેજો ફરીને આથડી પડ્યા; અને એના છાંટા હિંદમાં પણ ઊડ્યા. અંગ્રેજોએ બંગાળામાં આવેલું ફ્રેંચોનું ચંદ્રનગર લઈ લીધું. તરતજ ફ્રેંચ કંપનીના ગવર્નર લૅલીએ—દુપ્લે પછી લૅલી ગવર્નર હતો—અંગ્રેજોનું મદ્રાસ કબજે કર્યું; અને ફ્રેંચ સરદાર બુસીને પોતાની મદદે બોલાવ્યો; પણ અંગ્રેજો તે વખતે વધારે જોરમાં હતા, તેથી લૅલીને ને બુસીને તેઓએ હરાવ્યા; અને આખરે ફ્રેંચોને અંગ્રેજોને શરણે થવું પડયું. પછી તો અંગ્રેજોએ ફ્રેંચોનાં બધાં થાણાં પણ જીતી લીધાં. નિઝામ સરકારે પણ ફ્રેંચોને છોડી અંગ્રેજોનો પક્ષ લીધો; અને આ પ્રમાણે ફ્રેંચ કપનીની જામેલી બધી સત્તા વેરણછેરણ થઇ ગઈ.

**રમણ**—લૅલી તો બધું ગુમાવી બેઠો!

**સામળ**—હા. એના વખતમાં જ ફ્રેંચ કંપનીની સત્તાનો નાશ થયો. એ બીચારો ફ્રાંસ ગયો, ત્યારે ત્યાંની સરકારે એને ફાંસીએ લટકાવ્યો હતો.

**દામોદર**—લૅલી હતો તો બહાદુર લડવૈયો; પણ એનામાં લાંબી અક્કલ નહોતી. બુસીને નિઝામના રાજ્યમાંથી ન બોલાવી લીધો હોત, તો ફ્રેંચ સત્તાનો આવો ધબડકો ન થાત.

**સામળ**—એમ જ કહોને, અંગ્રેજોનો સમય બળવાન હતો, બીજું કાંઈ નહિ.

**રમણ**—સામળકાકા, હવે ફ્રેંચોનું નામનિશાન હિંદુસ્તાનમાં રહ્યું નથી?

**સામળ**—નામનિશાન તો છે. ચંદ્રનગર, પૉંડિચરી, વગેરે પાંચ થાણાં આજે પણ એમનાં છે.

**વિનુ**—સામળકાકા, ક્લાઈવ વિલાયત ગયા પછી ફરીને હિંદમાં આવ્યો હતો કે નહિ?

સામળ—આવ્યો હતો; અને આવીને તો એણે ઘણાં-ઘણાં કામ કર્યાં હતાં; પણ એ બધી વાત આવતી કાલે. આજે એટલું યાદ રાખો કે ક્લાઇવ જબરો થઇ ગયો. હિંદમાં અંગ્રેજી રાજ્યનો પાયો નાખનારો એ ક્લાઇવજ હતો.

## વિસામો ૧૬મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો. ]

### : : સવાલો : :

૧. યુરોપી પ્રજાઓ હિંદમાં શા કારણે આવી ?

૨. તે વખતે હિંદના હુન્નરઉદ્યોગો કેવા હતા ?

૩. સૌથી પહેલાં કઇ યુરોપી પ્રજા હિંદમાં આવીને વસી ? એ પ્રજાની પડતી કેવી રીતે થઇ ?

૪. દુપ્લેએ કઇ નવી શોધ કરી.

૫. દક્ષિણ હિંદમાં ફ્રેંચોએ કેવી રીતે પોતાની સત્તા જમાવી ?

૬. કર્ણાટકમાં ફ્રેન્ચ સત્તાનો નાશ અને અંગ્રેજ સત્તાનો ઉદય કેવી રીતે થયો ?

૭. "આર્કટના વીર" વિષે શું જાણે છો ?

૮. ફ્રેન્ચોની પડતી કેવી રીતે થઇ ?

૯. લૅલી અને બુસી વિષે શું જાણો છો ?

૧૦. અંગ્રેજોએ દક્ષિણ હિંદમાં પોતાની સત્તા કેવી રીતે જમાવી ?

## મિજલસ ૧૭ મી

**રમણ**—અહો ! સામળકાકા, આ જ તો તમે વખતસર આવ્યા.

**વિનુ**—હજી હમણાં જ અમે અહીં આવીને બેઠાં.

**સામળ**—કનુભા ને કાસિમ હમણાંના કેમ દેખાતા નથી ? આજે પણ નથી આવવાના કે શું ?

**રમણ**—કનુભા ગયા છે મોસાળે; અને જાણતા નથી, કાસિમના બાપાની તો બદલી થઈ ને ?

**સામળ**—હા હા; યુસુફઅલી જમાદારની તો બદલી થઈ છે, એટલે કાસિમ તો હવે આપણી મિજલસમાંથી ગયો જ. વિનુ, તારી મંગુ કેમ નથી આવતી ?

**વિનુ**—મંગુનો નાનો ભાઈ માંદો છે; તેથી એ આવી શકતી નથી.

**સામળ**—એ મંગુડીને આપણી વાતોમાં બહુ રસ પણ નહિ પડતો હોય.

**વિનુ**—સામળકાકા, એને તો બહુ રસ પડતો હતો.

સવાર પડે, એટલે કોઈ વાર તો મને રાતની કેટલીક વાતો ફરી ફરીને પૂછતી.

**રમણ**—સામળકાકા, આપણે ફ્રેંચ સત્તાના નાશ સુધી આવી પહોંચ્યા છીએ.

**સામળ**—હા. તમે જોયું ને, ક્લાઇવે કેવી બહાદુરીથી કર્ણાટકમાંથી ફ્રેંચોને કાઢી અંગ્રેજોને સત્તાવાળા બનાવ્યા? કર્ણાટકનો નવાબ મહમદઅલી પણ પછીથી અંગ્રેજોનો જ માણસ થઈ ગયો હતો.

**રમણ**—હા. એ બધું અમે બરાબર સમજ્યા છીએ.

**સામળ**—ત્યારે હવે આપણે કર્ણાટકમાંથી બંગાળા જવું પડશે. બંગાળામાં પણ કલકત્તા પાસે અંગ્રેજોની વેપારી કોઠી હતી. એ કોઠી બંગાળાના નવાબે લૂંટી હતી.

**વિનુ**—શા માટે? એ નવાબનું નામ શું?

**સામળ**—નવાબનું નામ સિરાજુદ્દૌલા. એનો એક માણસ નાસીને કલકત્તામાં અંગ્રેજોને શરણે ગયો; નવાબે એને પાછો માગ્યો; પણ અંગ્રેજોએ નવાબનો હુકમ ન માન્યો, એટલે નવાબનો મિજાજ ગયો; અને એણે અંગ્રેજોની કોઠી લૂંટી.

**રમણ**—અંગ્રેજો સામા ન થયા?

**સામળ**—સામા થઈ શકે એટલી તાકાતવાળા ન હતા. અરે! એમાંના ઘણાખરા તો નવાબનું લશ્કર આવતું સાંભળીનેજ ડરીને નાસી ગયા; અને જે પાછળ રહ્યા હતા તે બધાને નવાબે કેદ કર્યા.

**વિનુ**—સામળકાકા, પેલો નાસીને કંપનીને શરણે ગયેલો નવાબનો માણસ પકડાયો હતો કે?

**સામળ**—હા. એનું નામ કિસનદાસ. પણ ઉદાર દિલના સિરાજુદ્દૌલાએ એ કિસનદાસને ને પકડાયલા અંગ્રેજોને માફી આપી દીધી હતી; અને વચન આપ્યું હતું, કે તમને કશી પણ ઇજા કરવામાં નહિ આવે. પણ પાછળથી કેટલાક અંગ્રેજ સિપાઈઓએ દારૂ પીને ધાંધલ કર્યું; તેથી નવાબે ચીડવાઈને એ બધાને એક અંધારી કોટડીમાં કેદ કરવાનો હુકમ કર્યો.

**વિનુ**—બીચારાને અંધારી કોટડીમાં પૂર્યા?

**સામળ**—કેદની કોટડીઓ તો અંધારી જ હોય; પણ ૧૪૬ જણને એકજ કોટડીમાં પૂરવામાં આવ્યા હતા, તેથી પરિણામ બહુ ખરાબ આવ્યું. સવાર પડતાં તો ૧૨૩ ગૂંગળાઇને મરી ગયા, અને ફક્ત ૨૩ જણજ અધમૂઆ જેવા બહાર આવ્યા.

**દામોદર**—સામળ, આ અંધારી કોટડીની વાત એક ગપગોળોજ છે, એમ કેટલાક કહે છે એ ખરું, કે ખોટું?

**સામળ**—ભગવાન જાણે. દરેક ઇતિહાસમાં આ બીના વિષે લખવામાં આવ્યું જ છે. છતાં કેટલાકે શંકા ઉઠાવી છે એ હું જાણું છું. કેદની કોટડીઓ તો તે વખતે બધે જ અંધારી હતી. પણ ૧૪૬ જણ એક નાની ૨૬૭ ચોરસ ફૂટ કોટડીમાં કેમ સમાયા હશે, એ શંકા ઉપજાવે એવી બીના છે ખરી.

**દામોદર**—શંકા ઉઠાવનારાઓ વધારામાં એમ પણ કહે છે, કે અંગ્રેજોને નવાબ સામે ઉશ્કેરવા માટે આ જાતનો ગપગોળો હૉલવેલ નામના અંગ્રેજે ગબડાવ્યો હતો.

**સામળ**—એ બનવા જોગ છે. એવું આજે પણ થાય છે. ગયા મહાયુદ્ધમાં આવા ગપગોળા બહુ ગબડાવવામાં આવતા.

**રમણ**—સામળકાકા, તમે આપણી વાત આગળ ચલાવો ને.

**સામળ**—પછી આ અંધારી કોટડીની વાત મદ્રાસમાં પહોંચી; અને મદ્રાસના અંગ્રેજો એકદમ ધૂંઆપૂંઆ થઈ ગયા.

**વિનુ**—પણ એમણે કર્યું શું ?

**સામળ**—તે વખતે ક્લાઈવ વિલાયતથી પાછો આવી ગયો હતો; એટલે ક્લાઈવને જ નાનું લશ્કર આપી બંગાળે મોકલ્યો. ક્લાઈવે બંગાળા આવી નવાબ સાથે વાટાઘાટ કરી, અને કલકત્તા પાછું મેળવ્યું.

**રમણ**—નવાબ ને અંગ્રેજો વચ્ચે સુલેહ થઈ ગઈ, એમ ને ?

**સામળ**—હા; પણ એ લાંબી ટકી નહિ; કારણ કે નવાબ ઉપર ક્લાઈવને મુદ્દલે વિશ્વાસ નહોતો. વળી તેજ વખતે ખુદ નવાબના જ માણસો નવાબની સામે એક મોટું કાવતરું રચી રહ્યા હતા.

**રમણ**—નવાબના જ માણસો નવાબ સામે કાવતરું કરતા હતા ?

**સામળ**—હા. નવાબનો સેનાપતિ મીરજાફર, જગતશેઠ નામનો એક કરોડપતિ વેપારી, અને અમીચંદ નામનો એક તવંગર સરાફ એ કાવતરામાં મુખ્ય હતા. પાછળથી ક્લાઈવ પણ એમાં ભળ્યો; અને કાવતરું પાકું થયું. પણ તે વખતે અમીચંદની દાનત બગડી. એણે કહ્યું, કે જો મને ૩૦ લાખ રૂપિયા આપવાનું વચન આપો, તોજ હું આ કાવતરામાં ભળું; નહિતર બધી વાત ફોડી નાખીશ. ક્લાઈવે અમીચંદને ૩૦ લાખ રૂપિયા આપવાનો ખોટો દસ્તાવેજ ઊભો કર્યો, ને એ રીતે એનું મન મનાવ્યું.

**રમણ**—કાવતરું રચીને એ લોકોએ કર્યું શું ?

**સામળ**—સિરાજુદ્દૌલાને મારીને મીરજાફરને નવાબ બનાવ્યો.

**વિનુ**—બસ એકદમ મારીજ નાખ્યો ?

**સામળ**—ના; એ કામ કાંઈ એકદમ નહોતું થયું. પ્રથમ ક્લાઈવે નવાબ સામે લડાઈ જાહેર કરી; બન્ને લશ્કરો સામસામાં ઊભાં રહ્યાં; નામની લડાઈ થઈ; અને નવાબ સિરાજુદ્દૌલાને નાસી જવું પડ્યું. પાછળથી એને પકડીને મારી નાખવામાં આવ્યો હતો.

**દામોદર**—સામળ, મીરજાફરે સિરાજને બહુ દગો દીધો હતો. એના જેવો બેવફા માણસ ઈતિહાસમાં ભાગ્યે જ મળશે.

**સામળ**—મીરજાફર, અમીચંદ, અને જગતશેઠ જેવા નીમકહરામ માણસો પ્રભુ હિન્દુસ્તાનમાં ન જન્માવે ! છોકરાંઓ, આવતી કાલે હું તમારે વાંચવા માટે એક નાનકડી ચોપડી લાવીશ. એ વાંચશો, એટલે મીરજાફરના કાવતરાની અને અંગ્રેજોની નવાબ સાથેની લડાઈની બધી સાચી વાત તમે જાણશો.

**વિનુ**—એ લડાઈ ક્યાં થઈ હતી ?

**સામળ**—પ્લાસીના મેદાન ઉપર. આ પ્લાસીની લડાઈ બહુ અગત્યની છે; કારણકે આ લડાઈ પછી અંગ્રેજોને બંગાળામાં ઘીકેળાં થયાં. મીરજાફર નવાબ બન્યો, એટલે એણે અંગ્રેજ કંપનીને લાખો રૂપિયા આપીને નવાજી; ૨૪ પરગણાંની જમીનદારી આપી; અને કંપનીના માલ ઉપર લેવાતું દાણુ માફ કર્યું.

**રમણુ**—ક્લાઇવને ને પેલા સરાફ અમીચંદને શું મળ્યું?

**સામળ**—ક્લાઇવ તો ન્યાલ થઈ ગયો; પણ અમીચંદને રાતો દોકડો પણ ન મળ્યો.

**રમણ**—પણ મીરજાફરની નવાબીથી બંગાળાના લોકોને લાભ થયો હતો?

**સામળ**—મીરજાફર ઘરડો ને ગંજેરી હતો. એનામાં લોકોને સુખ આપવા જેટલી આવડત નહોતી; પણ અંગ્રેજોને એના વખતમાં ઠીક ફાવ્યું.

**વિનુ**—ક્લાઇવ જબરો નીકળ્યો!

**સામળ**—મેં તમને નથી કહ્યું, કે ક્લાઈવેજ હિન્દમાં અંગ્રેજ સત્તાનો પાયો નાખ્યો છે? એ ક્લાઈવ મીરજાફરને ગાદીએ બેસાડ્યા પછી પાછો વિલાયત ચાલ્યો ગયો હતો.

**રમણ**—એના ગયા પછી બંગાળામાં શી નવાજૂની બની હતી?

**સામળ**—ઘણી. બંગાળામાં વેપાર કરતી અંગ્રેજ કંપની લાંચ લેતી થઈ ગઈ હતી; તેથી એણે મીરજાફરને ગાદીએથી ઉઠાડી મૂકી તેના જમાઈ મીરકાસિમને નવાબ બનાવ્યો.

**રમણ**—એ ફેરફાર કરવાનું કાંઈ કારણ?

**સામળ**—કારણ એટલુંજ, કે નવો નવાબ કંપનીને ને કંપનીના માણસોને સારી પેઠે પૈસા આપે.

**રમણ**—મીરકાસિમે તે પ્રમાણે કર્યું હતું?

**સામળ**—હા. ન કરે તો જાય ક્યાં? મીરકાસિમે કંપનીને નવાં ત્રણ પરગણાં લખી આપ્યાં; અને કંપનીના અમલદારોને પણ પૈસા આપી ધરવ્યા.

**રમણ**—બંગાળાના એ બંને નવાબો નામના જ નવાબો હતા કે શું?

**સામળ**—મીરજાફર તો નામનોજ હતો; પણ આ મીરકાસિમ જરા ઊંચી ખોપરીનો નીકળ્યો. પહેલાં તો એણે

કંપનીને પૈસો આપી રીઝવી; પણ પાછળથી એણે એવું વર્તન રાખ્યું, કે કંપની એની સામે દાંત કચકચાવવા લાગી.

**રમણ**—એવું એણે શું કર્યું હતું ?

**સામળ**—પ્રથમ તો એણે બંગાળાની ઊપજનો બંદોબસ્ત કરવા માંડયો; પછી એણે પોતાના લશ્કરને યુરોપિયન ઢબે કેળવણી આપવાનું શરૂ કર્યું; વળી એ કંપનીની સરહદથી દૂર મુંઘીરમાં પોતાની રાજધાની લઈ ગયો. પણ ખાસ તો એણે એ કર્યું, કે વેપાર ઉપરની તમામ જકાત જ એણે કાઢી નાખી.

**રમણ**—પણ એમ કરવામાં તો એને જ ખોટ જાય.

**સામળ**—હા, જાય; પણ એમ કર્યા વિના છૂટકો ન હતો; કારણ કે કંપનીના માણસો પાઈની પણ જકાત આપ્યા વિના બંગાળામાં વેપારરોજગાર કરતા; આથી બંગાળાના દેશી વેપારીઓ કચવાતા; કેટલાક દાણચોરી કરતા. આ મુશ્કેલી મીરકાસિમે જાણી, અને એણે કંપનીને દાણ ભરી વેપાર કરવાનું કહ્યું; પણ કંપની એનું કહ્યું શેનું માને ? મોસાળે જમણવાર, ને મા પીરસનારી હોય, ત્યારે કોઈ લૂખું ખાય કે ? આખરે નવાબે દાઝે બળી જકાત માત્ર કાઢી નાખી; પણ નવાબનું આ પગલું ય કંપનીને ગમ્યું નહિ.

**રમણ**—કેમ નહિ ગમ્યું હોય ?

**સામળ**—દેશી વેપારીઓને દાણ ન આપવું પડે, તો તેઓ પોતાનો માલ કંપની કરતાં સસ્તે ભાવે વેચી શકે; અને પરિણામે કંપનીના વેપારમાં ખોટ આવે તેથી.

**રમણ**—હાં; સમજાયું. પછી એ બધી ચાલબાજીનું પરિણામ શું આવ્યું ?

**સામળ**—પરિણામ લડાઈમાં આવ્યું. મીરકાસિમ બીચારો

હાર્યો, ને અયોધ્યા તરફ નાસી ગયો.

**રમણ**—બીજા કોઈ એની મદદમાં નહોતા ?

**સામળ**—અયોધ્યાના નવાબે ને મુગલ પાદશાહ શાહ-આલમે મીરકાસિમનો પક્ષ લઈ ફરી લડાઈ જાહેર કરી; પણ તે ત્રણેને અંગ્રેજ લશ્કરે બક્સર મુકામે હરાવ્યા ?

**વિનુ**—અંગ્રેજોએ ત્રણેને હરાવ્યા ?

**સામળ**—હા. એ હાર પછી મીરકાસિમ નાસી ગયો; અને શાહઆલમે ને અયોધ્યાના નવાબે અંગ્રેજો સાથે સુલેહ કરી.

**રમણ**—ક્લાઈવના વિલાયત ગયા પછી બંગાળામાં ખૂબ ગોટાળો વધી ગયો, ખરું ?

**સામળ**—હા; અને એ બધો ગોટાળો ઉકેલવા માટે ત્રીજી વખત ક્લાઈવ બંગાળાના ગવર્નર તરીકે વિલાયતથી હિંદમાં આવ્યો. આવીને પ્રથમ તો એણે કંપનીના નોકરોને સુધાર્યા. કોઈને ખાનગી વેપાર કરવાની કે ખાનગી લાંચ લેવાની સખત બંધી કરી; લશ્કરી અમલદારોને ઘેર બેઠાં પણ જે બેવડું ભથ્થું મળતું હતું તે એણે બંધ કર્યું; અને પગારમાં ઘટતો વધારો કરી આપ્યો. આ બધા ફેરફારથી કંપનીના માણસો ઊંચાનીચા તો બહુએ થયા; પણ ક્લાઈવના કડક મિજાજ પાસે સૌને નમવું પડયું હતું.

**રમણ**—સામળકાકા, બક્સર મુકામે હાર્યા પછી શાહ-આલમે કઈ જાતની સુલેહ કરી હતી ?

**સામળ**—એ સુલેહ કલાઈવે કંપનીને લાભ થાય તેવી રીતે કરી હતી. એ સુલેહથી શાહઆલમે કંપનીને બંગાળા, બિહાર, અને ઓરિસ્સાની દીવાની લખી આપી.

**રમણ**—સામળકાકા, દીવાની એટલે શું ?



શાહઆલમ કંપનીને દીવાની આપે છે.

**સામળ**—દીવાની એટલે જમીનનું મહેસૂલ ઉઘરાવવાનો અને પૈસાની લેવડદેવડ સંબંધની તકરારો ચૂકવવાનો અધિકાર. કંપનીને દીવાની મળી એના બદલામાં કંપનીએ શાહઆલમને દર વર્ષે રૂા. ૨૬ લાખ આપવાનું કબૂલ્યું હતું.

**વિનુ**—કંપનીને તો ઘણા મુલક ઉપર સત્તા મળી !

**રમણ**—સામળકાકા, પેલા અયોધ્યાના નવાબનું શું થયું?

**સામળ**—બક્સર મુકામે હાર્યો હતો તે ને ? એની પાસેથી ૫૦ લાખ રૂપિયા દંડના લીધા; અને અલાહાબાદ ને કોરાના બે પ્રાંતો એની પાસેથી પડાવી લઈને શાહઆલમને આપ્યા. શાહઆલમે એ બે પ્રાંતોના બદલામાં કર્ણાટકની દીવાની પણ કંપનીને લખી આપી.

**રમણ**—બંગાળા, બિહાર, ઓરિસ્સા, અને કર્ણાટક, આ ચાર પ્રાંત ઉપર કંપનીને એક જ ઝપાટે દીવાની આવી !

**સામળ**—અંગ્રેજ કંપનીનો સિતારો ચડિયાતો હતો.

**રમણુ**—હેં સામળકાકા, કંપનીને દીવાની મળી, તે વખતે અંગ્રેજો આપણી ભાષા સારી પેઠે જાણતા હતા ? એ જાણ્યા વિના મહેસૂલ ઉઘરાવવું કેમ ફાવે ?

**સામળ**—તે વખતના અંગ્રેજો ભાંગીતૂટી ભાષા તો જાણતા હતા; પણ એવડા મોટા પ્રાંતો ઉપર બધે અંગ્રેજ અધિકારીઓ નીમવા ક્યાંથી ? દેશીઓની મદદથી જ એમણે દીવાની અધિકાર બજાવ્યો હતો. દેશીઓ મહેસૂલ ઉઘરાવતા; અને ઠરાવેલો હિસ્સો દર સાલ કંપનીને ભરતા.

**રમણુ**—ત્યારે એમ કહોને, કે એ બધા પ્રાંતોમાં બેવડી સત્તા ચાલતી. એક દેશીઓની, ને બીજી કંપનીની.

**સામળ**—હા. એ બેવડી સત્તાને ક્લાઇવે દાખલ કરી હતી; અને એને ક્લાઈવની "દ્વિરાજ્યક પદ્ધતિ" કહેવામાં આવે છે. આ પદ્ધતિ બિલકુલ સારી નહોતી.

**રમણુ**—સારી કેમ નહોતી ?

**સામળ**—બે ઘરનો પરોણો ભૂખ્યો રહે, તેમ આ બેવડા અમલમાં પ્રજા દુ:ખી થતી. દેશીઓ એટલે કે નવાબ ને નવાબના અમલદારો પ્રજાને પીડીને પણ લેવાય એટલું મહેસૂલ લેતા; અને પછી કંપનીને ઠરાવેલો હિસ્સો આપી દેતા. કંપની શું કામ જુએ, કે પ્રજાને સુખ છે કે દુ:ખ ? એ તો 'વર મરો કે કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો' એ ન્યાયે પોતાનો હિસ્સો મેળવી ચૂપ બેસી રહેતી.

**રમણુ**—આ દ્વિરાજ્યક પદ્ધતિ તો બહુ ખરાબ.

**સામળ**—હા; ક્લાઈવના ગયા પછી એ પદ્ધતિ રદ કરવામાં આવી હતી.

**રમણ**—ક્લાઇવ ભારે જબરો !

**સામળ**—ક્લાઈવ જેવો ખટપટી ને હોશિયાર કોઈ થયો નથી. એણે પોતાનું પણ સાજું કર્યું હતું, ને કંપનીને પણ તર કરી દીધી હતી. એ જ્યારે છેલ્લી વખત વિલાયત ગયો, ત્યારે કેટલાકે એના અવગુણ પણ ગાયા હતા; અને કેટલાકે એનાં વખાણ કરી એને સાતમે આસમાને ચડાવ્યો હતો; પણ ખરી રીતે ક્લાઈવમાં ખટપટ અને લાગ જોઈને કામ કાઢી લેવાના ગુણો સિવાય બીજું વધારે કશું નહોતું.

**રમણ**—એ મોટો લડવૈયો ને સરદાર નહિ કે ?

**સામળ**—લડવૈયાની હિંમત એનામાં પૂરતી હતી; પણ સરદાર તરીકે એ કોઈ જગાએ ઝળકયો નથી.

**રમણ**—પણ અંગ્રેજી સત્તાનો પાયો નાખનાર તરીકે તો એનું નામ અમર થઈ ગયું છે ને?

**સામળ**—હા; પણ એ બીચારાને અંતે જીવનથી કંટાળી આપઘાત કરીને મરવું પડયું.

**રમણ**—સામળકાકા, ક્લાઈવ પછી બંગાળામાં કોણ ગવર્નર હતો ?

**સામળ**—એના પછી વૉરન હેસ્ટિંગ્સ નામનો માણસ બંગાળાનો ગવર્નર બન્યો હતો. એ માણસે અગાઉ ૨૦ વર્ષ સુધી કંપનીની નોકરી કરી હતી, એટલે હિન્દની ને કંપનીની રીતભાતથી વાકેફ હતો.

**વિનુ**—એનું નામ વૉરન હેસ્ટિંગ્સ ?

**સામળ**—હા. એણે ગવર્નર બનીને પ્રથમ તો ક્લાઇવની બેહદી દ્વિરાજ્યક પદ્ધતિનો નાશ કર્યો. એણે પ્રાંતોના જિલ્લા પાડી દઈ, દર જિલ્લે મહેસૂલ ઉઘરાવનારા પોતાના અંગ્રેજી



વૉરન હેસ્ટિંગ્સ

માણુસો નીમ્યા; અને દેશીઓના હાથમાંથી એ વહીવટ લઈ લીધો. મહેસૂલ ઉઘરાવનારા એ અંગ્રેજી અમલદારો કલેક્ટર કહેવાતા, અને હજી પણ કહેવાય છે. ઉપરાંત એણે જિલ્લાવાર ન્યાયની અદાલતો સ્થાપી; અને કલકત્તામાં એક સૌથી મોટી અદાલત સ્થાપી, જેમાં નીચલી અદાલતોના નિર્ણયો પણ ખોટા હોય તો ફેરવી શકાય.

**રમણ**—આ હેસ્ટિંગ્સે સારા સુધારા કર્યા.

**સાંભળ**—હા. એણે કંપનીના લાંચિયા નોકરોને આણુ સુધાર્યા. વળી ખર્ચ કમી કરવાને કારણે મુગલ બાદશાહને

આપવામાં આવતી રૂા. ૨૬ લાખની રકમ પણ બંધ કરી.

**રમણ**—સુલેહની શરત પ્રમાણે એ બંધ કેમ જ થઈ શકે ?

**સામળ**—તે વખતે મુગલ પાદશાહ મરાઠાઓના હાથ નીચે હતો; તેથી એ બહાને એ રકમ આપવી બંધ કરી.

**રમણ**—બહાનું તો બરાબર; પણ એમાં બીચારા પાદશાહનો શો વાંક ?

**સામળ**—વાંક કોણ જોવા બેસે ? ગમે તેમ કરી ખર્ચ કમી કરવું હતું; તેથી જે બહાનું હતું તે આગળ કર્યું. આ પગલું ભરવામાં તો બહાનુંય હતું; પણ રોહિલાની સત્તાનો નાશ કરવામાં તો કશું બહાનું નહોતું.

**રમણ**—હેસ્ટિંગ્સે રોહિલાની સત્તાનો નાશ કર્યો હતો ? વગર કારણે ?

**સામળ**—હા. તકરાર હતી રોહિલા અને અયોધ્યાના નવાબ વચ્ચે. પણ એ તકરારમાં હેસ્ટિંગ્સ વચમાં પડયો; અને અયોધ્યાના નવાબને સહાય આપી રોહિલાનો વગર વાંકે એણે ઘાણ કાઢયો.

**વિનુ**—એમાં હેસ્ટિંગ્સને શો લાભ થયો ?

**સામળ**—એ સહાય કરીને અયોધ્યાના નવાબ પાસેથી હેસ્ટિંગ્સે કંપની માટે રૂા. ૪૦ લાખ પડાવ્યા.

**રમણ**—પણ એમાં હેસ્ટિંગ્સની આબરૂ ન કહેવાય.

**સામળ**—ન જ કહેવાય તો. ઈંગ્લંડમાં પણ કેટલાક લોકો બબડી ઊઠ્યા, કે હેસ્ટિંગ્સ આ શું કરે છે.

**રમણ**—એ લોકો બબડીને બેસી રહ્યા, કે કાંઈ કર્યું ?

**સામળ**—બબડીને બેસી રહે એ બીજા. એમણે તો

કોલાહલ મચાવી મૂક્યો; અને ઇંગ્લંડની પાર્લમેન્ટને કહ્યું, કે તમે હિંદમાં વેપાર કરતી અંગ્રેજ કંપનીના વહીવટની દેખરેખ રાખો. વેપારી કંપની વેપાર છોડીને રાજખટપટમાં પડે એ શું ?

**રમણ**—પછી શું બન્યું ?

**સામળ**—પછી ઇંગ્લંડની પાર્લમેન્ટે એક ધારો પસાર કર્યો; એનું નામ રેગ્યુલેટિંગ ઍક્ટ. એમાં એવું નક્કી કર્યું, કે બંગાળાનો ગવર્નર, ગવર્નર જનરલ કહેવાય; અને મદ્રાસ ને મુંબઈના ગવર્નરો એના હાથ નીચે રહી કામ કરે; એટલે કે સુલેહ કે લડાઈ કરવી હોય, તો બંગાળાના ગવર્નર જનરલને પૂછ્યા વિના કાંઈ બની ન શકે. ગવર્નર જનરલની નીચે બીજા સહાય કરનારા ચાર કૌંસિલરો નીમવા, અને બધો કારભાર બહુમતિથી ચલાવવો. વળી પોતાનો તમામ પત્રવ્યવહાર કંપનીએ ઇંગ્લંડમાં મોકલવો. કલકત્તામાં એક સૌથી મોટી અદાલત નીમવામાં આવી. એ ઉપરાંત કંપનીને હિંદમાં કોઈની પાસેથી બક્ષિસો લેવાની સખત મનાઈ કરવામાં આવી.

**રમણ**—આવો ધારો પસાર કરવાનું કાંઈ કારણ ?

**સામળ**—કંપનીનો નિરંકુશ વહીવટ અંકુશમાં લાવવા માટે.

**રમણ**—ત્યારે આ ધારાની રૂએ હેસ્ટિંગ્સ હવે ગવર્નર જનરલ બન્યો, કેમ ?

**સામળ**—હા. પછી એ અને એની સભાના ચાર કૌંસિલરો અથવા સભ્યો બધો વહીવટ કરતા; અને એમની વચ્ચે ઘણી વાર ગરમાગરમ ચર્ચા ઊભી થતી.

**રમણ**—હેસ્ટિંગ્સને એની સભાના સભ્યો સાથે નહોતું બનતું ?

**સામળ**—જરા એવું જ હતું. તે વખતે એક કિસ્સો એવો બન્યો, કે બંગાળાના એક મોટા જાગીરદાર રાજા નંદકુમારે હેસ્ટિંગ્સના દુશ્મનોની સલાહથી હેસ્ટિંગ્સ ઉપર લાંચ લીધાનો આરોપ મૂકયો. હેસ્ટિંગ્સે એની સામે કાવતરાનો આરોપ મૂકી એને મોટી અદાલતમાં ઘસડયો. તે જ વખતે નંદકુમાર ઉપર બનાવટી દસ્તાવેજો ઉપર સહી કરવાનો નવો આરોપ પણ મૂકવામાં આવ્યો. રાજા નંદકુમાર અદાલતમાં હારી ગયો, અને એને ફાંસીની સજા થઈ.

**રમણ**—એકદમ ફાંસીની જ સજા ઠોકી બેસાડી?

**સામળ**—હા. અંગ્રેજી કાયદા પ્રમાણે કામ ચલાવી ખોટી સહી કરવા માટે નંદકુમારને ફાંસીની સજા કરી. એ આખો મુકર્દમો ગોટાળાભરેલો જ હતો.

**રમણ**—હેસ્ટિંગ્સે એમ કરીને વેર વાળ્યું હશે.

**સામળ**—હા. એ બીચારો ખૂબ મૂંઝાયો હતો.

**વિનુ**—એને વળી મૂંઝાવાનું શું કારણ?

**સામળ**—એની સભાના સભ્યો આડા થઈને એને મૂંઝવતા હતા; અને વળી તે વખતે હિંદની સ્થિતિ પણ એને મૂંઝવે એવી હતી.

**રમણ**—એવી કેવી સ્થિતિ હતી?

**સામળ**—એના વખતમાં કંપનીને બે બળવાન સત્તા સાથે એકી સાથે મોરચા માંડવા પડ્યા હતા. તે વખતે મરાઠાઓ બળવાન હતા; અને મૈસુરનો હૈદરઅલી પણ જોરમાં હતો.

**રમણ**—મરાઠાઓ બળવાન હતા એ તો જાણે સમજ્યા; પણ આ હૈદર કોણ? એની સત્તા કયાંથી જોરમાં આવી?

**સામળ**—હૈદરની હકીકત જાણવા જેવી છે. મૈસુરના



હૈદર

રાજ્યમાં એ એક સાધારણ સિપાઈ હતો. એમાંથી વધી ફોજદાર થયો; અને એમાંથી વધતાં વધતાં એટલો બળવાન થઈ પડયો, કે આખરે મૈસુરના હિન્દુ રાજાને ઉઠાડી મૂકી પોતે ધણી થઈ પડયો. એનામાં લડાયક ગુણો ઘણા હતા. એ સરદાર થવા જ જન્મ્યો હતો. લડાઈ લડવાની બધી કળા એને આવડતી હતી.

**રમણ**—તેમાંજ એની સત્તા વધી ગઈ હશે.

**સામળ**—હા. આખા મૈસુર ઉપર હૈદર એકલો ધણી હતો. એની એ વધતી જતી સત્તાથી મરાઠાઓ અને નિઝામ પણ અકળાયા હતા; અને એ બંનેએ હૈદર સામે ચડાઈ કરી હતી; પણ હૈદર મહાચતુર હતો. એણે મરાઠાઓને પૈસા આપી પાછા કાઢ્યા, ને નિઝામને મિત્ર બનાવી હેઠો બેસાડયો.

**રમણ**—અંગ્રેજ કંપનીને પણ હૈદરની વધતી જતી સત્તા ગમી તો નહિ જ હોય.

**સામળ**—ના, નહિ ગમેલી; હૈદરની સત્તા તોડવા માટે અંગ્રેજ કંપની નિઝામને ઉશ્કેરતી; પણ નિઝામને મિત્ર બનાવ્યા પછી હૈદરે અંગ્રેજ કંપનીને પોતાનો ચમત્કાર બતાવ્યો હતો. ઠેઠ મદ્રાસ સુધી પહોંચી જઈ હૈદરે કંપનીને મૂંઝવી નાખી હતી; અને મદ્રાસ મુકામે કંપની સાથે પોતાની મનધારી સુલેહ કરી પાછો વળ્યો હતો. આ પહેલો મૈસુર વિગ્રહ લેખાય છે.

**રમણુ**—હેસ્ટિંગ્સના વખતમાં જ આ પહેલો મૈસુર વિગ્રહ થયો હતો ને?

**સામળ**—ના; હેસ્ટિંગ્સ ગવર્નર બન્યો તે પહેલાં ત્રણ વર્ષે એ બનાવ બની ગયો હતો. પરંતુ હેસ્ટિંગ્સના વખતમાં પણ અંગ્રેજ કંપનીને હૈદર સામે મોરચા માંડવા પડ્યા હતા.

**રમણુ**—એ ક્યારે?

**સામળ**—હૈદર ઉપર મરાઠાઓ બીજી વાર હલ્લો કરી ચડી આવ્યા, તે વખતે હૈદરે અંગ્રેજોની મદદ માગી—(પહેલા મૈસુર વિગ્રહને અંતે અંગ્રેજો કબૂલ થયા હતા, કે અમે તમને ભીડ પડયે મદદ કરવા તૈયાર રહીશું)—પણ અંગ્રેજોએ એ વાત કાને જ ન ધરી. પરિણામે હૈદરે મરાઠાઓને પૈસા આપી રીઝવ્યા ને પાછા કાઢ્યા; પણ તે દિવસથી હૈદર અંગ્રેજો ઉપર ચીડાઈ ગયો હતો. મરાઠાઓના ઉપદ્રવમાંથી છૂટીને તરત જ હૈદર અને એના દીકરા ટિપુ બન્નેએ અંગ્રેજ મુલક ઉપર ચડાઈ કરી.

**વિનુ**—બાપદીકરા બંનેએ ચડાઈ કરી?

**સામળ**—હા. વળી આ મૈસુર વિગ્રહ ચાલી રહ્યો હતો, તે જ વખતે હેસ્ટિંગ્સ મરાઠાઓ સામે પણ લડી રહ્યો હતો.

**રમણુ**—પણ મરાઠાઓ સાથે લડવાનું કાંઈ કારણુ?

**સામળ**—આ વાતનો ઇસારો આપણે આગળ કરી ગયા છીએ. નારાયણુરાવ પેશ્વાનું ખૂન થયું; અને રાઘોબાએ પેશ્વાઈ ધારણુ કરી; પણ પાછળથી નારાયણુરાવની વિધવા સ્ત્રી ગંગાબાઇએ પુત્રને જન્મ આપ્યો.

**રમણુ**—હા; એ સવાઈ માધવરાવનો પક્ષ કરી નાના ફડનવીસે રાઘોબાની પેશ્વાઈને રદ થયેલી જાહેર કરી. પછી

રાઘોબા નાસીને સૂરત ગયો; અને ત્યાં એણે મુંબઈના અંગ્રેજોની મદદથી પેશ્વાઈ પાછી મેળવવા સુલેહ કરી.

**સામળ**—પણ મુંબઈના ગવર્નરે રાઘોબા સાથે જે સુલેહ કરી હતી તે હેસ્ટિંગ્સને પૂછ્યા વિના કરી હતી; તેથી હેસ્ટિંગ્સે એ સૂરતની સુલેહ રદ કરી; અને નાના ફડનવીસ સાથે જુદી સુલેહ કરી સવાઈ માધવરાવનો પક્ષ લીધો.

**રમણ**—સામળકાકા, રેગ્યુલેટિંગ ઍક્ટ પ્રમાણે મુંબઈનો ગવર્નર બંગાળાના ગવર્નરને પૂછ્યા વિના સુલેહ કે લડાઈ ન કરી શકે ને ?

**સામળ**—ના; અને તેથી જ સૂરતની સુલેહ હેસ્ટિંગ્સે રદ કરી નાના સાથે નવી સુલેહ કરી હતી; પણ બન્યું એવું, કે ઇંગ્લંડની સરકારે નાના સાથે કરેલી હેસ્ટિંગ્સની સુલેહ નાકબૂલ કરી; અને સૂરત મુકામે રાઘોબા સાથે કરેલી સુલેહ માન્ય રાખી; અને તેથી તરત જ મુંબઈ સરકારે રાઘોબાનો પક્ષ લઈ નાના સાથે લડાઈ જાહેર કરી. પછી તો હેસ્ટિંગ્સને પણ એ લડાઈમાં પૂરતી મદદ કરવી પડી હતી.

**રમણ**—એક સાથે બે ઘોડે ચડનારો હેસ્ટિંગ્સ પણ જબરો ખરો.

**સામળ**—હા; બે જગાએ પહોંચી વળવું એ કામ જરૂર અઘરું છે; છતાં હેસ્ટિંગ્સ પોતાનું બનતું બધું કરી સહીસલામત પાર ઊતરી ગયો હતો.

**રમણ**—બન્ને સાથે જીત્યો હતો ?

**સામળ**—જીત્યોય નહોતો, ને હાર્યોય નહોતો. પ્રથમ મરાઠાઓ સાથે સાલબાઈ મુકામે સુલેહ કરી કજિયો પતાવ્યો; ને પછી હૈદરના દીકરા ટીપુ સાથે–સાલબાઈની સુલેહ પછી

તરત જ હૈદરનું મરણ થયું હતું–મેંગલોર મુકામે સુલેહ કરી એની સાથેનો કજિયો પણ પતાવ્યો.

**રમણ**—સામળકાકા, એ સુલેહથી કોઈને કાંઈ આપવુંલેવું નહિ પડેલું ?

**સામળ**—સાલબાઈની સુલેહથી રાઘોબાનો પેશ્વાઈ ઉપરનો હક્ક નાકબૂલ થયો; પણ પેશ્વાએ તેને દર માસે રૂા. ૨૫૦૦૦ આપવા એવું ઠરાવ્યું. અને ટિપુ સાથેની મેંગલોરની સુલેહથી એકબીજાનો જીતેલો મુલક પાછો આપવો એમ ઠર્યું હતું.

**રમણ**—એ ઠીક. ખુવાર થયા એટલું નફામાં !

**સામળ**—એ બેવડી લડાઈ લડવામાં હેસ્ટિંગ્સે કંપનીને ખુવારખુવાર કરી નાખી હતી. વેપારરોજગાર ઉપર તાળાં દેવાયાં હતાં; અને લશ્કરી ખરચનો સુમાર નહોતો રહ્યો.

**રમણ**—પણ એટલા બધા પૈસા એણે કાઢ્યા કયાંથી?

**સામળ**—કાળાંધોળાં કરીને જ તો. કાશીના રાજા ચૈતસિંહને એણે પૈસા માટે ખૂબ હેરાન કર્યો. એનું રાજ્ય લઈ લીધું, અને એના ભાણેજને રૂા. ૪૦ લાખની ખંડણી આપવાની શરતે કાશીની ગાદી આપવામાં આવી હતી. વળી અયોધ્યાના નવાબની સાવકી મા ને દાદી પાસેથી પણ એણે ૭૬ લાખનો ખજાનો રડાવી કકળાવીને પડાવી લીધો હતો.

**વિનુ**—અરરર ! બીચારાં બૈરાંઓને રડાવી પૈસા પડાવ્યા ?

**સામળ**—હા; પણ ઇંગ્લંડની પાર્લમેન્ટે એ કાર્યો માટે હેસ્ટિંગ્સની ધૂળ કાઢી નાખી હતી. એનો કારભાર પૂરો થયા પછી એ જ્યારે વિલાયત ગયો, ત્યારે પાર્લમેન્ટે એના વાંકો ગાઇને એને પીંખી નાખ્યો હતો. સાત વર્ષ સુધી તો એનો કેસ ચાલ્યો. એ કેસમાં હેસ્ટિંગ્સ ખુવાર મળી ગયો. પોતાનો

બચાવ કરવા માટે એણે પાણીની જેમ પૈસો વેર્યો હતો.

**વિનુ**—આખરે એને કેદમાં જવું પડયું હતું ?

**સામળ**—ના. છેવટે તો એ નિર્દોષ થઈ છૂટી ગયો હતો; પણ કોડી વિનાનો થઈ ગયો હતો. પાછળથી કંપનીએ એને ૪૦૦૦ પૌંડનું વર્ષાસન બાંધી આપ્યું હતું.

**રમણ**—એના પછી કોણ ગવર્નર જનરલ થયો ?

**સામળ**—એના પછી કૉર્નવૉલિસ નામનો એક લૉર્ડ (ઉમરાવ) ગવર્નર જનરલ થયો હતો. વિલાયતથી એ પહેલી જ વાર હિંદમાં આવ્યો હતો; પણ એના આવતાં પહેલાં કંપનીના વહીવટમાં કેટલાક નવા સુધારાવધારા થયા હતા.

**રમણ**—શા માટે ?

**સામળ**—કંપનીના વહીવટમાં રેગ્યુલેટિંગ ઍક્ટથી કેટલોક ગોટાળો ઊભો થયો હતો; એ બધો ગોટાળો દૂર થાય એવો રસ્તો લેવો પડયો હતો.

**રમણ**—એ રસ્તો કેવી રીતે લીધો ?

**સામળ**—તે વખતે ઇંગ્લંડમાં વિલિયમ પિટ્ટ નામનો વડો પ્રધાન હતો. એણે એક નવો ધારો પાર્લામેન્ટમાં પસાર કરાવ્યો. એ ધારાનું નામ પિટ્ટનું બીલ.

**રમણ**—એમાં શું આવતું હતું ?

**સામળ**—કંપનીના વહીવટમાં સુધારો થાય એવા કાનૂનો એમાં દાખલ કરવામાં આવ્યા હતા. એ બધા કાનૂનો આ પ્રમાણે હતા: ઇંગ્લંડની પ્રધાનમંડળીમાંથી છ જણાની એક અંકુશસમિતિ (બૉર્ડ ઑફ કંટ્રોલ) નીમવામાં આવી. આ સમિતિ કંપનીના બધા રાજ્યપ્રકરણી વિષયોમાં દેખરેખ રાખે. કંપની ફક્ત વેપારરોજગાર પોતાની મુનસફીથી ચલાવે; પણ

લડાઈ, સુલેહ, વગેરે કરવામાં એ અંકુશસમિતિને પૂછયા વિના કંપનીથી કાંઈ થઈ શકે નહિ; અને ગવર્નર જનરલની કૌન્સિલમાં ચારને બદલે ત્રણ સભ્યો રાખવાનું ઠર્યું હતું.

**રમણ**—આ કાયદાથી ઘણો ફેરફાર થઈ ગયો.

**સામળ**—હા. આથી કંપનીનો રાજ્યવહીવટ ઈંગ્લંડની સીધી દેખરેખ નીચે આવી ગયો. કંપની ઈંગ્લંડની પાર્લમેન્ટની તાબેદાર જેવી જ થઈ ગઈ. હું પણ હવે નિદ્રાદેવીને તાબે થવા જાઉં છું.

## વિસામો ૧૭ મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો.]

### : : સવાલો : :

૧. સિરાજુદ્દૌલાએ શા માટે કલકત્તા ઉપર ચડાઈ કરી ?
૨. અંધારી કોટડી વિષે તમે શું જાણો છો ?
૩. સિરાજ સામે રચવામાં આવેલા કાવતરામાં કોણ કોણ સામેલ થયા હતા? એ કાવતરાનું પરિણામ શું આવ્યું ?
૪. પ્લાસીના યુદ્ધેજ અંગ્રેજી રાજ્યનો પાયો હિંદુસ્તાનમાં નાખ્યો–આ હકીકત પુરવાર કરો.
૫. મીરજાફર અને મીરકાસિમ વિષે જે જાણતા હો તે કહો.
૬. બકસરના યુદ્ધનું કારણ અને પરિણામ કહો.
૭. ક્લાઈવની દ્વિરાજ્યક પદ્ધતિ અને રેગ્યુલેટિંગ ઍક્ટ વિષે શું જાણો છો ?
૮. હેસ્ટિંગ્સ કઇ કઈ લડાઈઓ લડયો હતો ?
૯. મૈસુરી બન્ને વિગ્રહો વિષે જે જાણતા હો તે કહો.
૧૦. હેસ્ટિંગ્સના કારભાર વિષે અને એના સુધારા વિષે તમે શું જાણો છો?

# મિજલસ ૧૮ મી

**સામળ**—વિનુ, આજ હું કેવો સૌની પહેલાં આવ્યો!

**વિનુ**—મને પણ નવાઈ લાગે છે; પણ કાંઈક કારણું હશે. હાં! યાદ આવ્યું. આજે તો અગિયારસ છે, એટલે તમારે જમવા કરવાનું નહિ, તેથી વહેલાં આવ્યા, કેમ? મારું ધારવું ખરું છે ને, સામળકાકા?

**સામળ**—સોએ સો ટકા સાચું છે, વિનુડી!

**રમણ**—સામળકાકા, આજે કૉર્નવૉલિસથી વાત શરૂ કરવાની છે, એ ખબર છે ને?

**સામળ**—હા. કૉર્નવૉલિસ ખાનદાન કુટુંબનો હતો, એટલે કે ઉમરાવ વર્ગનો હતો. એ ગવર્નર જનરલ થઈને આવ્યો, ત્યારે એક ખાસ નવી સત્તા લઈને આવ્યો હતો.

**રમણ**—કઈ?

**સામળ**—એવી, કે ધારે તો પોતે પોતાની કૌન્સિલની વિરુદ્ધ જઈને પણ અમુક કાર્ય કરી શકે. એ સત્તા એણે ખુદ પાર્લમેન્ટ પાસેથી મેળવી હતી.

**રમણ**—ત્યારે એ સત્તાનો એણે ઉપયોગ બહુ કર્યો હશે.

**સામળ**—ના; પણ એના મનમાં ભાતભાતના સુધારાઓ કરવાનો નિશ્ચય હતો, તેથી એ જાતની સત્તાની એને જરૂર હતી.

**રમણ**—એણે કયા કયા સુધારાઓ દાખલ કર્યા ?

**સામળ**—ઘણા. એણે કંપનીનું ન્યાયખાતું અને પોલીસખાતું સુધાર્યું; પણ સૌથી સરસ સુધારો તો એણે બંગાળામાં કાયમી જમાબંધી દાખલ કરીને કર્યો હતો.



કૉર્નવૉલિસ

**રમણ**—એ કાયમી જમાબંધી વળી શું ?

**સામળ** — સમજાવું. બંગાળા, બિહાર, અને ઓરિસ્સા કંપનીને મળ્યા પછી, એ પ્રાંતોનું જમીન-મહેસૂલ ઉઘરાવવાની રીત એવી હતી, કે જમીન પાંચ કે દશ વર્ષને પટ્ટે હરરાજી કરી આપી દેવાતી; આ હરરાજીમાં જે વધારે રકમ આપી શકે તે જમીનદાર બનતા; અને આ પ્રમાણે જમીનદારો બદલાયા જ કરતા. પરિણામ એ આવતું, કે કોઈ પણ જમીનદાર જમીનનો કસ વધારવા માટે કાળજી રાખતો નહિ. શેનો રાખે ? એમે ખાતરી નહોતી, કે નવી

હરરાજીમાં એ જમીન પોતાને મળશે કે બીજા કોઇને. આથી જેમ દિવસે દિવસે જમીનનો કસ ઘટતો ગયો, તેમ ઊપજ પણ ઘટતી ગઇ. આ સ્થિતિ સુધારવા માટે કૅાર્નવૅાલિસે જૂના મુગલોની વારીના જમીનદારોને એ બધી જમીન વહેંચી આપી; અને એમને જમીનનો પટ્ટો પણ કાયમને માટે કરી આપ્યો. વળી તે જમીનદારોને અમુક નક્કી કરેલું જ મહેસૂલ દર સાલ કાયમને માટે ભરવાનું હતું. આ રીતને કાયમી જમાબંધી કહેવામાં આવે છે.

**રમણ**—આથી કંપનીને લાભ થયો હતો ?

**સામળ**—હા; શરૂઆતનાં વર્ષોમાં તો સારો લાભ થયો; પણ પછી જેમ જેમ જમીનદારોએ જમીનનો કસ વધાર્યો, પડતર જમીનો ખેડી, તેમ તેમ જમીનદારોની આવક વધતી ચાલી, અને કંપનીની આવક તો એની એજ રહી. પણ કંપનીને એક મોટો લાભ એ થયો, કે એ બધા જમીનદારો કંપની સરકારને ખરેખરા વફાદાર થઇને રહેતા. વળી દુકાળ કે એવા કારણે એ જમીનદારો પોતે પૈસાનો ખર્ચ કરી કંપનીને ખર્ચમાંથી બચાવી લેતા.

**રમણ**—આવી કાયમી જમાબંધી આજે બધે દાખલ કરેલી છે ?

**સામળ**—ના; ફક્ત બંગાળા, બિહાર, ઓરિસ્સા, અને કાશીમાં જ એ કાયમી જમાબંધી ચાલુ છે. એ રીતમાં એક મોટો ગેરલાભ ખેડૂતોને છે; કારણકે જ્યારે જમીનદારના હાથ નીચે રહીને ખેડૂતોને ખેતીનું કામ કરવું પડે, ત્યારે એ ખેડૂતો જમીનદારના જુલમનો ભોગ થઈ પડે એવો સંભવ રહે. જમીનદાર સારો હોય, તો ખેડૂતોને દુઃખ નથી; પણ જો ખરાબ

હોય, તો ખેડૂતોને માથે રામકહાણી રાખે. એમની પાસેથી ચુસાય તેટલું એ ચૂસી શકે.

**રમણ**—જેમ જમીનદારો કંપનીને નક્કી કરેલું મહેસૂલ આપતા, તેમ ખેડૂતો પણ અમુક નક્કી કરેલી જ રકમ જમીનદારને દર વર્ષે આપે એવું નહોતું?

**સામળ**—ના. ખેડૂતો અને જમીનદારો વચ્ચે એવું કાંઈ નક્કી નહોતું કરવામાં આવ્યું; અને તેથીજ ખેડૂતોના હકકો માર્યા ગયા હતા.

**વિનુ**—સામળકાકા, આ કૉર્નવૉલિસના વખતમાં એકે લડાઈ થઈ હતી કે નહિ?

**સામળ**—થઈ હતી. હૈદરનો દીકરો ટિપુ સુલતાન એ વખતે પોતાના મનનું ધાર્યું કરતો, ને ફાવે તેમ વર્તતો હતો.

**વિનુ**—એવો એ જબરો હતો?

**સામળ**—હા; એના બાપથી પણ સવાયો. એણે ત્રાવણકોરના રાજા ઉપર વિના કારણે ચડાઈ કરી. રાજાએ અંગ્રેજોની મદદ માગી. અંગ્રેજોને એટલું બહાનું જ જોઈતું હતું. તરત જ કૉર્નવૉલિસે મરાઠાઓ અને નિઝામને સાથે રાખી ટિપુના રાજ્ય ઉપર ચડાઈ કરી. આને ત્રીજો મૈસુર વિગ્રહ કહે છે.

**રમણ**—જ્યારે એકી સામટાં ત્રણ લશ્કરો ટિપુ સામે ગયાં હશે, ત્યારે તો એ શેનો જીત્યો હશે?

**સામળ**—નહિ જીતેલો. આખરે અકળાઈ મૂંઝાઈને ટિપુને સુલેહ કરવી પડી હતી; એ સુલેહ પણ એવી આકરી હતી, કે ટિપુને પોતાના રાજ્યનો ત્રીજો ભાગ જતો કરવો પડયો; ત્રણ કરોડ રૂપિયાનો દંડ કંપનીને ભરવો પડયો; અને

દંડ ન ભરાય ત્યાં સુધી એના બે દીકરા કંપનીને જામીનમાં અથવા બાંહેધરીમાં આપવા પડ્યા.



ટિપુ સુલતાન

**રમણ**—ત્યારે આ ત્રીજા મૈસુર વિગ્રહ પછી ટિપુ છેક જ નબળો પડી ગયો હશે.

**સામળ**—હા; ટિપુને નબળો પાડી કૉર્નવૉલિસ વિલાયત ગયો હતો; અને એની જગાએ સર જૉન શોર ગવર્નર જનરલ થયો.

**રમણ**—એ પણ સીધો પહેલીજ વાર વિલાયતથી આવ્યો હતો ?

**સામળ**—ના; એ તો કૉર્નવૉલિસની કૌંસિલનો વડો સભાસદ હતો; અને હોશિયાર પણ બહુ હતો; પણ રાજ્ય કરવાની એની રીત એવી હતી, કે બીજાઓની ખટપટમાં માથું મારવું જ નહિ; અને ત્યાં સુધી તટસ્થ રહી જે થાય તે જોયા કરવું.

**રમણ**—આ રીત સારી! કોઇની સાથે કજિયા જ ન કરવા પડે.

**સામળ**—હા; અને વિલાયતની પેલી અંકુશસમિતિ પણ કંપનીને તટસ્થ રહેવાની રીતની જ ભલામણ કરતી હતી.

**રમણ**—તેમાં ત્યારે એ તટસ્થ રહ્યો હશે.

**સામળ**—હા; પણ એમ તટસ્થ રહેવાથી પરિણામ બહુ સારું ન આવ્યું. એના વખતમાં એક વાર મરાઠાઓ નિઝામ ઉપર હલ્લો લઈ ગયા. તે વખતે નિઝામે કંપનીની મદદ માગી. જૉન શોરે કહ્યું, મારે તો બેય સરખા છો. હું કોઈને મદદ નહિ આપું. નિઝામને આથી બહુ ખોટું લાગ્યું. એને મરાઠાઓએ પણ સખત હરાવ્યો. અને તે દિવસથી નિઝામ કંપનીના દુશ્મન જેવો બની બેઠો. વળી મરાઠાઓએ પણ એમ જ જાણ્યું, કે કંપની કોઈને મદદ કરી શકે તેવી શક્તિવાળી નથી; તેથી તેઓ પણ ફાવે તેમ વર્તતાં છતાં કંપનીથી ડરતા નહોતા.

**રમણ**—હા, હો! આપણે કોઇને મદદ આપવાની ના પાડીએ, ત્યારે સામો માણસ એમ જ જાણે, કે આપણામાં તાકાત નથી, માટે ના પાડીએ છીએ.

**સામળ**—હા, એમ જ માને; અને આપણી જે આબરૂ હોય તે પણ હલકી પડે.

**વિનુ**—ત્યારે સર જૉન શોરે તો કંપનીની આબરૂ હલકી પાડી એ સિવાય બીજું કાંઈ જ કર્યું નહોતું?

**સામળ**—એના વખતમાં બીજા બે બનાવ બન્યા હતા. એક તો એણે અયોધ્યામાં વઝીરઅલીને ગાદીએથી ઉઠાડી મૂકી ખરા હકદાર સાદતઅલીને નવાબી આપી. આ સહાય બદલ સાદતઅલીએ અલાહાબાદ અંગ્રેજોને આપ્યું; અને ૨૬ લાખની ખંડણી આપવાનું પણ વચન આપ્યું. અને બીજો બનાવ કંપનીને નવો પટ્ટો કરી આપ્યો તે.

**રમણ**—અંગ્રેજ કંપનીને?

**સામળ**—હા. વીશવીશ વર્ષે વેપારના ઇજારાનો પટ્ટો કંપનીને આપવામાં આવતો હતો.

**રમણ**—એ ઇજારાના પટ્ટામાં ફેરફાર થાય ખરો કે?

**સામળ**—હા. પાર્લમેન્ટને યોગ્ય લાગે, તો જરૂર ફેરફાર કરે. આ નવા પટ્ટામાં પણ એક ફેરફાર કર્યો હતો. અત્યાર સુધી કંપની સિવાય કોઈ પણ બીજા અંગ્રેજ વેપારીઓને હિંદમાં આવી વેપાર કરવાની મુદ્દલ છૂટ ન હતી; પણ આ વખતે ૩૦૦૦ ટન જેટલા માલનો વેપાર કરવાની છૂટ બીજા વેપારીઓને મળી હતી.

**રમણ**—બીજા કોઈ જાણવા જેવા બનાવો?

**સામળ**—કશા નહિ. એની પછી માર્ક્વિસ વેલેસ્લી ગવર્નર જનરલ તરીકે આવ્યો હતો.

**રમણ**—એ પણ સર જૉન શોર જેવો તટસ્થ રહેવાના મતનો હતો?

**સામળ**—ના; એને તટસ્થ રહેવાની નીતિ બિલકુલ પસંદ ન હતી. એનો વિચાર તો જ્યાંત્યાં માથું મારી,

દંડા લગાવી, કંપનીની સત્તા સર્વોપરી કરવી એ જ હતો.

**રમણ**—પણ એ વખતે એનું માથું ભાંગી નાખે એવા મરાઠાઓ હતા એનું શું ?



વેલેસ્લી

**સામળ**—પણ મરાઠાઓને બાદ કરતાં બીજા બધા રાજાનવાબો નિર્બળ હતા.

**વિનુ**—ટિપુ સુલતાન કાંઈ જેવો તેવો હતો ?

**સામળ**—એ હતો તો બળિયો, પણ કૉર્નવૉલિસે એના ટાંટિયા ભાંગી નાખ્યા હતા; છતાં ટિપુ અંગ્રેજોને હંફાવે એવો હતો એમાં ના નહિ.

**વિનુ**—વેલેસ્લીએ શું શું કર્યું, એ તો કહો ત્યારે.

**સામળ**—પ્રથમ તો એણે નાનામોટા રાજાઓને કંપનીની દેખરેખ નીચે લાવવા માટે એક યોજના ઘડી કાઢી.

**રમણ**—એ વળી કઈ યોજના ?

**સામળ**—એને સહાયકારી યોજના કહે છે. એ યોજનામાં એવું હતું, કે જે કોઈ રાજા એમાં સામેલ થાય તેણે કંપનીને ઉપરી તરીકે સ્વીકારવી; તેણે કંપનીને જાણ કર્યા વિના બીજા કોઈ સાથે સુલેહ કે લડાઈ ન કરવી. તેના રાજ્યમાં કંપનીનો એક અમલદાર રહે. વળી તેણે પોતાને ખર્ચે કંપનીનું લશ્કર પોતાના રાજ્યમાં રાખવું.

**રમણ**—આ યોજના તો શરમાવે એવી. એમાં કોણ દાખલ થાય ?

**સામળ**—સબળા હોય તે તો ના જ પાડે; પણ નબળા હોય તે તો ખુશીથી આ યોજનામાં ભળે.

**રમણ**—સામળકાકા, કોણ ખુશીથી ભળે ? એમાં ભળનારને લાભ શો ?

**સામળ**—લાભ હતો. એ યોજનામાં જે ભળે તેને કંપની સદાય રક્ષણ આપવા બંધાતી.

**રમણ**—બદલામાં કંપની રક્ષણ આપતી હોય, તો નબળા રાજાઓ આ યોજનામાં ભળે ખરા; પણ સબળા તો ન જ ભળે.

**સામળ**—સબળા ન જ ભળે એ હુંય કહું છું. મરાઠાઓને આ યોજનામાં ભળવા વેલેસ્લીએ બહુએ સમજાવ્યા હતા, પણ નાના ફડનવીસ જેવો વિચક્ષણ મુત્સદ્દી આ યોજનામાં જીવ્યો ત્યાંસુધી નહોતો ભળ્યો.

**રમણ**—ત્યારે કોણુ કોણુ ભળ્યું હતું ?

**સામળ**—નબળાપોચા રાજાનવાબો એમાં તરત દાખલ થઈ ગયા; સૌથી પહેલાં એમાં નિઝામ મરાઠાઓની બીકને લઈ દાખલ થઈ ગયો.

**દામોદર**—સામળ, વેલેસ્લીની આ યોજનાથી હિંદમાં શાંતિ ફેલાઈ હતી, અને બખેડાઓ બંધ થઈ ગયા હતા, હો.

**સામળ**—એ ખરું; પણુ એથી રાજાઓ આળસુ બનવા લાગ્યા; અને આળસુ બનીને ઉડાઉ ને બેદરકાર બનતા ગયા.

**દામોદર**—બેદરકાર બનતા ગયા, તેમ તેમ કંપનીએ એમનાં રાજ્યો પણુ લઈ લેવા માંડ્યાં.

**સામળ**—ઊલટા બીચારા રાજ્ય ખોઈ બેઠા.

**દામોદર**—પણુ લોકોને કંપની સરકારનાં રાજ્યમાં સુખ ને શાંતિ મળ્યાં એનું કેમ ?

**સામળ**—રાજાઓએ રાજ્ય ખોયાં એનું કેમ ?

**રમણ**—સામળકાકા, ટિપુ સુલતાન પણુ નબળો થઈ ગયો હતો, તો એ પણુ આ યોજનામાં ભળી ગયો હતો?

**સામળ**—એ શૂરો ટિપુ પોતાની સ્વતંત્રતા જાણી-બૂજીને ખુએ તેવો નહોતો. એણે તો ફ્રેંચોની મદદ મેળવી અંગ્રેજો સામે મોરચા માંડવાનો નિશ્ચય કરી મૂક્યો હતો.

**રમણ**—ફ્રેંચોની મદદ એને મળી હતી ?

**સામળ**—હા. મોરિશિયસ ટાપુથી એક નાનું ફ્રેંચ લશ્કર એની મદદે આવ્યું હતું; પણુ એ પછી એને બીજી નવી સહાય મળે તે પહેલાં તો વેલેસ્લીએ ટિપુ સામે એકદમ લડાઈ જાહેર કરી હતી. આ ચોથો ને છેલ્લો મૈસુરવિગ્રહ હતો.

**રમણ**—છેલ્લો કેમ ?

**સામળ**—કારણકે એ વિગ્રહમાં ટિપુ બહાદુરીથી લડતાં લડતાં રણમેદાન ઉપર જ ઘવાયો હતો, અને મરાયો હતો.

**રમણ**—ત્યારે ટિપુનું આખું રાજ્ય પણ અંગ્રેજોએ લઇ લીધું હશે.

**સામળ**—ટિપુને મારીને એના પુત્રોને કેદ કરી વેલોર મુકામે મોકલી દીધા હતા. પછી કેટલોક મુલક કંપની સરકારે લઈ બાકીના મુલક ઉપર અસલ હિન્દુ રાજાના વારસ કૃષ્ણરાજને બેસાડવામાં આવ્યો હતો; અને એ રાજા વેલેસ્લીની સહાયકારી યોજનામાં પણ ભળ્યો હતો.

**વિનુ**—અરેરે ! ટિપુના રાજ્યનું નામનિશાને ન રહ્યું.

**રમણ**—પણ એ બે બાપદીકરાએ રાજ્ય કર્યું ત્યાંસુધીના થોડા વખતમાં પણ હાક બોલાવી દીધી હતી.

**સામળ**—શૂરાતનમાં તો ટિપુ એના બાપ કરતાં સવાયો હતો; પણ હૈદર જેવી મુત્સદ્દીગીરી એનામાં નહોતી. વળી ટિપુ ભણેલોગણેલો ને વિદ્વાન હતો, જ્યારે હૈદર અભણ હતો.

**રમણ**—સામળકાકા, બીજા કયા કયા રાજાઓને વેલેસ્લીએ નમાવ્યા ?

**સામળ**—ઘણાને. તાંજોર, સૂરત, કર્ણાટક, રોહિલખંડ, ગોરખપુર—એ બધા દેશો ઉપર કંપની સરકારની સત્તા વેલેસ્લીએ બેસાડી દીધી હતી.

**રમણ**—બધાને હરાવીને ?

**સામળ**—ના; કોઈ ઠેકાણે વારસ માટે કજિયો હતો, તો કોઈ ઠેકાણે અંધેર ચાલતું હતું. વેલેસ્લીએ વચમાં પડી

એ બધા મુલકો કંપનીના મુલક સાથે ભેળવી દીધા હતા. રોહિલખંડનો મુલક અયોધ્યાના નવાબ પાસેથી પડાવ્યો હતો.

**રમણ**—હરાવીને ?

**સામળ**—ના, દબડાવીને. વેલેસ્લીએ નવાબને લખ્યું, કે તમે તમારું લશ્કર વધારો; કારણ કે મરાઠાઓ જોરમાં આવી આગળ વધતા જાય છે. નવાબને લાચારીથી લશ્કર વધારવું પડયું; અને લશ્કરના ખર્ચ બદલ રોહિલખંડ ને ગોરખપુરના પ્રાંતો કંપનીએ એની પાસેથી પડાવ્યા. નવાબ બીચારો રડવા જેવો થઈ ગયો; પણ શું કરે ? ના પાડે, તો વેલેસ્લી લાત મારી એની નવાબી ખૂંચવી લે તેમ હતું.

**રમણ**—લશ્કર નવાબ વધારે, ને વળી મુલક કંપનીને આપવો !–આવું તે હોય ?

**સામળ**—એ લશ્કર રહે અયોધ્યામાં, પણ કહેવાય કંપનીનું. અને નવાબ પેલી સહાયકારી યોજનામાં જોડાયો હતો, એટલે એનું ખર્ચ પણ એને જ શિર હતું. લશ્કર વધારવાનું કારણ એટલું જ, કે મરાઠાઓને આગળ વધતા અટકાવવા હતા.

**રમણ**—એક મરાઠા પાસે જ વેલેસ્લી પોતાનું ધાર્યું ન કરાવી શકયો, ખરું ને સામળકાકા ?

**સામળ**—નાનો જીવતો હતો ત્યાંસુધી વેલેસ્લી ફાવી શકયો નહોતો; પણ નાનાના મરણ પછી પૂનામાં ખટપટ ઊભી થઈ હતી.

**વિનુ**—શી વળી ?

**સામળ**—આપણે છેલ્લા પેશ્વા બાજીરાવ બીજાના વખતમાં એ ખટપટ વિષે વાત કરી ગયા છીએ; ભૂલી ગયા ?

**રમણ**—ના, યાદ છે. સિંધિયા ને હોલકર વચ્ચે

અણબનાવ હતો; અને એમાં બાજીરાવે સિંધિયાનો પક્ષ લીધો, એટલે હોલકરે પૂના ઉપર ચડાઈ કરી બાજીરાવ ને સિંધિયાનાં લશ્કરને હરાવ્યાં; અને પૂના હાથ કર્યું; ખરું ને સામળકાકા ?

**સામળ**—બરાબર; પછીથી પેશ્વા બાજીરાવે પુના પાછું મેળવવા અંગ્રેજોની મદદ માગી. અંગ્રેજોને તો એટલું જ જોઇતું હતું. એ તો ટાંપી જ રહ્યા હતા, કે કયારે મરાઠાઓ હાથમાં આવે.

**રમણ**—પછી અંગ્રેજોએ શું કર્યું ?

**સામળ**—વેલેસ્લીએ વસાઈ મુકામે પેશ્વા બાજીરાવ સાથે કરાર કર્યો. તેમાં અંગ્રેજો બાજીરાવને પેશ્વાઈ અપાવે, ને એના બદલામાં બાજીરાવે વેલેસ્લીની સહાયકારી યોજના સ્વીકારવી.

**વિનુ**—પછી અંગ્રેજોએ બાજીરાવને પેશ્વાઇ પાછી અપાવી હતી ?

**સામળ**—હા; અને બાજીરાવ અગ્રેજ કંપનીનો તાબેદાર પણ બની ગયો હતો.

**રમણ**—સિંધિયા પણ બાજીરાવ સાથેજ કંપનીનો તાબેદાર બન્યો હશે.

**સામળ**—ના રે. સિંધિયાએ બાજીરાવે કરેલો વસાઇનો કરાર તુચ્છકારી નાખ્યો. વેલેસ્લીએ સિંધિયાને સહાયકારી યોજનામાં ભળવા સમજાવી જોયો; પણ સિંધિયા માન્યો નહિ, ને અંગ્રેજોનો વિરોધ કરવા લાગ્યો.

**રમણ**—ત્યારે તો અંગ્રેજોને એની સાથે લડાઇ કરવી પડી હશે.

**સામળ**—હાસ્તો. મોટી લડાઈ કરવી પડી હતી. સિંધિયાના પક્ષમાં ભોંસલે પણ ભળ્યો હતો.

**રમણ**—અને હોલકર ભળ્યો હતો કે નહિ ?

**સામળ**—ના; હોલકર તો સિંધિયાનો દુશ્મન હતો.

**રમણ**—પછી સિંધિયા ને ભોંસલે સાથેની અંગ્રેજોની લડાઈનું શું થયું ?

**સામળ**—અંગ્રેજો જીત્યા. સિંધિયા ને ભોંસલે બન્નેને પોતાનો કેટલોક મુલક અંગ્રેજ કંપનીને આપી દેવો પડયો.

**રમણ**—પણ એ બન્ને સહાયકારી યોજનામાં ભળ્યા ?

**સામળ**—ના; પણ હાર્યા પછી એમનાં લશ્કરોમાં જરા પણ વધારો કરવો હોય, તો કંપની સરકારને પૂછ્યા વિના ન જ થઈ શકે એવી શરત થઇ હતી.

**રમણ**—એક હોલકર બચી ગયો.

**સામળ**—એ પણ બચવા નહોતો પામ્યો.

**રમણ**—એની સાથે પણ વેલેસ્લી લડયો હતો ?

**સામળ**—હા. એ ભાઈસાહેબે અળગા રહીને સિંધિયા ને ભોંસલેની હાર જોયા કરી; પણ એને એટલી ખબર ન પડી, કે પોતે એકલો પડી જાય છે.

**રમણ**—સામળકાકા, એ હોલકરે સિંધિયાને અંગ્રેજો વિરુદ્ધ મદદ આપી હોત, તો સારું થાત, કેમ નહિ ?

**સામળ**—એમનું બધાનું બૂરું થવા જ બેઠું હતું, એટલે એવું કયાંથી સૂઝે ? હોલકર મનમાં મલકાતો હતો, કે હું એકલો કેવો સ્વતંત્ર છું ! પણ થોડા જ વખતમાં જ્યારે એણે જયપુરના રાજા પાસેથી ખંડણી માગી, ત્યારે કંપની તરત જ વચમાં પડી, અને પાઈની પણ ખંડણી આપવાની ના પાડી.

**રમણ**—હેં! પછી શું થયું ?

**સામળ**—લડાઈ થઈ; અંગ્રેજોએ હોલકરને દિલ્હી પાસે સખત હાર આપી; પણ હજી હોલકર નમ્યો નહોતો. એવામાં સિંધિયા પણ અંગ્રેજો વિરુદ્ધ લડવાની તૈયારી કરવા લાગ્યો.

**રમણ**—ખરો રંગ જામ્યો.

**સામળ**—પણ એ રંગ જામ્યો, ત્યાં વેલેસ્લીને હિંદ છોડી વિલાયત જવું પડયું.

**રમણ**—ત્યારે હોલકર સાથેની લડાઈનું શું થયું ? સિંધિયા પણ સામો થવાની તૈયારી કરતો હતો ને ?

**સામળ**—એ લડાઈ એમને એમ ઊભી રહી; અને એને જવું પડયું. પણ એની પછી આવનાર ગવર્નર જનરલ બાર્લોએ એ બંને–સિંધિયા ને હોલકર–સાથે નવા કરાર કરી સુલેહ કરી હતી; અને લડાઈનો અંત આણ્યો હતો.

**રમણ**—વેલેસ્લીને એકાએક કેમ વિલાયત જવું પડયું?

**સામળ**—કારણકે કંપનીની અંકુશસમિતિને વેલેસ્લીની આ મારામારીની ને રાજ્ય વધારવાની રીત ગમી નહિ.

**રમણ**—ત્યારે કંપનીની અંકુશસમિતિને શું ગમતું હતું ?

**સામળ**—એને તો વેપારરોજગાર વધે, ને ખૂબ કમાણી થાય એવું જોઈતું હતું. રાજ્ય વધે એ ગમતું હતું; પણ સાથે ખર્ચ વધે એ નહોતું ગમતું. જેમ બને તેમ દેશી રાજાઓના કજિયાથી અલગ રહેવું, એ ધોરણ વેલેસ્લીએ ન પાળ્યું, તેથી જ એને વિલાયત બોલાવી લેવામાં આવ્યો હતો.

**રમણ**—વેલેસ્લીએ કંપનીનું રાજ્ય સારી પેઠે વધાર્યું.

**સામળ**—હા, વેલેસ્લીએ તો કંપનીની સત્તાનો ડંકો આખા હિન્દમાં વગાડી દીધો હતો. નિઝામને, પેશ્વાને, અને

અયોધ્યાના નવાબને તો વેલેસ્લીએ કંપનીના તાબેદાર કરી મૂકયા હતા. ટિપુને માર્યા પછી મૈસુર પણ કંપનીનો સત્તા નીચે આવ્યું હતું. તાંજોર, સૂરત, ને કર્ણાટકનાં રાજ્યો પણ ખાલસા કરી દીધાં હતાં. અયોધ્યાના નવાબને દબાવી રોહિલખંડ ને ગોરખપુર કંપનીના રાજ્યમાં વેલેસ્લીએ ભેળવી દીધા હતા. બોલો ત્યારે, વેલેસ્લીએ કેટલો બધો મુલક વધારી દીધો!

**રમણ**—ઘણોજ.

**સામળ**—ત્યારે આપણે હવે આપણી આજની વાત સંકેલી દઈએ છીએ.

## વિસામો ૧૮મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો. ]

### : : સવાલો : :

૧. પિટ્ટના બીલથી ક્યા ક્યા સુધારાઓ દાખલ કરવામાં આવ્યા?
૨. કાયમી જમાબંધી વિષે તમે શું જાણો છો? એ કોણે દાખલ કરી?
૩. ત્રીજા અને ચોથા મૈસુર વિગ્રહ વિષે શું જાણો છો?
૪. સર જૉન શોરની તટસ્થ રહેવાની નીતિનું કેવું પરિણામ આવ્યું?
૫. સહાયકારી યોજના એટલે શું તે સમજાવો; અને તેમાં દાખલ થનારને શો લાભ હતો?
૬. વેલેસ્લીએ કયા ક્યા રાજાઓ પાસેથી કેવી રીતે મુલકો પડાવ્યા?
૭. બાજીરાવે સહાયકારી યોજના શા કારણથી સ્વીકારી તે સમજાવો.
૮. લૉર્ડ વેલેસ્લીએ કંપનીની સત્તાને સર્વોપરી કરી—આ હકીકત સાબિત કરો.
૯. હૈદર અને ટિપુ વિષે જે જાણતા હો તે કહો.

## મિજલસ ૧૯ મી

**દામોદર**—સામળકાકાએ તમને ઘણીઘણી વાતો કરી, હો.

**રમણ**—મોટાભાઈ, એમની વાતો સાંભળવાની મજા પણ ઘણી પડે છે.

**વિનુ**—આપણે સામળકાકાની વાત કરીએ છીએ, ત્યાંજ એ આવી પહોંચે છે. આવરદા છે, કાંઈ આવરદા!

**સામળ**—તમારા સામળકાકાની આવરદા તો બહુ લાંબી છે. બરોબર ૮૦ વર્ષની. જુઓ મારો હાથ. આ રેખા આવરદાની છે. કેટલી લાંબી છે?

**વિનુ**—ઓહો! સામળકાકાને તો હાથ જોતાં પણ આવડે છે ને શું! મારો હાથ જુઓને, સામળકાકા!

**રમણ**—વિનુ, અત્યારે તારે વાતો કહેવડાવવી છે, કે હાથ જોવડાવવો છે? સામળકાકા, તમે અધૂરી રહેલી વાત આગળ ચલાવો.

**સામળ**—વિનુડી, લે, લેતી જા! ભાઇ પાસે તારું

કશું ચાલતું નથી. તારું કહ્યું નહિ થાય, ને ભાઈનું કહ્યું કરવું પડશે. બોલ ત્યારે, આપણે ક્યાં સુધી આવ્યા છીએ?

**વિનુ**—વેલેસ્લીને વિલાયત જવું પડ્યું; ને બાર્લોએ આવીને પાછળથી સિંધિયા ને હોલકર જોડે સુલેહ કરી—અહીં સુધી આપણે આવ્યા છીએ.

**સામળ**—હા. તને બરાબર યાદ રહ્યું છે. વેલેસ્લી પછી ગવર્નર જનરલ તરીકે તો લોર્ડ કૉર્નવૉલિસ હિંદમાં આવ્યો હતો.

**રમણ**—અગાઉ આવી ગયો હતો એ?

**સામળ**—હા; પણ હિંદમાં આવ્યા પછી તરત જ એ મરી ગયો; તેથી તેની પછી સર જ્યોર્જ બાર્લો ગવર્નર જનરલ થયો. એ બાર્લોને ખાસ કહેવામાં આવ્યું હતું, કે તારે દેશી રાજાઓના કજિયામાં પડવું જ નહિ; અને જે કજિયા ઊભા છે તેને કોઈ પણ હિસાબે પતાવી દેવા.

**રમણ**—ત્યારે તેમાંજ એણે સિંધિયા ને હોલકર સાથેનો કજિયો પતાવી દીધો હશે.

**સામળ**—હા; અને પતાવટ એવી કરી હતી, કે સિંધિયા કે હોલકરને જરાય નમતું નહોતું આપવું પડ્યું.

**રમણ**—તો તો પછી સિંધિયા ને હોલકર ઊલટા જોરમાં આવી ગયા હશે.

**સામળ**—હા. એ તો એમ જ માનવા લાગ્યા, કે કંપની કેવી અમારાથી બીધી; અને ગર્વથી મૂછે તાલ દેતા હતા, કે અમારું નામ લેનાર કોણ છે.

**દામોદર**—દેશી રાજાઓ કંપનીની તટસ્થ રાજનીતિને સમજતા નહોતા, ને એ નીતિની કિંમત પણ નહોતા આંકી

શકતા. તેઓ તો બધા વેલેસ્લીનો દંડો જ માગતા હતા.

**સામળ**—હા; આખરે વેલેસ્લીની દંડારીતથી જ શાંતિ ફેલાઈ હતી.

**રમણુ**—બાર્લોએ પાછળથી વેલેસ્લીની રીત પ્રમાણે દેશી રાજ્યોમાં માથું મારવાનું શરૂ કર્યું હતું?

**સામળ**—બાર્લોએ નહિ, પણ એની પછી થોડે વર્ષે આવનારા માર્ક્વિસ હેસ્ટિંગ્સે વેલેસ્લીનું અધૂરું રહેલું કામ પાર ઉતારી દીધું હતું.

**વિનુ**—ત્યારે બાર્લોએ બીજું શું શું કર્યું?

**સામળ**—બાર્લોના વખતમાં સિપાઈઓનો નાનો સરખો બળવો થયો હતો.

**વિનુ**—ક્યાં?

**સામળ**—જ્યાં ટિપુના બે દીકરાઓને કેદી તરીકે રાખ્યા હતા તે વેલોર ગામમાં.

**રમણુ**—શા કારણે બળવો થયો હતો?

**સામળ**—ત્યાં જે સિપાઈઓ હતા તેમને એમના પહેરવેશમાં દાખલ કરેલા કેટલાક સુધારા ગમ્યા નહિ, તેથી તે લોકોએ બળવો કર્યો. વળી એ બળવામાં ટિપુના દીકરાઓનો પણ કાંઈક હાથ હતો એમ માનવામાં આવ્યું હતું.

**રમણુ**—પછી એ બળવાનું થયું શું?

**સામળ**—બળવો શમાવી દેવામાં આવ્યો હતો; ને ટિપુના દીકરાઓને ત્યાંથી ખસેડી કલકત્તા મોકલી દેવામાં આવ્યા હતા.

**રમણુ**—બાર્લોના વખતમાં બીજું શું શું જાણવા જેવું બન્યું હતું?

**સામળ**—બીજું કશું નહિ. એની પછી લૉર્ડ મિન્ટો ગવર્નર જનરલ થયો. એ લૉર્ડસાહેબ પણ બાર્લોના જ ભાઈ હતા. એને પણ દેશી રાજ્યોમાં માથું મારવાનું ગમતું નહિ; પણ જો કંપનીનો હક્ક માર્યો જતો હોય, તો તે લડાઈ કરવા તૈયાર રહેતો.

**રમણ**—ત્યારે એના વખતમાં તો લડાઈ થઈ હોવી જ જોઇએ.

**સામળ**—બુંદેલખંડમાં એકબે નાના રાજાઓને એણે વશ કર્યા હતા; ખાસ કરી ત્રાવણકોરના રાજ્યમાં અંધાધૂંધી વધી ગઈ હતી, તે દૂર કરીને ત્યાંના રાજાને કંપનીની દેખરેખ તળે આણ્યો હતો.

**વિનુ**—બીજું એણે શું કર્યું ?

**સામળ**—બીજામાં તો એણે ઇરાન ને અફઘાનિસ્તાન સાથે મિત્રાચારીનો સંબંધ બાંધ્યો. એજ રીતે પંજાબના શીખ રાજા રણજીતસિંહને પણ એણે કંપનીનો મિત્ર બનાવ્યો હતો.

**રમણ**—મિન્ટોએ શાંતિ રહે એવા જ રસ્તા લીધા લાગે છે.

**સામળ**—હા. એને એજ રીત ગમતી હતી.

**વિનુ**—હેં સામળકાકા, પંજાબમાં શીખો રહેતા હતા, એ તો તમે કહ્યું હતું; પણ એમનો રાજા હતો ?

**સામળ**—હા. એ શીખોની વસ્તી પંજાબમાં હતી; અને એમનામાં એક નહિ, પણ નાનાનાના ઘણા રાજાઓ હતા; પણ આખરે એ નાનામોટા બધા શીખ રાજાઓને અને ત્યાંના કેટલાક મુસલમાન રાજાઓને પણ વશ કરી રણજીતસિંહ નામનો શીખ રાજા બધાનો ઉપરી બન્યો હતો.

એ રણુજીતસિંહની હાક આખા પંજાબમાં વાગતી.

**રમણ**—એટલો બધો એ જબરો હતો?

**સામળ**—હા. આખા પંજાબનો એ ધણી હતો એટલું જ નહિ, પણ ઠેઠ અફ્ઘાનિસ્તાનના સીમાડા સુધી એનો ધાક બેસી ગયો હતો; અને કંપનીની હદમાં પણ એણે પગપેસારો કરવા માંડયો હતો. આથી જ ચમકીને મિન્ટોએ રણુજીતસિંહ સાથે ભાઈબંધી કરવાનું યોગ્ય ધાર્યું હતું.



રણુજિતસિંહ

**રમણ**—પણ રણુજીતસિંહે ભાઈબંધ થવાનું કબૂલ કર્યું હતું?

**સામળ**—હા. એને પણ કંપની સાથે આથડી પડવામાં બહુ લાભ નહોતો દેખાતો; અને તેથી જ જ્યારે લૉર્ડ મિન્ટોએ મિત્રાચારીનો હાથ લંબાવ્યો, ત્યારે રણુજીતસિંહે એનો સ્વીકાર કર્યો; અને આ પ્રમાણે રણુજીત કંપનીનો મિત્ર બન્યો. રણુજીત મિત્ર બનવાથી કંપનીને પછી એ બાજુનો કશો ભય ન રહ્યો.

**રમણ**—એ બાજુથી કોનો ભય રહ્યા કરતો હતો?

**સામળ**—એ વખતે ફ્રાંસદેશનો જબરો સેનાપતિ ને શહેનશાહ નેપોલિયન બોનાપાર્ટ ઇરાન, અફ્ઘાનિસ્તાન, ને પજાબમાં થઇ કંપનીના રાજ્ય ઉપર હલ્લો લાવશે એવી

બીક ઊભી થઈ હતી.

**રમણ**—તેમાં જ મિન્ટોએ ઇરાન, અફઘાનિસ્તાન, ને પંજાબ સાથે ભાઇચારાનો સંબંધ બાંધ્યો હશે; હવે સમજાયું.

**સામળ**—કંપનીને રણજીતની પણ બહુ બીક રહેતી. રણજીત સિંધિયા કે હોલકર સાથે ભળી જાય, તો કંપનીને ભારે પડે તેમ હતું. પણ હવે એ બધી બીક મિન્ટોએ ટાળી..

**રમણ**—રણજીત પાસે લશ્કર પણ બહુ મોટું હોવું જોઈએ.

**સામળ**—હા, એંશી હજારનું. એ આખું લશ્કર કદાવર ને કેળવાયલા શીખોનું બનેલું હતું; અને એ પોતે પણ એક ચતુર સરદાર હતો.

**દામોદર**—મુત્સદ્દી પણ જબરો હતો. એ તો આગળથી ભવિષ્ય ભાખી ગયો હતો, કે મારા મરી ગયા પછી શીખસૈન્ય કાબૂમાં નહિ રહે, અને આખરે કંપનીનું રાજ્ય પંજાબમાં પણ ફેલાશે.

**સામળ**—એના ભાખેલા પ્રમાણે જ બન્યું હતું.

**રમણ**—ત્યારે તો ખરો ભવિષ્ય ભાખનારો.

**સામળ**—હા. હવે આ લૉર્ડ મિન્ટોના વખતનો છેલ્લો બનાવ કંપનીને નવો પટ્ટો કરી આપ્યો તે હતો.

**રમણ**—જૂનો પટ્ટો કરી આપ્યાને વીશ વર્ષ પૂરાં થયાં હતાં ?

**સામળ**—હા; અને નવા પટ્ટામાં ઇંગ્લંડના સર્વ વેપારીઓને હિન્દમાં વેપાર કરવાની છૂટ આપી દેવામાં આવી હતી.

**રમણ**—ત્યારે તો ઇંગ્લંડનો હિન્દ સાથેનો વેપાર ખૂબ વધ્યો હશે.

**સામળ**—હા. એટલો બધો, કે હિન્દના ઉદ્યોગો એ હરીફાઈમાં ટકી શકયા નહિ, ને દિવસે દિવસે નાશ પામવા લાગ્યા.

**વિનુ**—મિન્ટો પછી ગવર્નર જનરલ તરીકે કોણ આવ્યું ?

**સામળ**—માર્ક્વિસ હેસ્ટિંગ્સ. આ ગવર્નર જનરલ વેલેસ્લીની રાજનીતિમાં માનનારો હતો.



માર્ક્વિસ હેસ્ટિંગ્સ

**રમણ**—ત્યારે એના વખતમાં લડાઈયો બહુ થઇ હશે.

**સામળ**—હા. એણે પહેલવહેલી લડાઈ ગુરખાઓ સાથે કરી.

**રમણ** — ગુરખાઓ વળી કોણ ? અને એમની સાથે લડાઈ કરવાનું શું કારણ મળ્યું ?

**સામળ**—ગુરખાઓ નેપાળમાં વસતી એક રજપૂત જાતિ છે. હેસ્ટિંગ્સના વખતમાં તેઓ કંપનીની સરહદમાં આવી આવીને લૂંટફાટ કરી જતા. હેસ્ટિંગ્સે જ્યારે જોયું, કે આ લોકો સમજાવ્યા સમજતા નથી, ત્યારે એણે એમની સામે લશ્કર મોકલ્યું; પણ ગુરખાઓ

શરીરે મજબૂત ને લડાઈના કામમાં કસાયલા હોવાથી અંગ્રેજી લશ્કર એકદમ તો એમની સામે ફાવી શકયું નહિ. વળી રસ્તો પણ અજાણ્યો ને ડુંગરાળ હોવાથી અંગ્રેજી લશ્કરને અનેક હાડમારીઓ વેઠવી પડી હતી.

**રમણ**—પણ આખરે પરિણામ શું આવ્યું ?

**સામળ**—આખરે તો ગુરખાઓ હાર્યા; અને સિગૌલી મુકામે સંધિ થઈ. તેમાં એવું ઠર્યું, કે નેપાળના રાજાએ પોતાને ત્યાં એક અંગ્રેજ અમલદારને રાખવો; અને કેટલોક મુલક કંપનીને આપવો. આ સંધિથી સિમલા, મસુરી, ને નૈનીતાલ જેવાં હવા ખાવાનાં સુંદર સ્થળો અંગ્રેજોને મળ્યાં.

**દામોદર**—અને ગુરખાઓ જેવી બહાદુર કોમની દોસ્તી થઈ એ પણ એક મોટો લાભ અંગ્રેજોને થયો.

**રમણ**—અંગ્રેજો જ્યાં જ્યાં લડાઈ કરે છે, ત્યાં ત્યાં ફાવેજ છે !

**સામળ**—હા, બધેજ ફાવ્યા છે. મરાઠાઓ જરાતરા બચી ગયા હતા, તે પણ આ હેસ્ટિંગ્સના વખતમાં હારીને હેઠા બેઠા હતા.

**રમણ**—મરાઠાઓ પણ છેવટે બધું હારી બેઠા હતા ?

**સામળ**—હા. વસાઈની સુલેહ પછી બાજીરાવ પેશ્વા તો કંપનીના રક્ષણ તળેજ હતો; છતાં એ વળી જરા ઊંચો-નીચો થયા કરતો હતો.

**દામોદર**—પરતંત્રતા કોને ગમે ?

**સામળ**—એ નહિ ગમી; તેથી જ બાજીરાવ છૂપી રીતે લશ્કર એકઠું કરવા લાગ્યો. બીજી બાજુ સિંધિયા, હોલકર, અને ભોંસલે પણ ખટપટ કરી જ રહ્યા હતા; અને તેમણે

મરાઠી સત્તાનો ઉદય કરવાને કારણે બાજીરાવ પેશ્વા સાથે એકસંપ કર્યો.

**રમણ**—આ પ્રમાણે તો આખી મરાઠી સત્તા અંગ્રેજ કંપની સામે મોરચો બાંધી રહી હતી એમ થયું.

**સામળ**—હા. વળી અધૂરામાં પૂરું પિંઢારાઓ પણ ઉપદ્રવ કરી કંપનીને કંટાળો આપી રહ્યા હતા.

**રમણ**—પિંઢારાઓ વળી કોણ ?

**સામળ**—એ લોકો એક જાતના લૂંટારા જ હતા. એમની મોટીમોટી ટોળીઓ હતી. લડાઈ ચાલતી હોય, તો ગમે તે એકનો પક્ષ કરી એ લોકો પગારના પૈસા અથવા લૂંટનો ભાગ મેળવતા. લડાઈ ન હોય, તો ખાનગી લૂંટફાટો કરતા, ને પ્રજાને ત્રાસ આપતા. હેસ્ટિંગ્સના વખતમાં આ પિંઢારાઓનો ત્રાસ બહુજ વધી પડયો હતો. હોલકર, સિંધિયા, ભોંસલે, વગેરે પિંઢારાઓને ખાનગી રીતે ઉશ્કેરતા, ને એમની પાસે કંપનીના મુલકમાં લૂંટફાટ પણ કરાવતા.

**રમણ**—ત્યારે તો હેસ્ટિંગ્સના દુશ્મનો બહુ વધી પડ્યા. મરાઠાઓ સાથે આ પિંઢારાઓ પણ વધ્યા.

**સામળ**—હા; પણ હેસ્ટિંગ્સ એ બધાને પહોંચી વળ્યો હતો. પ્રથમ એણે પિંઢારાઓનો ત્રાસ દૂર કર્યો હતો.

**રમણ**—કેવી રીતે ?

**સામળ**—હેસ્ટિંગ્સે પ્રથમ સિંધિયા અને રજપૂતાનાના રાજાઓ સાથે મૈત્રી બાંધી પિંઢારાઓને દાબી દેવાનું એમની પાસેથી વચન લઈ લીધું; અને અમીરખાં નામનો પઠાણ જે પિંઢારાઓની એક ટોળીનો સરદાર હતો તેને હેસ્ટિંગ્સે ટોંક અને રામપુરનો નવાબ બનાવી પોતાના પક્ષમાં લઈ લીધો.

**રમણ**—પછી આગળ શું બન્યું ?

**સામળ**—હેસ્ટિંગ્સ ચેતી ગયો હતો, કે મરાઠાઓ જબરી તૈયારી કરી રહ્યા છે. હેસ્ટિંગ્સ પણ પોતાની તૈયારીમાં જ રહ્યો હતો. એણે ખાસ કાળજી એટલી રાખી, કે દુશ્મનનાં કોઇ બે લશ્કરને એણે એકઠાં થવા ન દીધાં. સિંધિયાને તો પ્રથમથી જ મિત્ર બનાવી જુદો પાડી નાખ્યો. હોલકર ને ભોંસલે સામે એણે જુદાં જુદાં લશ્કરો મોકલ્યાં; પેશ્વા બાજીરાવ સામે પણ એક ત્રીજું મોટું લશ્કર મોકલ્યું.

**રમણ**—ઓહો ! ત્યારે એની પાસે લશ્કર કેટલું હતું ?

**સામળ**—એક લાખ ને તેર હજાર માણસનું લશ્કર આ વખતે રોકવામાં આવ્યું હતું. ૩૦૦ તો તોપો કામમાં લીધી હતી.

**રમણ**—હેસ્ટિંગ્સે એકી સાથે જબરી બાથ ભીડી.

**સામળ**—હા; અને એ બધી જગાએ ફાવ્યો હતો પણ ખરો. એક બાજુ એણે હોલકરને હરાવ્યો; બીજી બાજુ ભોંસલેને હરાવ્યો; અને ત્રીજી બાજુ પૂનામાં પેશ્વાને પણ સખત હરાવ્યો. આ પ્રમાણે મરાઠાઓ બધી જગાએ હાર્યા, તેથી પિંઢારાઓનું જોર પણ તૂટયું. એ પણ નાસતા ને ભાગતા થઈ ગયા. કેટલાક મરી ખૂટ્યા, ને કેટલાક લૂંટારાનો ધંધો મૂકી દઈ ખેડૂત બની સુખી થયા.

**રમણ**—પેલા મરાઠાઓ હાર્યા પછી એમનાં રાજ્યોનું શું થયું ?

**સામળ**—એમનાં બધાં રાજ્યો કંપનીની દેખરેખ નીચે આવી ગયાં. બાજીરાવને તો આઠ લાખનું વર્ષાસન બાંધી આપી બિથુર મુકામે રાખવામાં આવ્યો હતો. મરાઠાઓ

આ છેલ્લી વાર લડ્યા, હાર્યા, ને બધું ગુમાવી બેઠા.

**રમણ**—મરાઠાઓ હાર્યા પછી કંપનીના રાજ્યમાં ઘણા મુલકનો વધારો થઈ ગયો હશે.

**સામળ**—હા. પંજાબ બાદ કરતાં લગભગ આખા હિંદુસ્તાન ઉપર કંપનીની આણ હવે વર્તવા લાગી હતી.

**દામોદર**—વેલેસ્લીનું અધૂરું કામ હેસ્ટિંગ્સે પૂરું કર્યું.

**સામળ**—હા. જે રીતે વેલેસ્લી હિંદમાં વર્ત્યો હતો, તે જ રીતે હેસ્ટિંગ્સે પણ પોતાનું વર્તન રાખ્યું હતું.

**વિનુ**—હેસ્ટિંગ્સે બીજા કોઇની સાથે લડાઇ કરી હતી ?

**સામળ**—ના; પછી એ વિલાયત ગયો હતો; અને પણ હવે મારે ઘેર જાઉં છું.

## વિસામો ૧૯ મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો. ]

### : : સવાલો : :

૧. સર જ્યોર્જ બાર્લોની રાજ કરવાની રીત કેવી હતી ?
૨. વેલોરના બંડ વિષે જે જાણતા હો તે કહો.
૩. શીખ રાજા રણજીતસિંહ વિષે તમે શું જાણો છો ?
૪. મિન્ટોએ રણજીતસિંહ અને અફઘાનિસ્તાનના અમીર સાથે દોસ્તીનો સંબંધ શા માટે બાંધ્યો ?
૫. સિગૌલીની સંધિ વિષે શું જાણો છો ?
૬. હેસ્ટિંગ્સ અને મરાઠા વચ્ચેની લડાઈનું વર્ણન કરો.
૭. હેસ્ટિંગ્સે પિંઢારાઓનો નાશ કેવી રીતે કર્યો ?
૮. વસાઈના કરારે જ મરાઠી સત્તાનો નાશ કર્યો—આ બિના પુરવાર કરો.

# મિજલસ ૨૦ મી

**રમણ**—મોટાભાઇ, અંગ્રેજોએ તો જોતજોતાંમાં ઘણો દેશ પોતાનો કરી લીધો!

**દામોદર**—દેશની સ્થિતિ જોઇને કેમ કામ લેવું એ બધું એ લોકોને બહુ સારું આવડતું. જ્યાં કાંઇ ગાબડું જુએ, કે ત્યાં પગપેસારો કર્યા વિના એ લોકો રહેતા જ નહિ.

**રમણ**—એ ખરું; પણ એમની પાસે લશ્કર પણ કેવાં મોટાં!

**દામોદર**—ગમે તેવાં મોટાં લશ્કર હતાં, પણ એ બધાં અહીંનાં જ હતાં.

**રમણ**—વિલાયતી ગોરાઓનું લશ્કર એમની પાસે નહિ હોય?

**દામોદર**—ગોરાઓનું નાનું સરખું લશ્કર રાખતા; પણ મોટા ભાગનું લશ્કર તો દેશીઓનું જ બનેલું હતું.

**રમણ**—એટલે તો એમજ થયું, કે દેશીઓનાં લશ્કર વડે દેશીઓનાં રાજ્ય ગોરાઓએ જીત્યાં.

**દામોદર**—હા; અને આજે પણ દેશીઓનાં લશ્કર વડેજ આપણો દેશ એ લોકો રાખી રહ્યા છે.

**રમણ**—આ તો એક નવાઇની વાત બની ગઇ કહેવાય.

**દામોદર**—ખરેખરી નવાઇની વાત. આપણા દેશીઓએ જ આપણા દેશને અંગ્રેજોના હાથમાં સોંપ્યો છે. એ લોકોએ આપણી તલવારે આપણને માર્યા છે.

**વિનુ**—સામળકાકા આવ્યા, મોટાભાઈ!

**દામોદર**—સામળ, આવ. છોકરાંઓ તારી જ રાહ જુએ છે.

**સામળ**—આપણે કાલે ક્યાં સુધી આવ્યા છીએ?

**વિનુ**—હેસ્ટિંગ્સ વિલાયત ગયો ત્યાં સુધી.

**સામળ**—બરાબર. હેસ્ટિંગ્સ પછી લૉર્ડ એમહર્સ્ટ ગવર્નર જનરલ થઈ હિન્દમાં આવ્યો હતો. એના વખતમાં જાણવા જેવા બે બનાવો બન્યા હતા.

**રમણ**—કયા બે બનાવો?

**સામળ**—એક તો બ્રહ્મદેશના બ્રહ્મી લોકો સાથે થયેલી લડાઈ; ને બીજો ભરતપુરના કિલ્લાની જીતનો.

**રમણ**—બ્રહ્મી લોકો સાથે લડાઇ થવાનું શું કારણ?

**સામળ**—બ્રહ્મી લોકો ધીમેધીમે આગળ વધી અંગ્રેજોના મુલક ઉપર ધસારો કરી રહ્યા હતા.

**રમણ**—ગુરખાઓની જેમજ?

**સામળ**—હા; અને તેથી લૉર્ડ એમહર્સ્ટની સરકારે બ્રહ્મી લોકો સામે લડાઇ જાહેર કરી; પણ અંગ્રેજી લશ્કરે બ્રહ્મદેશનો ડુંગરાઉ ને ઝાડીવાળો મુલક અગાઉ કદી જોયેલો નહિ, તેથી શરૂઆતમાં તો બ્રહ્મી લોકોએ અંગ્રેજી લશ્કરને સારી રીતે હરાવ્યું, ને હેરાન કર્યું.

**રમણ**—પણ આખરે શું થયું ?

**સામળ**—આખરે તો બ્રહ્મી લોકો હાર્યા હતા, ને શરણે આવ્યા હતા. એમની સાથે યાન્દાબુ મુકામે જે સંધિ થઈ તેમાં બ્રહ્મી લોકોએ એક કરોડ રૂપિયા દંડના આપવા કબૂલ્યું; અને તે ઉપરાંત આસામ, આરાકાન, ને તેનાસરિમના ત્રણ પ્રાંતો પણ કંપનીને મળ્યા.

**દામોદર**—એ ત્રણ પ્રાંતો કંપનીને મળતાં વેપાર રોજગાર માટે નવા રસ્તાઓ ખુલ્યા હતા; અને પરિણામે પાછળથી કંપનીનો વેપાર એ બાજુ બહુ સારો ખીલ્યો હતો.

**સામળ**—અત્યારે પણ ચાના બગીચા, ગ્યાસતેલના કૂવા, વગેરેનો લાભ મળી જ રહ્યો છે ને. વિનુ, બીજો બનાવ એના વખતમાં કયો બન્યો હતો ?

**વિનુ**—ભરતપુરના કિલ્લાની જીતનો.

**સામળ**—હા. ભરતપુરમાં કંપનીએ હકદાર કુંવરને ગાદીએ બેસાડયો. પણ પાછળથી એનો કોઈ પિત્રાઈ એ ગાદી પચાવી પડયો. આથી એમહર્સ્ટે લશ્કર મોકલી ભરતપુરના મજબૂત ગણાતા કિલ્લાને તોપોના ભડાકાથી ઉડાવી દીધો; અને પછી ભરતપુરનો કબજો લઈ હકદાર કુંવરને ફરી ગાદીએ બેસાડયો.

**રમણ**—બસ; આ બે જ બનાવો એમહર્સ્ટના વખતમાં જાણવા જેવા બન્યા હતા? પછી કોણ આવ્યું ?

**સામળ**—એની પછી લૉર્ડ બેન્ટિંક આવ્યો.

**રમણ**—સામળકાકા, બેન્ટિંક કઈ જાતનો માણસ હતો.

**સામળ**—અંગ્રેજીની જાતનો.

**રમણ**—હું એ નથી પૂછતો. હું પૂછું છું, કે બેન્ટિંકે કઈ રીતે કંપનીનું રાજ્ય ચલાવ્યું ?

**સામળ**—તું શું કહેવા માગે છે તે હજી મારાથી સમજાતું નથી; પણ હું જે કહું છું તે સાંભળ: બેન્ટિંક નહોતો વેલેસ્લી કે હેસ્ટિંગ્સ જેવો, કે નહોતો સર જૉન શોર કે બાર્લો જેવો; પણ એનામાં બન્નેના ગુણ હતા. જ્યાંસુધી દેશી રાજ્યોમાં વચમાં પડવા જેવું ન લાગે, ત્યાંસુધી એ માથું ન મારે; પણ જ્યારે જુએ, કે અંધાધૂંધી વધી પડે છે, લોકોને ત્રાસ થાય છે, ને કંપનીને નુકસાન થાય છે, ત્યારે તરત જ એ વચમાં પડતો; ને ઊભા થયેલા બખેડાનો નિકાલ આણી દેતો.


લૉર્ડ બેન્ટિંક

**રમણ**—હું તમને પૂછીને આ જ વાત જાણવા માગતો હતો.

**સામળ**—એ બેન્ટિંકે મૈસુર, કુર્ગ, કાચાર, વગેરે દેશી રાજ્યોમાં માથું માર્યું હતું; અને ત્યાંનો વહીવટ લોકોને અણગમતો માલુમ પડવાથી એ બધાં રાજ્યો એણે કંપની સાથે જોડી દીધાં હતાં.

**દામોદર**—લોકોની ઇચ્છા જોઈને દેશી રાજ્યોમાં માથું મારવાની બેન્ટિંકની રીત બહુ સારી હતી.

**સામળ**—હા. એવાં રાજ્યો ખાલસા થવાથી ત્યાંના લોકો કંપનીના ન્યાયી અમલમાં સુખ ભોગવી શકતા હતા.

**રમણ**—ત્યારે બેન્ટિંકનું નામ ઇતિહાસમાં અમર થઇ ગયું કહેવાય.

**સામળ**—હા. વળી એણે બીજાં પણ ઘણાં સારાં કાર્યો કર્યાં હતાં.

**વિનુ**—ક્યાં એ ?

**સામળ**—એણે આપણા દેશમાં અંગ્રેજી કેળવણી મોટા પાયા ઉપર દાખલ કરી. આથી આપણામાં નવું જ્ઞાન ને નવું ચેતન આવતું ગયું. વળી એણે ન્યાયખાતામાં પણ ઘણા સુધારા કર્યા. કોર્ટના કામકાજમાં માતૃભાષાને પણ એણે જ પ્રથમ સ્થાન અપાવ્યું. આ ઉપરાંત એણે બીજાં બે એવાં કામ કર્યાં, કે જેથી એ તમામ પ્રજાનો માનીતો થઇ ગયો.

**વિનુ**—કહો ને, કયાં એ બે કામ ?

**સામળ**—એક તો એણે ઠગ લોકોને મારી હાંકી કાઢ્યા, અને લોકોને એમના ત્રાસમાંથી છોડવ્યા. એ ઠગ લોકો મુસાફરોને ને જાત્રાળુઓને પૈસા ખાતર ગળામાં ફાંસો દઇ મારી નાખતા. એવું જ બીજું કામ એણે સતી થવાનો રિવાજ બંધ કરીને કર્યું. હિંદુઓમાં સ્ત્રી વિધવા થાય, ત્યારે એને જીવતાં બળી મરવું પડતું હતું. આમ બળી મરનારી સ્ત્રી સતી થઇ કહેવાતી. આ એક જાતનો દુષ્ટ રિવાજ પડયો હતો, તેને બેન્ટિંકે કાયદાથી અટકાવ્યો.

**રમણ**—વાહ ! એણે બહુ સારા સુધારા દાખલ કર્યા.

**સામળ**—હા. વળી એણે રણજીતસિંહ (પંજાબનો), સિંધના અમીરો, અને ભાવલપુરના નવાબ સાથે નવેસરથી મિત્રતા બાંધી.

**દામોદર**—એ મિત્રતા બાંધવાનું પણ કાંઇક કારણ હશે.

**સામળ**—હા. તે વખતે રશિયન લોકો હિંદમાં આવે એવી ધાસ્તી ઊભી થઈ હતી; તેથી એમને હિંદમાં પેસતા અટકાવવા માટે નાકા ઉપર જાપ્તો કરવાની જરૂર પડી. એ જાપ્તો એણે મેં કહ્યા તે ત્રણે દેશો સાથે મિત્રતા બાંધીને સાધ્યો.

**દામોદર**—અંગ્રેજો કામ કાઢી લેવામાં ભારે શાણા ને અગમબુદ્ધિવાળા!

**સામળ**—એવા ન હોય, તો એમનાથી ૫૦૦૦ ગાઉથી આવીને હિંદમાં રાજ્ય કરી શકાય પણ ખરું?

**વિનુ**—એના વખતના બીજા કોઈ બનાવો?

**સામળ**—એક જ. કંપનીને નવો પટ્ટો કરી આપ્યો તે.



લૉર્ડ ઑકલૅંડ

**વિનુ**—વીશ વર્ષ પૂરાં થઇ જવાથી ને?

**સામળ**—હા. એ નવા પટ્ટામાં કંપનીના વેપારના ખાસ હક્કો જતા રહ્યા; કારણ કે નવા પટ્ટાથી સર્વ કોઈને હિંદ ને ચીન સાથે વેપાર કરવાની છૂટ આપવામાં આવી હતી.

**વિનુ**—એની પછી ગવર્નર જનરલ તરીકે કોણ આવ્યો?

**સામળ**—લૉર્ડ ઑકલૅંડ. આ ગવર્નરે સતારાના રાજાને ગાદીએથી ઉઠાડી મૂકયો, ને કર્નુલને ખાલસા કર્યું. પણ એના

વખતમાં જાણુવા જેવો બનાવ તો પહેલો અફઘાન વિગ્રહ છે.

**રમણ**—અફઘાનિસ્તાન તો હિંદની બહાર આવ્યું ગણાય ને ?

**સામળ**—હા; પણ હવે તો કંપની હિંદની બહાર પણ પોતાની સત્તા બેસાડવા મહેનત કરવા મંડી હતી.

**દામોદર**—હિંદમાં તો પંજાબ ને સિંધ બાદ કરતાં બધે કંપનીની જ સત્તા ચાલતી હતી.

**સામળ**—હા, પણ રશિયાનો હાઉ કંપનીને વારે વારે ડરાવતો હતો. રખેને રશિયા અફઘાનિસ્તાનમાં આવી હિંદમાં દાખલ થઇ જાય તો ?–એ મોટી બીક કંપનીને રહ્યા જ કરતી હતી.

**રમણ**—રશિયાના લોકો હિંદમાં આવે એવી વકી હતી ખરી ?

**સામળ**—હા. ઈરાન સુધી તો તેઓ આવી પહોંચ્યા હતા; અને લૉર્ડ ઑકલૅંડના વખતમાં અફઘાનિસ્તાનમાં પણ પગપેસારો કરી રહ્યા હતા.

**રમણ**—એમ કે ?

**સામળ**—હા. અફઘાનિસ્તાનમાં તે વખતે જરા અંધેર ચાલતું હતું. રાજ્યનો ખરો હકદાર શાહશુજા હતો; પણ એને હરાવી દોસ્ત મહમ્મદ અફઘાનિસ્તાન પચાવી પડયો હતો. એ દોસ્ત મહમ્મદ રશિયાના પક્ષમાં ભળેલો છે એવી ગંધ કંપનીને આવી હતી.

**રમણ**—કંપનીએ પછી શું કર્યું ?

**સામળ**—કંપનીએ પછી શાહશુજાનો પક્ષ કરી એને અફઘાનિસ્તાનની ગાદીએ બેસાડવાનો નિશ્ચય કર્યો.

**રમણ**—હં ! બરાબર. શાહશુજા અફઘાનિસ્તાનની ગાદીએ હોય, તો પછી કંપનીને રશિયાથી ડરવાનું ન રહે.

**સામળ**—ના, ન રહે; અને તેથીજ ઑકલૅંડે રણજીતસિંહની મદદ લઈ શાહશુજાને કાબુલની ગાદીએ બેસાડયો; ને દોસ્ત મહમ્મદને અફઘાનિસ્તાનમાંથી નસાડયો.

**રમણ**—અંગ્રેજી લશ્કર જ્યાં જાય છે, ત્યાં પહેલે જ ઝપાટે ફાવી જાય છે !

**સામળ**—પણ આ વખતે ખરી રીતે ફાવ્યું નહોતું; કારણ કે દોસ્ત મહમ્મદનો દીકરો અકબરખાં તે વખતે અફઘાનિસ્તાનમાં જ હતો; અને આખી પ્રજા એના પક્ષમાં હતી.

**રમણ**—અકબરખાંએ શાહશુજા સામે લડાઈ કરી હતી?

**સામળ**—ના; કાબુલની પ્રજાએ જ બળવો કર્યો; અને કંપનીના લશ્કરને કાબૂલમાંથી કાઢયું. શાહશુજાને પણ મારી નાખ્યો.

**રમણ**—આખા લશ્કરને કાબુલ છોડવું પડયું ?

**સામળ**—હા. કાબુલીઓનો એટલો બધો જબરો વિરોધ હતો, કે લશ્કરને કાબુલ છોડવું જ પડયું.

**રમણ**—જો ત્યાંની પ્રજાજ શાહશુજાને નહોતી માગતી, તો શા માટે કંપનીએ એવા માણસનો પક્ષ કર્યો ?

**સામળ**—કંપનીની એ મોટી ભૂલ થઈ હતી; પણ એમને કોઈ હિસાબે અફઘાનિસ્તાનમાં સત્તા જમાવવી હતી; અને એ ઉતાવળમાં ઑકલૅંડે આ જબ્બર ભૂલ કરી હતી.

**રમણ**—ભૂલનું પરિણામ તો એવુંજ આવે ને.

**સામળ**—એ ભૂલને પરિણામે તો કાબુલ ગયેલું આખું લશ્કર પાછું આવતાં કતલ થઈ ગયું હતું. ગોરા અમલદારો પણ માર્યા ગયા હતા. ૧૬૦૦૦ માણસોની કતલ

કાબુલીઓએ કરી નાખી હતી. ફક્ત એક ડૉક્ટર નસીબ-જોગે બચી જવા પામ્યો હતો.

**વિનુ**—અરરર ! કાબુલીઓએ કાળો કેર કર્યો.

**સામળ**—હા; અને એ કાળા કેરનો બદલો ઑકલૅંડ લે તે પહેલાં એને વિલાયત જવું પડ્યું; અને એની જગાએ લૉર્ડ એલનબરો આવ્યો.

**રમણ**—પછી એલનબરોએ એ વેર લીધું હતું ?

**સામળ**—હા. એણે હિન્દમાં આવીને અફઘાનિસ્તાન જીતવા માટે નવું લશ્કર મોકલ્યું. એ લશ્કરે કાબુલ ને ગઝની હાથ કર્યાં; અને પછી ફક્ત વેર લેવાની જ ખાતર કાબુલની આખી બજાર તોપોના ગોળા મારી ઉડાડી મૂકવામાં આવી; લૂંટફાટ ચલાવવામાં આવી; અને એ બધું પત્યા પછી તરત જ એ લશ્કર હિન્દ આવવા પાછું વળ્યું.

**રમણ**—કાબુલમાં રહી તો ન શક્યું ને ?

**સામળ**—કોની ખાતર રહે ? શાહશુજાનું તો કે દિવસનું ખૂન થયું હતું.

**રમણ**—ત્યારે કાબુલનો રાજા કોણ થયો ?

**સામળ**—એલનબરોએ પેલા દોસ્ત મહમ્મદ સાથે સુલેહ કરી; અને કાબુલનું રાજ્ય ફરી એને સોંપ્યું.

**દામોદર**—ઘાંચીનો બેલ ફરી ફરીને ત્યાંનો ત્યાં આવીને ઊભો.

**રમણ**—પણ એલનબરોએ કંપનીની ગયેલી આબરૂ પાછી મેળવી ખરી.

**સામળ**—એ ગયેલી આબરૂ પાછી મેળવવા માટે તો બીજાં બે અણઘટતાં કાર્ય પણ એલનબરોએ કર્યાં હતાં.

**રમણુ**—ક્યાં એ ?

**સામળ**—એક તો સિંધ ખાલસા કર્યું તે; અને બીજું સિંધિયાને સહાયકારી યોજનામાં ભેળવ્યો તે.

**રમણુ**—સિંધને ખાલસા કરવાનું શું કારણુ ? એમ બતાવવા માટે, કે અમે અંગ્રેજો કેવા જબરા છીએ ?

**સામળ**—એ તો ખરું; પણુ ખાસ કારણુ તો એ, કે તે વખતે રણુજીતસિંહ ગુજરી ગયો હતો; અને શીખો સિંધ ગળી જાય એ બીક રહ્યા કરતી હતી. તેથી એલનબરોએ ચાર્લ્સ નેપિયર નામના માણુસને સિંધમાં મોકલી એ આખો મુલક ખાલસા થાય એવી રીતે વર્તવા એને કહ્યું હતું.

**રમણુ**—પછી નેપિયરે સિંધમાં જઈ શું કર્યું હતું ?

**સામળ**—એણે સિંધના અમીરોના દોષો જ જોવા માંડયા. તમે આ ન કર્યું, ને તે ન કર્યું. તમે અમારા લશ્કરને આ સગવડ ન આપી, ને તે ન આપી. એવાં એવાં બહાનાં કાઢ્યાં. અમીરોએ કંપની ફરમાવે તેમ વર્તવા કબૂલ કર્યું; છતાં નેપિયર રીઝયો નહિ. આથી અમીરોનું સિંધી લશ્કર ચીડાઈ ગયું, ને બળવો કરી ઊઠ્યું. નેપિયરને એટલું જ જોઈતું હતું. એણે અમીરોના લશ્કરને હરાવી સિંધ આખું ખાલસા કર્યું. ફક્ત એક ખૈરપુરનું નાનું સંસ્થાન રહેવા દીધું.

**રમણુ**—બસ, આવો અન્યાય જ !

**સામળ**—જે કહો તે. ગ્વાલિયરમાં પણુ શું બન્યું હતું ? સિંધિયા મહારાજાની વિધવા મહારાણીએ એલનબરો કહે તેમ કારભાર ચલાવવા વચન આપ્યું; છતાં એના દોષો કાઢી એલનબરોએ લડાઈ જાહેર કરી.

**દામોદર**—બળિયાના બે ભાગ–એ પણુ એક ન્યાય

દુનિયામાં ચાલે જ છે ને ?

**સામળ**—હા; એ જ ન્યાયે સિંધિયાના લશ્કરને હરાવી એલનબરોએ ગ્વાલિયરને સહાયકારી યોજનામાં દાખલ કરી દીધું.

**વિનુ**—આ અન્યાયી કાર્યો સિવાય બીજું કાંઇ એલનબરોના વખતમાં જાણવા જેવું બન્યું હતું કે નહિ ?

**સામળ**—કશું જ નહિ.

**વિનુ**—ત્યારે એને પડતો મૂકો, ને નવા ગવર્નર જનરલની વાત કરો.

**રમણ**—ઉતાવળ શું કરાવે છે, વિનુ ? સામળકાકા, બીજા જે બનાવો હોય તે કહો ને.

**સામળ**—એલનબરોનો અમલ ખલાસ થયો. હવે બીજી વાતો આવતી કાલે.

## વિસામો ૨૦ મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો. ]

### : : સવાલો : :

૧. અંગ્રેજોએ આપણી તલવારે જ આપણને માર્યા—આ વાત સમજાવો.
૨. યાન્દાબુની સંધિ અને ભરતપુરની જીત વિષે શું જાણો છો ?
૩. બેન્ટિંકના સુધારા વર્ણવો.
૪. પહેલો અફ્ઘાન વિગ્રહ કોના વખતમાં થયો, અને તે વિષે તમે શું જાણો છો ?
૫. એલનબરોએ શા માટે અફ્ઘાન વિગ્રહ જારી રાખ્યો ?
૬. સિંધદેશ કોણે ખાલસા કર્યો ? એ દેશ ખાલસા કરવામાં અન્યાય હતો, એવું તમે શા ઉપરથી કહી શકો ?
૭. ગ્વાલિયરનું રાજ્ય સહાયકારી યોજનામાં કેવી રીતે ભળ્યું ?

# મિજલસ ૨૧ મી

**વિનુ**—સામળકાકા, એલનબરોનો અમલ પૂરો થયા પછી એની જગાએ કોણ આવ્યું હતું ?

**સામળ**—લૉર્ડ હાર્ડિંજ; અને એની પછી લૉર્ડ ડેલહાઉસી.

**રમણ**—એકી સાથે બે ગવર્નર ન લો, સામળકાકા.

**સામળ**—એકી સાથે બેની વાત થઈ પણ કેમ શકે? બન્નેનાં નામ એટલા માટે કહ્યાં, કે એમના વખતમાં કંપની સરકારનું રાજ્ય આખા હિન્દુસ્તાનમાં ફેલાઈ ગયું હતું. એક પણ ખૂણો એવો નહોતો રહ્યો, કે જ્યાં કંપની સરકારની વગ ન ચાલતી હોય.

**રમણ**—પંજાબમાં પણ? રણજીતસિંહના પંજાબમાં પણ?

**સામળ**—હા, હા. રણજીતસિંહ તો એલનબરોનો અમલ હિંદમાં હતો, ત્યારે ગુજરી ગયો હતો; અને એના મરણ પછી પંજાબમાં ન પૂછો વાત એવી અંધાધૂંધી વર્તી રહી હતી. રણજીતસિંહ પછી ગાદીએ આવનાર એક પછી એક એમ ત્રણ રાજકુંવરોનાં ખૂન થયાં હતાં; અને છેવટે બાળક દિલીપસિંહ ગાદીએ આવ્યો હતો.

**રમણ**—આમ ખૂન થવાનું શું કારણ હશે, સામળકાકા?

**સામળ**—રણજીતનું લશ્કર જબરું હતું; પણ એના મરણ પછી એ જબરા લશ્કર ઉપર કાબૂ રાખી શકે એવું કોઈ રહ્યું નહિ; તેથી જેના પક્ષમાં લશ્કર આવતું તે ગાદીએ આવતું, ને એકાદનું ખૂન થતું.

**રમણ**—કંપની રણજીતસિંહની મિત્ર હતી, તો એણે આ અંધાધૂંધી અટકાવવા પગલાં ન ભર્યાં?

**સામળ**—કંપની તો એ અંધાધૂંધીથી મનમાં રાજી થઈ હતી. એને તો પંજાબ ગળી જવાની ઉમેદ હતી; તેથી જ્યારે પંજાબમાં ગોટાળો ચાલી રહ્યો હતો, ત્યારે કંપની પણ પોતાનો પગપેસારો પંજાબમાં કરી રહી હતી. જ્યાં ઠીક લાગે ત્યાં કિલ્લાઓ બંધાવી કંપની પોતાનાં થાણાં બેસાડતી હતી.

**રમણ**—કંપનીની આ હિલચાલ સામે શીખોએ કાંઇ વાંધો નહિ લીધેલો?

**સામળ**—શીખોએ જ્યારે કંપનીની બદદાનત જોઈ, ત્યારે શીખ લશ્કરે તરત જ કંપની સામે વાંધો લઈ લડાઈ જાહેર કરી હતી.

**વિનુ**—સામળકાકા, પછી કંપનીએ શું કર્યું?

**સામળ**—કંપની પણ લડવા તૈયાર જ હતી. શીખોએ બહાદુરીથી કંપનીના લશ્કર સામે બાથ ભીડી; છતાં બેચાર જગાએ શીખ લશ્કર ઉપરાઉપરી હારી ગયું.

**રમણ**—શીખોનું લશ્કર કેળવાયેલું હોવા છતાં હારી ગયું?

**સામળ**—હા; પણ એમાં શીખ લશ્કરનો વાંક છાંટાભર નહોતો. શીખો તો મર્દ બનીને લડ્યા હતા; પણ લાલસિંહ

ને તેજસિંહ નામના બે સરદારોએ એમને દગો દીધો હતો, ને હાર અપાવી હતી.

**રમણ**—ધિક્કાર છે એ લાલસિંહ ને તેજસિંહને!

**સામળ**—શીખો ઉપરાઉપરી હાર્યા, એટલે એમને અંગ્રેજો સાથે લાહોર મુકામે સુલેહ કરવી પડી. એ સુલેહથી કંપનીને કેટલોક નવો મુલક મળ્યો, દોઢ કરોડ રૂપિયાનો દંડ મળ્યો, ને સહાયકારી યોજનામાં પણ શીખોને ભળવું પડયું.

**રમણ**—ત્યારે તો પંજાબ આખો કંપનીની તાબેદારી ને દેખરેખ નીચે આવી ગયો.

**સામળ**—હા. દિલીપસિંહ બાળક હોવાથી પંજાબનો રાજ્યકારભાર પણ કંપનીએ જ હાથમાં લીધો હતો. ફક્ત એક કાશ્મીર બચી ગયું હતું.

**રમણ**—એ બચી જવાનું શું કારણ?

**સામળ**—એ પ્રદેશ પોતાના મિત્ર મહારાજા ગુલાબસિંહને કંપનીએ આપ્યો હતો; અને ગુલાબસિંહ કંપનીના કહ્યામાં હતો, એથી કાશ્મીર તરફથી કંપનીને કશી ભીતિ નહોતી.

**રમણ**—ઓહો! છેવટે પંજાબ પણ કંપનીએ સર કરી લીધો, હેં!

**સામળ**—હજી સર નહોતો કર્યો; ફક્ત ત્યાં સત્તા જ જમાવી હતી. પંજાબને સર કરી કંપનીના રાજ્ય સાથે જોડી દેનાર તો લોર્ડ ડેલહાઉસી હતો.

**રમણ**—હાર્ડિન્જે બીજું શું શું કર્યું?

**સામળ**—બીજું કશું કર્યું નથી. એના પછી આવનાર લંગડા લોર્ડ ડેલહાઉસીએ ઘણુંઘણું કર્યું હતું.

**વિનુ**—ડેલહાઉસી લંગડો હતો ?

**સામળ**—હા; આપણા દૂધવાળા કશીભાઈ પટેલ જેવો. પણ એ લંગડો ડેલહાઉસી હિંદુસ્તાનના ખૂણે ખૂણે ઠેકી વળ્યો હતો; ને જ્યાં જરા પોચું જોયું, ત્યાં પેસી ગયો હતો.

**રમણ**—પંજાબ આખો એણે સર કરી લીધો હતો ?

**સામળ**—હા. એના વખતમાં બીજો શીખ વિગ્રહ થયો હતો.

**રમણ**—શા કારણે ?

**સામળ**—લાહોરની સુલેહ પછી પંજાબનો કારભાર અંગ્રેજ અમલદારોના હાથમાં હતો. એ અમલદારો શીખ સરદારોને પજવણી થાય એવી રીતે અમલ ચલાવતા હતા. વળી એમણે દિલીપસિંહની માને પણ દેશ પાર કરી હતી. આથી શીખોની અંદર જબરો કચવાટ ઊભો થયો હતો. એવામાં એક નવો જ બનાવ બન્યો. મુલતાનના શીખ દીવાન મૂળરાજે અંગ્રેજ અમલદારોના અન્યાય સામે બળવો પોકાર્યો.

**રમણ**—એ પછી તરત જ બીજા ઉશ્કેરાયેલા શીખો પણ એની સાથે સામેલ થઈ ગયા હશે; ખરું ને સામળકાકા?

**સામળ**—હા; અને આખા પંજાબમાં બળવો ફાટી નીકળ્યો. કાબુલના અમીર દોસ્ત મહમ્મદે પણ શીખોને લશ્કરની મદદ મોકલી હતી.

**રમણ**—આટલું બધું થવા છતાં, કંપનીનું લશ્કર હાર નહોતું પામ્યું ?

**સામળ**—કંપનીનું લશ્કર એક બે જગાએ હારી ગયું હતું; પણ છેવટે તો કંપનીજ ફાવી હતી; અને આખા પંજાબને એણે તાબે કર્યું હતું.

**વિનુ**—રણુજીતસિંહનું પંજાબ આખરે પડયું, હેં?

**રમણ**—રણુજીતસિંહે ભાખેલું ભવિષ્ય સાચું પડયું.

**સામળ**—હા. બીજા શીખ વિગ્રહને અંતે પંજાબ કંપનીના રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું; લોકો પાસેથી હથિયાર લઈ લેવામાં આવ્યાં; દિલીપસિંહને પાંચ લાખનું વર્ષાસન બાંધી આપી ઈંગ્લંડ મોકલી દેવામાં આવ્યો; અને રણુજીતસિંહની તિજોરીમાં પડેલો કોહીનૂરનો હીરો પણ ઈંગ્લંડના મુગટમાં જડાયો.

**દામોદર**—કંપની સરકારનાં નસીબ જુઓ, નસીબ! પરદેશી વેપારીઓ વેપાર કરવા આવેલા તેમાંથી રાજ્ય ચલાવવા મંડયા; ને રાજ્ય ચલાવતાં ચલાવતાં એટલા વધ્યા, કે છેવટે આખા હિંદુસ્તાન ઉપર સત્તા જમાવી બેઠા!

**સામળ**—અંગ્રેજો જબરા મુત્સદ્દીના દીકરા છે. આપણે જ પૈસે ને આપણે જ માણસે એમણે આપણો જ દેશ હાથ કર્યો! કેવી નવાઈની વાત!

**રમણ**—આખા હિંદુસ્તાનમાં કંપનીનું જ રાજ્ય શરૂ થઈ ગયું હતું?

**સામળ**—જ્યાં જ્યાં દેશી રાજાઓ હતા, ત્યાં ત્યાં પણ કંપનીનું ઉપરીપણું તો હતું જ; એટલે આખું હિંદુસ્તાન કંપનીને ઘેર હતું એમ કહેવામાં શું વાંધો?

**દામોદર**—બ્રહ્મદેશ બાકી નહોતો રહ્યો?

**સમાળ**—બ્રહ્મદેશને એક વાર તો કંપનીએ લોર્ડ એમહર્સ્ટના વખતમાં નમાવ્યો હતો; અને બીજી વાર આ દેલહાઉસીએ એજ બ્રહ્મદેશને કંપનીના રક્ષણ તળે આણ્યો હતો.

**રમણ**—લડાઈ લડીને?

**સામળ**—હા. યાન્દાબુની સુલેહ પછી કંપનીના કેટલાક અમલદારો અને વેપારીઓએ દેલહાઉસીને એવી ફરિયાદ કરી, કે અમને બ્રહ્મી લોકો બહુ પજવે છે. દેલહાઉસીએ ફરિયાદની ઊંડી તપાસ કર્યા વિના લાગલું એક લશ્કર જ મોકલી આપ્યું. એ લશ્કરે બ્રહ્મદેશના મુખ્ય શહેરો કબજે કર્યાં; અને પાછળથી સુલેહ થઇ તેમાં બ્રહ્મદેશને મોટા દંડની રકમ આપવી પડી; કેટલાક નવા પ્રાંતો આપી દેવા પડ્યા; અને રાજ્યમાં કંપનીની દરમ્યાનગીરી પણ સ્વીકારવી પડી.

**દામોદર**—એ દેલહાઉસીએ તો વગર લડાઈ લડયે પણ ઘણાં દેશી રાજ્યો ખાલસા કરી દીધાં હતાં.

**રમણ**—સામળકાકા, આ ખરી વાત?

**સામળ**—હા. કંપનીની સત્તા નીચે ઘણા દેશી રાજાઓ આવ્યા હતા. એ રાજાઓમાંથી જેને જેને વારસ નહોતો, તેને તેને દત્તક લેવાની પરવાનગી ન આપતાં દેલહાઉસીએ એવા રાજાઓનાં રાજ્ય એકદમ ખાલસા કરી દીધાં.

**દામોદર**—એ પણ એક જુલમ જ ને? દત્તક લેવાનો હક્ક જ નહિ?

**સામળ**—દેલહાઉસી એમ કહેતો, કે દત્તક પુત્રને રાજ્ય ઉપર શેનો હક્ક? રાજ્ય ઉપર તો કંપની સરકારનો જ હક્ક હોઈ શકે.

**દામોદર**—એ બધી એની દલીલો ખોટી છે. દત્તક પુત્રને રાજ્ય ઉપર પણ હક્ક હોય છે, એ રીત તો જૂના કાળથી ચાલી આવે છે. એમાં દેલહાઉસીને વચ્ચે પડવાનું કાંઈ કારણ જ નહોતું.

**રમણ**—છતાં વચ્ચે તો પડયો હતો ને?

**દામોદર**—હા; વચ્ચે પડીને રાજ્યનાં રાજ્ય ઓહિયાં કરી ગયો હતો.

**રમણ**—એ રીતે એણે કયાં કયાં રાજ્યો ખાલસા કર્યાં?

**સામળ**—સતારા, ઝાંસી, જૈતપુર, સંબલપુર, બાલાઘાટ, નાગપુર, કાચાર, વગેરે રાજ્યો એણે ખાલસા કર્યાં. આ બધાં રાજ્યો તો ત્યાંના રાજાઓ અપુત્ર મરવાથી ખાલસા કર્યાં; પણ તે ઉપરાંત અયોધ્યા અને વરાડ પ્રાંતો પણ ડેલહાઉસીએ ખૂંચવી લીધા હતા.

**રમણ**—શા માટે?

**સામળ**—ડેલહાઉસીએ અયોધ્યાના નવાબને સંભળાવી દીધું, કે તમે બરાબર રાજ્ય ચલાવી જાણતા નથી, માટે તમારું રાજ્ય કંપનીને સોંપી દો; અને તમે વર્ષાસન લઈ ઘેર બેસો. નિઝામ સરકારને પણ એણે કહ્યું, કે તમે કંપનીના બહુ જ દેવાદાર થઈ ગયા છો, ને દેવું ભરી પણ શકતા નથી; માટે તમારો વરાડ પ્રાંત કંપનીને લખી આપો.

**રમણ**—ડેલહાઉસીના કહેવા પ્રમાણે એ બંને વર્ત્યાં હતા?

**સામળ**—ન વર્તે તો જાય ક્યાં? અયોધ્યા પ્રાંત અને વરાડ પ્રાંત બંને કંપનીને મળ્યા. આ ઉપરાંત બાજીરાવ પેશ્વા જેને કંપનીએ બિઠુરમાં રાખ્યો હતો, ને જેને આઠ લાખનું વર્ષાસન બાંધી આપ્યું હતું તે જ્યારે મરી ગયો, ત્યારે એના દત્તક પુત્ર ધોંડુપંત ઊર્ફે નાનાસાહેબ બાપના વર્ષાસનનો હકદાર નહોતો થઈ શકયો.

**રમણ**—ડેલહાઉસીએ નાનાસાહેબને વર્ષાસન નહોતું આપ્યું?

**સામળ**—ના. એ કોઈને એક પાઈ પણ આપે એવો ક્યાં હતો? એણે તો જેનું આવ્યું તેનું પડાવી જ લીધું હતું.

**રમણ**--પણ એની આ રીતભાતથી દેશી રાજાઓ ખૂબ ક્રોધે ભરાયા હશે.

**સામળ**—ઘણા જ; અને એમનો એ ક્રોધ થોડા વખતમાં જ ફાટી નીકળ્યો હતો.

**રમણ**—એમ કે? ક્યારે?

**સામળ**—દેલહાઉસી પછી લોર્ડ કૅનિંગ આવ્યો ત્યારે. એના વખતમાં સિપાઈઓમાં એક જબરદસ્ત બળવો થયો હતો. એ બળવામાં ખાલસા થયેલાં રાજ્યોએ ખૂબ આગળ પડતો ભાગ ભજવ્યો હતો.

**વિનુ**—સામળકાકા, દેલહાઉસીની વાત પૂરી થઇ ગઈ હોય, તો એ બળવાની વાત માંડો ને.

**સામળ**—દેલહાઉસીની વાત પૂરી જ થઇ છે. એણે રાજ્યો ખાલસા કર્યાં એટલું જ નહિ, પણ લોકોનાં દિલ પણ ઇંગ્લંડને ખાલસા થઈ જાય એવી ઢબછબે કામ લીધું હતું.

**રમણ**—એ વળી કેવું કામ?

**સામળ**—એણે તાર, ટપાલ, ને રેલવેની સગવડો વધારી દઈ લોકોને પશ્ચિમના સુધારામાં આંજી દીધા હતા. વળી અંગ્રેજી કેળવણીનો ફેલાવો પણ મોટા પાયા ઉપર કરી દીધો; જેથી સર્વત્ર અંગ્રેજીનો મોહ વધતો ગયો, ને અંગ્રેજી સુધારાના જ ગુણગાન થવા લાગ્યાં. વળી ખ્રિસ્તી ધર્મના ફેલાવા માટે પણ એણે ખૂબ ખર્ચ કર્યું હતું.

**દામોદર**—દેલહાઉસીનો આ બધો સુધારો વખાણવા લાયક જ હતો; છતાં એથી અંજાઈ હિંદીઓ પશ્ચિમના સુધારા

તરફ તણાયા એ સારું ન થયું.

**સામળ**—તેથી જ હું કહું છું ને, કે એણે તો હિંદીઓનાં દિલ પણ ખાલસા કરવાનો ઉદ્યમ માંડયો હતો.

**દામોદર**—ડેલહાઉસી બહુ ઉદ્યમી હતો. લંગડો હતો, પણ એક ઘડી જંપતો નહિ. વર્તનમાં એ બહુ જ કડક હતો.

**વિનુ**—સામળકાકા, પેલા બળવાની વાત માંડો ને.



લૉર્ડ કૅનિંગ

**સામળ**—હવે એજ માંડું છું ને. લોર્ડ કૅનિંગના વખતમાં એ એક જાણવા જેવો મોટો બનાવ બન્યો હતો.

એ બળવો સિપાઇઓનો બળવો કહેવાય છે, કારણ કે મુખ્યત્વે સિપાઇઓ જ કંપનીની સામે થયા હતા.

**રમણ**—હિંદી પ્રજાએ એમાં ભાગ નહોતો લીધો ?

**સામળ**—ના; હિંદની પ્રજા અને હિંદી રાજાઓ બળવાથી અલગ રહી કંપનીને મદદગાર રહ્યા હતા. જો આખી પ્રજા બળવામાં સામેલ થઈ ગઈ હોત, તો કંપનીને બહુ ભારે પડત.

**વિનુ**—બળવો ફાટી નીકળવાનું કારણ શું ?

**સામળ**—એનાં કારણો ઘણાં છે; પણ ખાસ કરી તે વખતે લશ્કરમાં નવી બંદૂકો દાખલ કરી હતી, અને તેમાં વાપરવાની કારતૂસ ઉપર ગાય ને ડુક્કરની ચરબી ચોપડવામાં આવે છે, એ બીના સિપાઇઓમાં જાહેર થતાં હિન્દુ અને મુસલમાન સિપાઇઓ ઉશ્કેરાઈ ગયા; અને તરત જ બળવો થયો. આની અગાઉ કેટલાંક દેશી રાજ્યોમાં કચવાટ તો હતો જ.

**રમણ**—શાથી ?

**સામળ**—દેલહાઉસીની ખાલસા રાજનીતિથી. એણે કેટલાંય રાજ્યો ખોટે કારણે ખાલસા કરી દીધાં હતાં; કેટલાયનાં વર્ષાસન પણ બંધ કરી દીધાં હતાં; આથી પણ એ બધા કંપની ઉપર દાંત કચકચાવી રહ્યા હતા.

**રમણ**—ત્યારે આ સિપાઈઓના બળવાનું દેલહાઉસીની ખાલસાનીતિ પણ એક કારણ કહી શકાય.

**સામળ**—હા; એ જ એક મોટું કારણ હતું. જેનાં જેનાં રાજ્યો ને વર્ષાસનો ગયાં હતાં તે બધા કંપની વિરુદ્ધ ખાનગી ચળવળ ચલાવી જ રહ્યા

હતા. કંપની આપણને વટલાવે છે; કંપની આપણને તાર, ટપાલ, ને રેલવેથી જકડી લેવા માગે છે; આપણી ઉપર કરવેરાના બોજા વધારી મૂકે છેઃ–એવી એવી અનેક વાતો એ અસંતોષી લોકોએ કંપની વિરુદ્ધ કહેવી શરૂ કરી દીધી હતી; અને એને પરિણામે સિપાઇઓ ને દેશી રાજાઓની કેટલીક પ્રજાઓ કંપની વિરુદ્ધ ધૂંધવાઈ રહી હતી. તેમાં પેલી ચરબી-વાળા કારતૂસની વાત ઊડી, ને તરત જ ભડકો થયો.

**રમણ**—સિપાઈઓના બળવાના નાયકો કોણ હતા?

**સામળ**—જે લોકોનું કંપનીએ રાજ્ય કે વર્ષાસન લઈ લીધું હતું તેઓ જ હતા. બાજીરાવનો દત્તક પુત્ર નાનાસાહેબ, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ, તાંતિયાતોપી, વગેરે તે બળવાના નાયક હતા.

**રમણ**—સામળકાકા, પહેલવહેલો બળવો કયા ગામમાં ફાટી નીકળ્યો.

**સામળ**—મીરત મુકામે ૮૫ સિપાઈઓએ પેલા ચરબીવાળા કહેવાતા કારતૂસોને અડકવાની ના પાડી; તેથી તેમને સખત સજા કરવામાં આવી. એને બીજે જ દિવસે મીરતનું આખું હિંદી લશ્કર બળવો પોકારી ઊઠયું; અને જેટલા અંગ્રેજ અમલદારો ત્યાં હતા તે બધાનાં ખૂન કર્યાં.

**રમણ**—મીરતથી જ એ બળવો આગળ ફેલાયો, ખરું ને?

**સામળ**—હા. પછી તો દાવાનળ સળગે ને ફેલાય તેમ બળવો ફેલાયો. અયોધ્યા, રોહિલખંડ, દિલ્હી, આગ્રા, ઝાંસી, ગ્વાલિયર, વગેરે સ્થળોએ જોસબંધ બળવો ફાટી નીકળ્યો.

**વિનુ**—સિપાઈઓએ બળવો કરીને કર્યું શું? એમનો ઇરાદો શો હતો?

**સામળ**—એમનો ઇરાદો કંપનીના રાજ્યનો નાશ કરવાનો હતો; તેથી એ બળવાખોર સિપાઈઓએ અંગ્રેજોનાં ખૂન કર્યાં; અને દિલ્હીનો કબજો લઈ મુગલ પાદશાહ બહાદુરશાહને હિંદનો હાકેમ જાહેર કર્યો.

**રમણ**—મુગલ પાદશાહ બહાદુરશાહ પણ બળવામાં ભળ્યો હતો ?

**સામળ**—એ ભળ્યો નહોતો; પણ એને ભેળવ્યો હતો. એનામાં બળવાને દોરવાની તાકાત નહોતી. એ તો બળવાખોરોના હાથમાં રમકડું બન્યો હતો; અને પરિણામે બીચારો બધું ખોઈ બેઠો હતો.

**રમણ**—હા, હા. તમે મુગલોના ઇતિહાસમાં આ બહાદુરશાહની વાત કહી ગયા છો. એને છેવટે કેદ કરી લેવામાં આવ્યો હતો; અને એના બે દીકરાઓને ગોળીબહાર કરી મારી નાખવામાં આવ્યા હતા; ખરું ને, સામળકાકા.

**સામળ**—હા; તને આગલી વાત બરાબર યાદ છે.

**વિનુ**—સામળકાકા, પછી કંપનીએ એ બળવો શમાવવા શું કર્યું ?

**સામળ**—બળવો બેસાડી દેવાને કંપનીએ તાબડતોબ તૈયારીઓ કરી હતી. બંગાળા, મદ્રાસ, ને મુંબઈ ઇલાકામાં એવો જાપ્તો કરી દીધો હતો, કે ત્યાંથી તો કોઈ બળવામાં સામેલ થઈ શકયું જ નહોતું. વળી કંપનીને સારે નસીબે પંજાબના શીખો વફાદાર રહ્યા હતા; અને અફઘાનિસ્તાનના અમીરે અને નેપાળના રાજાએ પણ કંપનીને આ વખતે સરસ મદદ કરી હતી. તેથી થોડા જ વખતમાં એ આખો બળવો શાંત કરી દેવામાં આવ્યો હતો.

**રમણ**—પણ એમાં ઘણા માણસોનો જાન ગયો હશે, ખરું ને?

**સામળ**—બેશુમાર માણસોનો. બળવાખોરોએ ઘણા અંગ્રેજોનો ઘાણ કાઢયો હતો. નાનાસાહેબે તો કાનપુરમાં અગ્રેજોની કતલ જ કરાવી હતી; પણ જેમ જેમ કંપની જોરમાં આવતી ગઈ, તેમ તેમ એણે પણ બળવાખોરોની બેહાલી કરવામાં કશી મણા નહોતી રાખી. બળવાખોરોનાં લશ્કરનાં લશ્કર તોપને ભડાકે ઉડાડી દેવામાં આવ્યાં હતાં.

**દામોદર**—બંને બાજુએ ક્રૂરતા કરવામાં કોઈ ઓછું નહોતું ઊતર્યું. એ હત્યાકાંડનો ઇતિહાસ વાંચતાં કમકમાટી ઊપજે તેમ છે.

**રમણ**—પેલા નાનાસાહેબ, તાંતિયાતોપી, ને લક્ષ્મીબાઈનું શું થયું હતું?

**સામળ**—નાનાસાહેબ જંગલમાં નાસી ગયો હતો; તાંતિયાતોપીને ફાંસી દેવામાં આવી હતી; અને લક્ષ્મીબાઈ બહાદુરીથી લડતાં લડતાં જ મરી હતી.

**દામોદર**—આપણા ઇતિહાસમાં લક્ષ્મીબાઈ એક વીરાંગના થઈ ગઈ કહેવાય. એની બહાદુરી કાંઇ જેવી તેવી ન હતી.

**સામળ**—સ્ત્રી હોવા છતાં મર્દને શરમાવે તેવી લડનારી લક્ષ્મીબાઈ તો બીજી થઈ જ નથી.

**વિનુ**—સામળકાકા, બળવો શમ્યા પછી શું થયું?

**સામળ**—બળવો શમ્યા પછી કંપનીના વહીવટમાં મોટામાં મોટો ફેરફાર થઈ ગયો. જ્યારે બળવાની વાત ઈંગ્લંડ પહોંચી, ત્યારે ત્યાંની સરકારે કંપનીની સખત ઝાટકણી કાઢી; અને કંપનીને રાજ્ય કેમ ચલાવવું તે આવડતુંજ નથી,

એમ પુરવાર કરીને ત્યાંની સરકારે કંપનીનો બધો રાજ્યવહીવટ પોતાના હાથમાં લઈ લીધો.

**રમણ**—શું કહો છો? અંગ્રેજ કંપનીની સત્તા હિન્દમાં રહીજ નહિ?

**સામળ**—ના; રાજ્ય ચલાવવાની બધી સત્તા ઈંગ્લંડની સરકારે પોતાના હાથમાં લઈ લીધી.

**વિનુ**—કંપનીની સત્તા હિંદમાં બિલકુલ રહીજ નહિ? કંપની બધુંજ ખોઈ બેઠી?

**સામળ**—હા. હિંદમાં રાજ્ય કરવાનો અધિકાર ખોઈ બેઠી; પણ એ બધો રાજ્યવહીવટ કંપનીના હાથમાંથી લઈ લેતી વખતે ઈંગ્લંડની સરકારે કંપનીને નાણાંનું ઘણું વળતર આપ્યું હતું; અને પુષ્કળ નાણાં આપી સંતોષ્યા પછીજ, અને કંપનીનું તમામ દેવું હિંદને શિર મૂકીને કંપનીની સત્તાનો લોપ કરવામાં આવ્યો હતો.

**રમણ**—પછી ઈંગ્લંડની સરકાર ત્યાં બેઠી બેઠી હિંદનો રાજ્યવહીવટ ચલાવવા લાગી?

**સામળ**—હા. એ સરકારે એ વહીવટ ચલાવવા માટે એક સેક્રેટરી અને પંદર માણસોની એક સમિતિ નીમી; એનું નામ ઈંડિયા કૌંસિલ. ઈંગ્લંડની સરકાર જે ગવર્નર જનરલ નીમે તેણે એ ઈંડિયા કૌંસિલને તાબે રહીનેજ બધું કામકાજ કરવાનું હતું; અને એ ગવર્નર જનરલ હવે કંપનીનો માણસ નહિ, પણ ઈંગ્લંડના રાજાનો નીમેલો માણસ હોવાથી વાઇસરૉય કહેવામાં આવ્યો. બળવા પછી લૉર્ડ કૅનિંગ પહેલો વાઇસરૉય કહેવાયો. વાઇસરૉય એટલે રાજાનો પ્રતિનિધિ અથવા રાજા વતી કામ કરનારો માણસ.

**રમણ**—સામળકાકા, બળવા પછીનો આ બધો રાજ્ય-કારભારનો ફેરફાર હિંદના લોકોએ કેવી રીતે જાણ્યો હશે ?

**સામળ**—એ વખતે ઇંગ્લંડમાં મહારાણી વિક્ટોરિયા રાજ્ય કરતી હતી. તેણે તરતજ એક ઢંઢેરો બહાર પાડયો; અને એ ઢંઢેરો હિંદના ખૂણેખૂણામાં સંભળાવવામાં આવ્યો હતો.

**વિનુ**—એ ઢંઢેરામાં શું લખ્યું હતું ?

**સામળ**—એમાં હિંદમાં કંપનીના વહીવટનો અંત, ને ઇંગ્લંડની સરકારના કારભારનો આરંભ જણાવવામાં આવ્યો હતો. તે ઉપરાંત હિંદી રાજાઓને કેટલાંક સારાં વચનો પણ આપવામાં આવ્યાં હતાં.

**રમણ**—એ વચનો ક્યાં હતાં ?

**સામળ**—હિંદી રાજાઓને દત્તક પુત્ર લેવાની છૂટ રહેશે, અને તેમની સાથે મૈત્રીનો સંબંધ જાળવી રાખવામાં આવશે. હિંદી પ્રજાને પોતાની ઇંગ્લંડની પ્રજા જેવીજ ગણવામાં આવશે, અને તેમના ધર્મનું રક્ષણ કરવામાં આવશે. નોકરી આપવામાં ભેદભાવ રાખવામાં નહિ આવે, વગેરે વચનો આપવામાં આવ્યાં હતાં.

**દામોદર**—બળવાખોરોને માફી આપવામાં આવશે, એવું પણ વચન આપવામાં આવ્યું હતું.

**સામળ**—દામોદર, આ બળવાનું એક ખાસ પરિણામ એ આવ્યું, કે ત્યારપછીથી લશ્કરની મોટી મોટી નોકરીઓ હિંદીઓને મળવી બંધ થઈ ગઈ. તોપખાનામાંથી તો તેમને બાતલજ કરી દેવામાં આવ્યા હતા.

**દામોદર**—એ ખરું; પણ હિંદી રાજાઓ બળવામાં કંપનીના મિત્ર તરીકે વર્ત્યા હતા, તેથીજ ઇંગ્લંડની સરકારે હિંદી રાજાઓ પ્રત્યે મિત્ર તરીકે વર્તવાનું, ને એમનાં રાજ્યોને પૂરતું રક્ષણ

આપવાનું ધોરણ સ્વીકાર્યું હતું. આ ધોરણ આજે પણ જેવું ને તેવુંજ ચાલુ રહ્યું છે.

**રમણ**—સામળકાકા, રાણીના ઢંઢેરા પછી બીજું શું શું બન્યું?

**સામળ**—રાણીના ઢંઢેરા પછી લૉર્ડ કૅનિંગ વાઇસરૉય બન્યો; અને એ કથા આવતી કાલે કરીશું.

## વિસામો ૨૧ મો

[નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો.]

### :: સવાલો ::

૧. રણજીતસિંહના ગુજરી જવા બાદ પંજાબની સ્થિતિ કેવી થઇ ગઈ હતી?
૨. પહેલો શીખ વિગ્રહ થવાનાં કારણો કહો.
૩. કેળવાયેલું શીખ લશ્કર પણ કેમ હારી ગયું?
૪. લાહોરની સંધિ વિષે તમે શું જાણો છો?
૫. બીજો શીખ વિગ્રહ કયા ગવર્નર જનરલના વખતમાં થયો? એ વિગ્રહનું કારણ અને પરિણામ કહો.
૬. દેલહાઉસીએ બ્રહ્મી લોકો સામે શા માટે લડાઈ કરી? એ લડાઈનું પરિણામ કેવું આવ્યું હતું?
૭. દેલહાઉસીની ખાલસાનીતિ સમજાવો; અને એ નીતિથી એણે ક્યાં ક્યાં રાજ્યો ખાલસા કર્યાં?
૮. સિપાઈઓનો બળવો કોના વખતમાં ફાટી નીકળ્યો?
૯. એ બળવાનાં કારણો કહો.
૧૦. દેલહાઉસીની ખાલસાનીતિએજ સિપાઈઓના બળવાનું બીજ રોપ્યું હતું, આ કથન પુરવાર કરો.
૧૧. બળવાનું પરિણામ શું આવ્યું?
૧૨. મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરા વિષે તમે શું જાણો છો?

# મિજલસ ૨૨ મી

**વિનુ**—સામળકાકા, ગઈ કાલે તમે વહેલા ઊઠી ગયા હતા.

**સામળ**—તે માટે તારે શું કહેવું છે?

**વિનુ**—માટે આજે વહેલાવહેલા વાત શરૂ કરો.

**સામળ**—વિનુને દંડ કરતા સારો આવડે છે! "વહેલા ઊઠી ગયા, માટે વહેલાવહેલા વાત શરૂ કરો"–ઠી....ક! ચાલો ત્યારે, વિનુ બહેન, વાત શરૂ કરું છું. રાણીના ઢંઢેરા પછી લૉર્ડ કૅનિંગ વાઈસરૉય થયો.

**રમણ**—હવે પછી હિંદમાં કંપનીનું રાજ્ય તો ન જ કહેવાય ને?

**સામળ**—ના. હવે ઈંગ્લંડનું રાજ્ય કહેવાય. બળવા પછી ઈંગ્લંડની રાણી વિક્ટોરિયા હિંદની શહેનશાહ બાનુ થયાં; અને ઇંગ્લંડના આજના રાજા જ્યોર્જ પાંચમા આપણા શહેનશાહ કહેવાય.

**વિનુ**—લૉર્ડ કૅનિંગે વાઇસરૉય બનીને શી નવાજૂની કરી?

**સામળ**—બળવા પછી હિંદમાં એકદમ શાંતિ ફેલાઈ ગઈ. પછી કોઇ જગાએ લડવા જેવું રહ્યું નહિ. આથી કૅનિંગે હિંદના કારભારમાં કેટલાક સારા સારા સુધારા દાખલ કર્યા.

**રમણ**—ક્યા એ સુધારા ?

**સામળ**—એણે મુંબઈ, મદ્રાસ, ને કલકત્તામાં ત્રણ મોટી અદાલતો સ્થાપી. લશ્કરમાં પણ એવો સુધારો કર્યો, કે ઉત્તર હિંદમાં બે હિંદી સિપાઇએ એક અંગ્રેજ, ને દક્ષિણ હિંદમાં ત્રણ હિંદી સિપાઈએ એક અંગ્રેજ સિપાઈ લશ્કરમાં હોવો જ જોઇએ.

**દામોદર**—બળવાના કડવા અનુભવ પછી આ જાતનો સુધારો કરવો સૂઝયો હતો.

**સામળ**—હા. જેથી હિંદી લશ્કર કાબૂમાં ન રહે, તો પણ એમનું ઘટેલું સંખ્યાબળ રાજ્યને સતાવી ન શકે.

**રમણ**—કૅનિંગના બીજા કયા સુધારા ?

**સામળ**—વળી એણે મુંબઈ, મદ્રાસ, ને કલકત્તામાં નવી વિદ્યાપીઠો સ્થાપી, અને કેળવણીના કાર્યને આગળ ધપાવ્યું. ખેડૂતોના વાજબી હક્કોની પણ એણે તપાસ કરી તેમને બનતી રાહત આપી હતી.

**દામોદર**—કૅનિંગ સાફ દિલનો ઉમરાવ હતો. એણે ખરા અંતરથી લોકોના ભલા માટે મહેનત કરી હતી.

**સામળ**—હા; અને તેથી તો આજે પણ એ ભલા કૅનિંગને હિંદના લોકો ભૂલી ગયા નથી. કૅનિંગ પછી લૉર્ડ એલ્જિન આવ્યો; પણ તે થોડા જ વખતમાં ગુજરી જવાથી એની પછી લૉર્ડ લૉરેન્સ વાઈસરૉય થયો.

**વિનુ**—હવે તો બધા વાયસરૉય જ આવવાના, કેમ ?

**સામળ**—હા. આ લૉર્ડ લૉરેન્સના વખતમાં પંજાબ અને અફ્ઘાનિસ્તાન વચ્ચે જે સરહદનો મુલક છે ત્યાંના મુસલમાનો બળવો કરી ઊઠ્યા. એ મુસલમાનો વહાબીઓ કહેવાય છે. પણ વહાબીઓનું એ તોફાન તરત જ દાબી દેવામાં આવ્યું હતું.

**રમણ**—બળવો કે લડાઈ થાય છે તે દાબી દેતાં અંગ્રેજ સરકારને વાર જ નથી લાગતી!

**સામળ**—શેની લાગે? અંગ્રેજ સરકારની સત્તા કાંઈ જેવી તેવી છે? લૉર્ડ લૉરેન્સના વખતમાં ભૂતાનના રાજા સાથે લડાઈ થઈ હતી; અને એ રાજાને એક ઝપાટામાં હરાવી દીધો હતો.

**રમણ**—શા માટે લડાઈ થઇ હતી?

**સામળ**—ભૂતાનની સરહદ વિષે તકરાર ઊભી થઇ હતી; પણ રાજાને હરાવી સરહદનો મનમાન્યો નિવેડો આણવામાં આવ્યો હતો.

**વિનુ**—લૉર્ડ લૉરેન્સના વખતમાં એકાદ બે લડાઇઓ થઈ ખરી.

**સામળ**—લડાઈ કરવી જ પડે ત્યાં એ બીચારો શું કરે? બાકી એ પોતે તો લડાઈની વિરુદ્ધ હતો. એના વખતમાં અફ્ઘાનિસ્તાનના પદભ્રષ્ટ અમીર શેરઅલીએ–દોસ્ત મહમ્મદના દીકરાએ–અંગ્રેજ સરકારની મદદ માગી હતી; પણ લૉરેન્સે એ કજિયામાં વચ્ચે પડવાની સાફ ના પાડી હતી.

**રમણ**—દોસ્ત મહમ્મદ તો અંગ્રેજોનો મિત્ર હતો; અને એણે સિપાઇઓના બળવા વખતે પણ સારી મદદ કરી હતી; તો શા માટે લૉર્ડ લૉરેન્સે એના દીકરાને મદદ નહિ કરી હોય?

**સામળ**—લૉર્ડ લૉરેન્સને એમ જ કરવું ગમ્યું હતું. એ તો એમ કહેતો, કે જે અમીર થાય એને આપણે મિત્ર ગણવો; પણ કોઇનો પક્ષ લઈ કજિયો ન વહોરી લેવો.

**દામોદર**—લૉરેન્સ પછી પણ અફઘાનિસ્તાનની બાબતમાં અંગ્રેજ સરકાર ઘણાં વર્ષ સુધી એજ નીતિએ વર્તી હતી.

**સામળ**—એ રીત જ એકંદર લાભકારક છે. નકામું "ઊઠ પહાણા પગ ઉપર પડ" એવું શાને કરવું?

**દામોદર**—લૉર્ડ લૉરેન્સે આરોગ્યખાતું પણ ખોલ્યું હતું; અને ખેડૂતોને દુષ્કાળમાંથી બચાવવા માટે નહેરો ખોદવાનો રસ્તો પણ એણે જ લીધો હતો.

**સામળ**—વળી એણે લોકો ઉપરનો કરનો બોજો પણ ઘટાડયો હતો. લૉરેન્સ બહુ સાદો ને ધર્મી માણસ હતો. એના પછી લૉર્ડ મેયો વાઈસરૉય થઈને આવ્યો હતો.

**વિનુ**—સામળકાકાની વાત હવે ઝપાટાબંધ ચાલે છે.

**સામળ**—હા. વિનુબા ડાહ્યાં! નવો વાઇસરૉય લૉર્ડ મેયો પણ બહુ ભલો માણસ હતો. કારભારમાં સુધારા કરવાને તે હમેશાં આતુર રહેતો.

**રમણ**—એણે કયા સુધારા કર્યા?

**સામળ**—ખેતી માટે એને સારો રસ હતો; તેથી ખેતી માટે એક અલાયદું સરકારી ખાતું ખોલવાનો પણ એનો વિચાર હતો, પણ ઈંગ્લંડથી ના આવી; તેથી વાત અટકી પડી. વળી એણે મુંબઇ, મદ્રાસ, વગેરેના ગવર્નરોને અમુક અમુક બાબતમાં ખર્ચ કરવાને માટે સ્વતંત્રતા આપી હતી.

**દામોદર**—લૉર્ડ મેયો તો એજ ને, કે જેનું ખૂન એક કેદીએ કર્યું હતું?

**રમણ**—વાઈસરૉયનું ખૂન કેદીએ કર્યું હતું?

**સામળ**—હા. મેયો એક વાર આંદામાન ટાપુ ઉપરની વ્યવસ્થા જોવા ગયો હતો; કારણ કે ત્યાં એને કેટલાક સુધારા દાખલ કરવા હતા. પણ એક સાંજે એક ઝનૂની પઠાણે એનું ખૂન કર્યું હતું.

**વિનુ**—અરરર! બીચારો કમોતે મુઓ.

**સામળ**—હા; બહુ ખોટું થયું. લૉર્ડ મેયો પછી લૉર્ડ નૉર્થબ્રૂક વાઈસરૉય થઈ ને આવ્યો હતો. આ માણસ સરલ સ્વભાવનો અને સ્વતંત્ર મિજાજનો હતો. લોકો ઉપર કરના બોજા વધે, એ એને રુચતું નહોતું; તેથી એણે આયપતવેરો જે લૉર્ડ કૅનિંગના વખતમાં પ્રથમ લાદવામાં આવ્યો હતો તે કાઢી નાખ્યો; ને મીઠા ઉપરનો કર પણ ઓછો કર્યો.

**દામોદર**—રમણ, વિનુ, આ નૉર્થબ્રૂકના વખતમાં જ વડોદરાના મલ્હારરાવ–હાલના આપણા સયાજીરાવ મહારાજાના પિતા ( સયાજીરાવ, મલ્હારરાવના દત્તક પુત્ર થાય )–પદભ્રષ્ટ થયા હતા.

**રમણ**—જેમના ઉપર અંગ્રેજી અમલદારને ઝેર દેવાનું તહોમત આવ્યું હતું, ને જેમની ઉપર એ બદલ કામ ચાલ્યું હતું, એજ ને?

**સામળ**—હા, એજ મલ્હારરાવ. આ લૉર્ડ નૉર્થબ્રૂક છેવટે નોકરીનું રાજીનામું આપી વિલાયત ચાલ્યો ગયો હતો.

**રમણ**—રાજીનામું કેમ આપવું પડયું હતું?

**સામળ**—ઇંગ્લંડની સરકાર સાથે એને એક બાબતમાં બન્યું નહિ. ત્યાંની સરકારે લૉર્ડ નૉર્થબ્રૂકને કહ્યું, કે તમે ઇંગ્લંડના કાપડ ઉપર જે પાંચ ટકાની જકાત છે તે કાઢી

નાખો. નૉર્થબ્રૂકે ચોખ્ખી ના પાડી. એમાંથી બન્ને વચ્ચે ચકમક ઝરી, અને નૉર્થબ્રૂકે તરત જ રાજીનામું ઘસડી નાખ્યું.

**દામોદર**—લૉર્ડ નૉર્થબ્રૂક સ્વતંત્ર મિજાજી હતો. પોતાની માનહાનિ સહન કરી લે એવો નબળો ન હતો.

**સામળ**—એવા મોટા અમલદારો તો સ્વમાની હોય એજ સારું. કોઈની શેહમાં દબાય તે અમલદારો નકામા.

વિનુ, લૉર્ડ નૉર્થબ્રૂક પછી લૉર્ડ લિટન આવ્યો. એ માણસ ઈંગ્લંડની સરકાર કહે તેમ કરે તેવો હતો.

**રમણ**—તેથીજ તેને પસંદ કરી મોકલવામાં આવ્યો હશે.

**સામળ**—હા. એને ખાસ કહેવામાં આવ્યું હતું, કે તારે હિંદમાં જઈ ઈંગ્લંડના કાપડ ઉપરની પાંચ ટકાની જકાત કાઢી નાખવી; અને અફ્ઘાનિસ્તાનના અમીર ઉપર દબાણ લાવી અંગ્રેજ એલચી એના રાજ્યમાં રખાવવો. છોકરાંઓ, હું તમને એટલું કહેવું ભૂલી ગયો હતો, કે લૉર્ડ નૉર્થબ્રૂકને અફ્ઘાનિસ્તાનના વિષયમાં પણ ઈંગ્લંડની સરકાર સાથે મતભેદ પડયો હતો; અને એ પણ એનું રાજીનામું આપવામાં એક કારણ હતું.

**રમણ**—પછી લૉર્ડ લિટને એને સોંપેલાં બંને કામ પાર પાડ્યાં હતાં ?

**સામળ**—જકાત કાઢી નાખવાનું કામ તો સહેલું હતું; પણ અફ્ઘાનિસ્તાનના વિષયમાં હાથ ઘાલતાં એને જબરી થપ્પડ લાગી હતી.

**વિનુ**—એમ કે ?

**સામળ**—હા. જેવું લૉર્ડ લિટને અફ્ઘાનિસ્તાનની સરહદ ઉપર અંગ્રેજી થાણું બેસાડયું ને અમીરને સૂચના કરી,

કે અમારો એક પ્રતિનિધિ (એલચી) તમારા રાજ્યમાં રાખો, કે તરતજ કાબુલના અમીરનો પિત્તો ઊકળ્યો; ને લડાઈ જાહેર થઈ.

**રમણ**—પછી શું થયું ?

**સામળ**—અંગ્રેજ લશ્કરે તરતજ અફ્ઘાનિસ્તાનનાં બેચાર મુખ્ય સ્થળો સર કર્યાં. અમીર નાસી ગયો, ને મરી ગયો. એના દીકરાએ પાછળથી સુલેહ કરી. તેમાં અંગ્રેજ સરકારને માગ્યું બધું મળ્યું. એક અંગ્રેજ અમલદાર કાબુલમાં હિંદી સરકારના પ્રતિનિધિ કે એલચી તરીકે રહે, અને કાબુલનો અમીર એ એલચીને ખબર આપ્યા વિના કોઈ પણ પરદેશી સાથે વ્યવહાર ન રાખી શકે એવી શરતો થઈ.

**રમણ**—ત્યારે તો લિટન ફાવી ગયો.

**સામળ**—પણ પાછળથી હિરાતના લશ્કરે બળવો કર્યો; અને અંગ્રેજ એલચી ને એની સાથેના માણસોનાં ખૂન કર્યાં. તરત જ આખું અફ્ઘાનિસ્તાન એ બળવામાં જોડાયું; અને એક બિનવારસ માણસ અમીર થઈ બેઠો. આ પ્રમાણે ગડબડ ખૂબ વધી પડી, એટલે ઇંગ્લંડની સરકારે લિટનસાહેબને પાછા બોલાવી લઈ લૉર્ડ રિપનસાહેબને હિંદના વાઈસરૉય બનાવીને મોકલ્યા.

**રમણ**—આ બધું જોતાં લિટને અફ્ઘાનિસ્તાનના વિષયમાં હાથ ઘાલીને મોટી ભૂલજ કરી, કેમ નહિ સામળકાકા ?

**સામળ**—હા. બીજાની બુદ્ધિએ ચાલનારને ઠોક્કર લાગ્યા વિના રહેતીજ નથી.

**રમણ**—લિટન એકંદર અળખામણો પણ બહુ થઈ પડયો હશે.

**સામળ**—હા. હિંદમાં ને ઇંગ્લંડમાં બન્ને જગાએ. હિંદમાં વધારે અળખામણો તો એટલા માટે થયો હતો, કે

એણે દેશી ભાષામાં નીકળતાં છાપાંઓ ઉપર કેટલાક બિનજરૂરી અંકુશો મુક્યા હતા.

**દામોદર**—ચોત્રીસો દુકાળ આ લિટનનાજ વખતમાં પડયો હતો. તે વખતે બેશુમાર માણસો મરી ગયા હતા.

**સામળ**—હા, એ ખરી વાત; અને તે દિવસથી અંગ્રેજ સરકારે દુષ્કાળ-નિવારણ-ભંડોળ ખોલ્યું, જેથી એવે દુ:ખને વખતે ગરીબોને સરકાર મદદ કરી શકે.

**રમણ**—ત્યારે લિટને આ એક કામ સારું કર્યું.

**સામળ**—એમ તો એણે પ્રાંતોની સરકારને ખર્ચ કરવામાં કેટલીક વધારે છૂટ પણ આપી હતી. છતાં એકંદરે લિટનનો કારભાર બહુજ વગોવાઇ ગયો છે.



લૉર્ડ રિપન

**વિનુ**—ત્યારે રિપન-સાહેબનો કારભાર કેવો આવે છે?

**સામળ**—ઘણો જ સરસ; બહુ જ વખણાયેલો. એ માણસ હિંદના લાભો જોઇને જ બધો કારભાર ચલાવતો.

**રમણ**—અફઘાનિસ્તાનનો બખેડો પણ એણે જ શાંત કર્યો હતો?

**સામળ**—હા. એણે કાબુલના નવા અમીર સાથે સુલેહ કરી, અને એને અંગ્રેજ

સરકારનો મિત્ર બનાવ્યો. વળી લિટને છાપાંઓ ઉપર જે અણઘટતા અંકુશો મૂકયા હતા તે પણ રદ કર્યાં.

**રમણ**—તેમાંજ રિપન વખણાઈ ગયો હશે.

**સામળ**—એનો કારભાર વખણાય એવાં એનાં બીજાં કામો પણ છે. એક તો એણે મૈસુરનો ખૂંચવી લીધેલો કારભાર–કોણે મૈસુરનો કારભાર ખૂંચવી લીધો હતો, યાદ છે?

**રમણ**—હા. લૉર્ડ બેન્ટિન્કે.

**સામળ**—બરાબર. તે કારભાર લૉર્ડ રિપને ત્યાંના મહારાજાને પાછો સોંપ્યો હતો.

**રમણ**—એ પણ એણે ઠીક કર્યું.

**સામળ**—એથી પણ વધારે સરસ કામ તો એણે આ કર્યું: આજે જે મ્યુનિસિપાલિટીઓ, લોકલ બૉર્ડો, અને તાલુકા બૉર્ડો છે તેનો સ્થાપનાર આ લૉર્ડ રિપન હતો. એ એમ માનતો હતો, કે હિંદીઓને દેશના કારભારમાં રસ લેતા કરવા હોય, અને છેવટે એમને સ્વરાજ્ય ભોગવતા કરવા હોય, તો એ જાતની સ્થાનિક સ્વરાજ્ય ભોગવવાની કેળવણી એમને આપવી જોઇએ; અને રિપને જ એ શરૂઆત કરી.

**દામોદર**—આજે આપણે એણે શરૂ કરેલી કેળવણીનાં સારાં ફળ જોઇ શકીએ છીએ. આપણા લોકો આજે મ્યુનિસિપાલિટીમાં, લોકલ બૉર્ડમાં, અને તાલુકા બૉર્ડમાં દાખલ થઈ દેશસેવાનાં કામો કરતા થઈ ગયા છે.

**સામળ**—હા. આ જાતની કેળવણીનો પાયો લૉર્ડ રિપને નાખ્યા પછીજ આપણા બાહોશ માણસો જાહેરમાં આવતા થયા.

**દામોદર**—હા. આ લૉર્ડ રિપનનાજ વખતમાં મુંબઈમાં સર ફિરોઝશાહ મહેતા, ગોપાળ કૃષ્ણ ગોખલે, અને રાનડે



સર ફિરોઝશાહ મહેતા

જેવા દેશભક્તો બહાર ઝળકી ઊઠ્યા હતા. બંગાળામાં પણ તેજ વખતે સુરેન્દ્રનાથ બેનરજીની ગર્જના ગાજતી હતી.

**રમણ**—મોટાભાઇ, આપણે ત્યાં રાનડેની છબી કેમ નથી ?

**દામોદર**—એ નથી મળી શકી; પણ રાનડે એક મહાપુરુષ થઈ ગયા. ગોખલેના પણ એ ગુરુ હતા. સામળ, ઇલ્બર્ટ બીલની વાત કરવી રહી જાય નહિ.

**રમણ**—સામળકાકા, એ બીલ કઈ જાતનું હતું ?

**સામળ**–એ ઇલ્બર્ટ બીલમાં એવું હતું, કે હિંદી ન્યાયાધીશો પણ ગોરાઓ ઉપરના ફોજદારી કેસો ચલાવી શકે.

**રમણ**—તે પહેલાં એવો અધિકાર હિંદી ન્યાયાધીશોને ન હતો ?



ગોપાળ કૃષ્ણ ગોખલે

**સામળ**—ના; પણ ઇલ્બર્ટ બીલની હકીકત બહાર પડતાંજ હિંદના ગોરાઓ કકળી ઊઠ્યા; કેટલાક રિપન ઉપર રાતાપીળા થઈ ગયા. આખરે એ બીલમાં સુધારો કર્યો, કે ગોરાઓ ઉપરના ફોજદારી મુકર્દમા હિંદી ન્યાયાધીશ ચલાવી શકે; પણ તે ચલાવતી વખતે પંચમાં ગોરાઓની બહુમતિ રાખીનેજ એવા મુકર્દમા ચલાવવા.

**દામોદર**—આ ઇલ્બર્ટ બીલ પસાર કરીને રિપન હિંદીઓમાં બહુ પ્રિય થઈ પડયો હતો.

**સામળ**—એટલો બધો, કે જ્યારે એ વિલાયત ગયો, ત્યારે મુંબઈમાં ને કલકત્તામાં એને પુષ્કળ માન મળ્યું હતું.

**દામોદર**—રિપને હિંદીઓને રાજ્યની નોકરીમાં પણ વિશેષ પ્રમાણમાં રાખ્યા હતા.

**સામળ**—એ બધાં એનાં સારાં કાર્યોથી જ હિંદના લોકો એના નામ પાછળ ઘેલા થઇ ગયા હતા.

**રમણ**—રિપનની વાત પૂરી થઈ?

**સામળ**—હા; આપણી આજની વાત પણ આપણે હવે પૂરી કરીએ છીએ.

## વિસામો ૨૨ મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો.]

### : : સવાલો : :

૧. લૉર્ડ કૅનિંગ હિંદનો પહેલો વાઇસરૉય કેમ કહેવાય છે? એણે રાજ્યમાં કયા સુધારા દાખલ કર્યા હતા?
૨. લૉર્ડ કૅનિંગ ભલો શાથી કહેવાય છે?

૩. વહાબીઓના બળવા વિષે અને ભૂતાનના રાજા સામેની લડાઈ વિષે તમે શું જાણો છો?
૪. "ઊઠ પહાણા પગ ઉપર પડ", એવું કરે તેવો લૉર્ડ લૉરેન્સ ન હતો—આ કથન પુરવાર કરો.
૫. લૉર્ડ લૉરેન્સના સુધારા વર્ણવી બતાવો.
૬. લૉર્ડ મેયોના મરણ વિષે તમે શું જાણો છો?
૭. લૉર્ડ નૉર્થબ્રૂક સ્વતંત્ર મિજાજનો માણસ હતો, એવું તમે શા ઉપરથી કહી શકો?
૮. પારકાની બુદ્ધિએ ચાલનારો માણસ ખત્તા ખાય, આ કહેવત લૉર્ડ લિટનને કેવી રીતે લાગુ પડી શકે?
૯. લૉર્ડ લિટન અળખામણો કેમ થઈ પડયો હતો?
૧૦. લૉર્ડ રિપનનો કારભાર બહુ જ વખણાઈ ગયો તેનું શું કારણ?
૧૧. ઇલ્બર્ટ બીલ વિષે તમે શું જાણો છો?

# મિજલસ ૨૩ મી

**રમણ**—મોટાભાઈ, સિપાઈઓનો બળવો ક્યારે થયો?

**દામોદર**—લૉર્ડ કૅનિંગના વખતમાં.

**રમણ**—એ તો હું જાણું છું; પણ આજથી કેટલાં વર્ષ પહેલાં?

**દામોદર**—આજથી આશરે પોણોસો વર્ષ પહેલાં. તારી બાના દાદા હતા. એમનું નામ જગન્નાથભાઇ; પણ એ કહેવાતા હતા 'જગનો મકરાણી'. આપણા દાદા–તેં એમને નહિ જોયેલા–'જગનો મકરાણી'ની બહુ બહુ વાતો કરતા. એ જગન્નાથદાદા બળવામાં પણ ગયા હતા; સાથે સો ભીલ પણ લઈ ગયા હતા.

**રમણ**—બળવામાંથી એ જીવતા પાછા આવ્યા હતા?

**દામોદર**—ના; એમના કશા સમાચાર જ નહોતા આવ્યા. એ અને એમના બધા સાથીઓ બળવામાં જ ખપી ગયા હતા.

**રમણ**—મોટાભાઈ, એ જગન્નાથદાદા સિપાઇઓની તરફથી લડતા હતા, કે કંપની સરકાર તરફથી?

**દામોદર**—સિપાઇઓ તરફથી લડવા ગયા હતા. બળવાના નાયકોમાં જે નાનાસાહેબ હતો, તેની સાથે જગન્નાથ-દાદાને સારાસારી હતી.

**વિનુ**—ત્યારે તો નાનાસાહેબની સાથે જ ક્યાંઇક જંગલમાં નાસી ગયા હશે, ને મરી ગયા હશે.

**દામોદર**—ભગવાન જાણે એમનું શું થયું. રમણ, એ બળવો થયો, તે વખતે કંપનીનું રાજ્ય હિંદમાં સ્થપાયાને કેટલાં વર્ષ થયાં હતાં એની તને ખબર છે?

**રમણ**—ના; તમે કહો ને.

**દામોદર**—ઈ. સ. ૧૭૫૭માં પ્લાસીનું યુદ્ધ થયું.

**વિનુ**—હા; બંગાળામાં સિરાજુદ્દૌલા સાથે.

**દામોદર**—ત્યારથી કંપનીના રાજ્યનો પાયો હિંદુસ્તાનમાં નખાયો. ત્યાર પછી બરાબર સો વર્ષે—એટલે કે ઈ. સ. ૧૮૫૭માં એ સિપાઇઓનો બળવો ફાટી નીકળ્યો. લોકો પણ તે વખતે એમ જ માનતા હતા, કે કંપનીનું રાજ્ય સ્થપાયાને એક સૈકડો પૂરો થઈ ગયો છે, માટે હવે એનું રાજ્ય જવાજ બેઠું છે.

**રમણ**—પણ એમના ધાર્યા પ્રમાણે એવું તો કાંઈજ ન બન્યું.

**દામોદર**—ના; એ તો ખાલી લોકમાન્યતા હતી.

**વિનુ**—સામળકાકા આવ્યા, મોટાભાઈ.

**સામળ**—તારા મોટાભાઈને આંખો છે તે જોતા નહિ હોય?

**રમણ**—સામળકાકા, એ તો તમે મોડા આવ્યા, માટે વિનુ મોટાભાઇને ફરિયાદ કરે છે.

**સામળ**—એમ? મારી વિરુદ્ધ ફરિયાદ કરતાં શીખી છે કે? યાદ રાખજે, હો વિનુડી!

**વિનુ**—હા હા, યાદ રાખીશ; પણ હવે તમારે વાત શરૂ કરવી છે કે નહિ?

**સામળ**—કરું છું, કરું છું, બહેન બા! ગરીબ માણસને આમ હેરાન કાં કરો?

**વિનુ**—સામળકાકાને તો મશ્કરીજ કરતાં આવડે છે! જુઓ, ગઈ કાલે આપણે લૉર્ડ રિપન પૂરો કર્યો છે; હવે આગળ ચાલો.

**સામળ**—હા. લૉર્ડ રિપન પછી લૉર્ડ ડફરીન વાઇસરૉય બનીને આવ્યો. એણે આવીને પ્રથમ તો કાબુલના અમીર સાથે મિત્રતાનો કરાર તાજો કર્યો.

**રમણ**—સામળકાકા, બળવા પછી અફઘાનિસ્તાનની વાત તો લગભગ દરેક વાઇસરૉયના અમલમાં આવે છે, ને આવેજ છે.

**સામળ**—હા. બળવા પછી વાઈસરૉયને હિંદમાં કશું ભય ઉપજાવે એવું રહ્યું નહોતું; ફક્ત એક કાબુલ તરફથીજ ભય આવે એવું હતું, તેથી એ તરફજ દરેક વાઇસરૉયનું ધ્યાન ખેંચાતું.

**દામોદર**—તે વખતે રશિયા દિવસે દિવસે પોતાની વગ વધારતું જતું હતું; અને અંગ્રેજો રશિયાને હિંદમાં દાખલ થતાં અટકાવવા માગતા હતા.

**રમણ**—ઠીક; તેથી કાબુલના અમીરની ખુશામત કરવી પડતી હશે. હવે સમજાયું.

**સામળ**—આ ડફરીનના વખતમાં આખો બ્રહ્મદેશ ખાલસા કરી દેવામાં આવ્યો હતો.

**રમણ**—શા માટે ?

**સામળ**—બ્રહ્મદેશનો રાજા ફ્રેંચો ને જર્મનોને પોતાના દેશમાં વેપાર કરવાની છૂટ આપતો હતો. આ વાત અંગ્રેજ વેપારીઓને ન રુચી; તેથી તેઓએ ડફરીનને ફરિયાદ કરી. તરતજ ડફરીને લશ્કર મોકલી રાજાને પદભ્રષ્ટ કર્યો; અને એનો આખો બ્રહ્મદેશ ખાલસા કરી દેવામાં આવ્યો.

**વિનુ**—એના વખતમાં બીજા કયા બનાવો બન્યા હતા ?

**સામળ**—ખાસ કશા નહિ; પણ હા, એક બનાવ યાદ રાખવા જેવો બન્યો હતો ખરો.

**રમણ**—કયો એ ?

**સામળ**—લૉર્ડ રિપનના અમલમાં હિંદીઓને મ્યુનિસિપાલીટીમાં, લોકલ બૉર્ડોમાં, તાલુકા બૉર્ડોમાં, વગેરેમાં કામ કરવાનો અનુભવ મળતો ગયો, તેમ તેમ હિંદીઓ પોતાના હક્કો ને પોતાની માગણીઓ સ્પષ્ટ રીતે સમજતા ગયા; તેથી આખરે આ ડફરીનના વખતમાં હિંદીઓએ એક કાયમી સભા રચી. એનું નામ હિંદી મહાસભા.

**રમણ**—ગાંધીજીની મહાસભા કહેવાય છે તેજ ને ?

**સામળ**—મહાસભા ગાંધીજીની શેની ? એ તો આખા હિંદની મહાસભા છે.

**દામોદર**—પણ હમણાં આજકાલ પાંચ વરસથી તો ગાંધીજી એટલે મહાસભા, ને મહાસભા એટલે ગાંધીજી–એવુંજ છે ને ?

**સામળ**—હા; આજની ગાંધીજીવાળી મહાસભાની પહેલી બેઠક આ લૉર્ડ ડફરીનના વખતમાં મળી હતી.

**દામોદર**—કરાંચીમાં જે આ છેલ્લી બેઠક ભરાઈ હતી તે મહાસભાની ૪૫ મી બેઠક હતી.

**સામળ**—હા; આજકાલ કરતાં ૪૬ વર્ષથી હિંદીઓ પોતાના હક્ક માટે લડત ચલાવી રહ્યા છે; અને આજે એ બધી ચળવળનું શુભ પરિણામ પણ આવી રહ્યું છે.

**દામોદર**—હા; હવે સ્વરાજ હાથવેંતમાં આવીને ઊભું છે.

**સામળ**—લૉર્ડ ડફરીન પછી લૉર્ડ લૅંઝડાઉન આવ્યો. એણે પણ કાબુલના અમીર સાથે મિત્રતા તાજી કરનારો નવો કરાર કર્યો હતો. વળી આના વખતમાં મણિપુર નામના એક નાનકડા દેશી રાજ્યનો બધો કારભાર સરકારે પોતાના હાથમાં લીધો* હતો.

**રમણ**—શા માટે ?

**સામળ**—કારણ કે ત્યાંના લોકોએ એક અંગ્રેજ અમલદારને મારી નાખી બંડ જગાવ્યું હતું.

**દામોદર**—આ લૅંઝડાઉનના વખતમાંજ હિંદીઓ રાજકાજમાં પણ બાહોશ હોય છે તેનો પરિચય સરકારને થયો હતો.

**રમણ**—કેવી રીતે, મોટાભાઈ ?

**દામોદર**—એના વખતમાં હિંદીઓને સરકારી ધારાસભામાં પણ દાખલ થવાની છૂટ મળી હતી. તેથી સ્વ. સુરેન્દ્રનાથ બેનરજી, સ્વ. ગોખલે, સ્વ. ફિરોજશાહ મહેતા, મદનમોહન માલવિયા, વગેરે દેશનેતાઓ ધારાસભામાં ઝળકી ઊઠ્યા હતા. એમની વાણીની છટા ને દલીલો સાંભળીને ભલભલા અંગ્રેજો પણ કાન પકડી જતા.

**સામળ**—એ બધો સારો પ્રતાપ હિંદી મહાસભાનો, હિંદી મહાસભાની ચળવળને લઈને જ હિંદીઓને ધારાસભા સુધી પહોંચવાનો અધિકાર મળ્યો હતો.

**દામોદર**—હિંદી મહાસભાની વગ ત્યાર પછીથી દિવસે દિવસે વધતી જ ગઈ છે.

**સામળ**—હા. લૉર્ડ લૅન્ઝડાઉન પછી લૉર્ડ એલ્જિનના વખતમાં પણ મહાસભાનું જોર ખૂબ વધ્યું હતું. મહાસભાને બળે લોકો સરકાર સામે પણ કડકમાં કડક ટીકા કરી શકતા હતા.

**વિનુ**—એલ્જિનના વખતના બનાવો કયા?

**સામળ**—એના વખતમાં તો કુદરતી આફતો જ બહુ આવી હતી. મુંબઈમાં સખત પ્લેગ ચાલ્યો હતો; ઘણા પ્રદેશોમાં દુકાળ પડ્યો હતો; અને આસામમાં ધરતીકંપ થયો હતો.

**દામોદર**—સ્વર્ગસ્થ લોકમાન્ય ટિળક આ એલ્જિનના વખતમાંજ ઝળક્યા હતા. એમની ઉપર તો અદાલતમાં મુકર્દમો ચાલ્યો હતો, અને એમને કેદ પણ મળી હતી.

**રમણ**—શા કારણે?

**દામોદર**—પૂનામાં બે અંગ્રેજોનાં ખૂન થયાં હતાં. પરિણામે એક હિંદીને ફાંસી મળી હતી; બીજાઓને દેશપાર કર્યા હતા; અને લોકમાન્ય ટિળકને કેદમાં મોકલ્યા હતા.

**સામળ**—એ કિસ્સો બન્યા પછી છાપાંઓ ઉપર સખત કાયદો ઠોકી બેસાડવામાં આવ્યો હતો; અને તેથી લોકોમાં ખૂબ અસંતોષ ફેલાયો હતો.

**રમણ**—ત્યારે આ એલ્જિનના વખતમાં તો કુદરતની આફતો, ને લોકોનો અસંતોષ, એજ મુખ્ય બનાવો હતા?

**સામળ**—હા. એની પછી આવ્યો લૉર્ડ કર્ઝન.

**દામોદર**—એ કર્ઝનનો કારભાર ખૂબ ગવાઈ ગયો છે.

**સામળ**—હા; એ હિંદમાં આવી નિન્દાઈ ગયો છે;

પણ ખરી રીતે એ માણુસ રાજકાજમાં બહુ બાહોશ ને લાંબી નજર પહોંચાડનારો હતો.

**દામોદર**—એ તો બડો ખેલાડી હતો. હિંદીઓને તો ગણતરીમાં જ નહોતો ગણતો. એના વખતના આપણા મોટા મોટા દેશનેતાઓ–રોમેશચન્દ્ર દત્ત, લોકમાન્ય ટિળક, લાલા લજપતરાય, બિપિનચન્દ્ર પાલ, અરવિંદ ઘોષ, ખાપર્ડે, વગેરેને એ કર્ઝન કશી વિસાતમાંજ ગણતો નહિ.

**સામળ**—અટલો એ ઘમંડી હતો. એને પોતાની શક્તિ અને વિદ્વત્તા માટે એક જાતનું હુંપણું હતું. બાકી એ માણસ આપણા જૂના ઈતિહાસનો અને આપણા જૂના સુધારાનો ઊંડો અભ્યાસી હતો. આપણાં જૂનાંપુરાણાં ખંડેરો માટે પણ એને બહુ ભાવ હતો.

**દામોદર**—એમાં શું વળ્યું? એ કર્ઝન તો આપખુદ ને મિજાજી માણસ હતો. એનું ધાર્યું કર્યા વિના મૂકેજ નહિ.

**સામળ**—પણ સાથે સાથે સ્વમાની પણ એટલોજ હતો. પોતાની માનહાનિ થાય, તો એ જરાય સહે એવો નહોતો. લૉર્ડ કિચનર–એના વખતનો હિંદનો મુખ્ય સેનાપતિ–જેવા સાથે પણ એ આખડયો હતો; અને છેવટે માનહાનિ થવા વખત આવ્યો, ત્યારે ચટ દઈ પોતાના હોદ્દાનું રાજીનામું આપી ચાલતો થયો હતો.

**દામેદર**—એનામાં અનેક ગુણ હતા, એની કોણ ના પાડે છે?

**સામળ**—ત્યારે દોષ તો મનુષ્યમાત્રમાં હોય.

**દામેદર**—પણ કર્ઝને તો પોતાને દોષે હિંદીઓને હેરાન કરી માર્યા હતા.

**સામળ**—બંગાળાના ભાગલા કર્યા તે વખતે ને ?

**વિનુ**—સામળકાકા, એ માણુસના ગુણદોષ પડતા મૂકી એના વખતના બનાવોની વાત કહો ને.

**સામળ**—એના કારભાર દરમ્યાન કાબુલના નવા અમીર સાથે મિત્રતાના નવા કરાર થયા; પશ્ચિમની સરહદ ઉપર સરસ શાંતિ સ્થાપવામાં આવી; ઈરાનમાં અંગ્રેજ એલચી મોકલવામાં આવ્યો; તિબેટમાં અંગ્રેજોનો વેપાર ચાલુ થયો; અને નિઝામ પાસેથી વરાડ પ્રાંત કાયમને માટે લખાવી લેવામાં આવ્યો.

**રમણ**—ઘણા બનાવ બન્યા.

**સામળ**—હજી બીજા પણ બનાવો બન્યા હતા. મહારાણી વિક્ટોરિયાનું મરણ ને એડ્‌વર્ડ સાતમાનું ગાદીએ આવવું, અને છપ્પનિયો દુકાળ–એ બધું એના વખતમાંજ બન્યું હતું.

**દામોદર**—છપ્પનિયા દુકાળ પછી મહાસભાના આગેવાન નેતાઓએ–રોમેશચંદ્ર દત્ત જેવાઓએ–કર્ઝનની સરકારને આખા હિંદમાં કાયમી જમાબંધી દાખલ કરવાને ખૂબ આગ્રહ કર્યો હતો; કારણકે એ લોકોનું માનવું એવું હતું, કે જો કાયમી જમાબંધી દાખલ થાય, તો લોકો વધતા જતા મહેસૂલના ત્રાસમાંથી અને ભૂખમરામાંથી બચે.

**રમણ**—લૉર્ડ કર્ઝને એમનું કહ્યું માન્યું હતું ?

**દામોદર**—એ હઠીલો હનુમાન હિંદીઓનું કહ્યું માને એવો ક્યાં હતો ? એણે તો ચોખ્ખો નનૈયોજ પરખાવ્યો હતો.

**સામળ**—પણ લૉર્ડ કર્ઝને બીજા ઘણા સુધારા કર્યા હતા. એણે પોલિસખાતામાં સારો સુધારો કર્યો હતો. વળી હિંદના વેપાર ને ઉદ્યોગો ખીલે તે માટે પણ

એણે સારો પ્રયત્ન કર્યો હતો. મીઠા ઉપરનો કર પણ એણે ઓછો કર્યો હતો.

**દામોદર**—એ બધું તો ઠીક. બંગભંગની વાત કર ને.

**સામળ**—રમણ, લૉર્ડ કર્ઝને બંગાળાના બે ભાગલા પાડી નાખ્યા હતા. એણે પૂર્વ બંગાળાને આસામ સાથે જોડીને એક નવો પ્રાંત બનાવ્યો હતો; અને પશ્ચિમ બંગાળાને બિહાર, ઓરિસ્સા, ને છોટાનાગપુર સાથે જોડી દઈ બીજો એક પ્રાંત બનાવ્યો હતો.

**રમણ**—બંગાળાના એવા બે ભાગ પાડવાનું શું કારણ ?

**સામળ**—બંગાળાનો પ્રાંત બહુ મોટો હતો, તેથી ત્યાંના લેફ્ટનન્ટ ગવર્નરને કામનો બોજો બહુ રહેતો. એ બોજો હળવો કરવાને કર્ઝને બંગાળાના બે ભાગ પાડ્યા હતા. પણ બંગાળી લોકોને આ ભાગલા મુદ્દલ ગમ્યા નહિ. ક્યાંથી ગમે ? એક ભાષા ને એક રીતરિવાજવાળા માણસો જુદા જુદા પ્રાંતમાં વહેંચાઈ જાય, એ ત્યાંના લોકોને ફાવે ?

**રમણ**—ના રે! એવા હુકમ સામે લોકો ઉશ્કેરાઈજ જાય.

**સામળ**—બંગાળીઓ પણ ઉશ્કેરાઈ ગયા હતા; અને એ બંગભંગની ચળવળના છાંટા આખા હિંદમાં ઊડ્યા હતા.

**દામોદર**—સ્વદેશીની બૂમો પહેલવહેલી એજ વખતે ઊપડી હતી.

**સામળ**—હા. લોકો ખૂબ ઉશ્કેરાઈ ગયા હતા; અને આખરે સરકારને એ ભાગલા પાછળથી લૉર્ડ હાર્ડિંજના વખતમાં રદ પણ કરવા પડ્યા હતા.

**દામોદર**—એક રીતે જોતાં મને લાગે છે, કે લૉર્ડ કર્ઝને હિંદીઓની વાજબી માગણી તુચ્છકારીને સારુંજ કર્યું હતું.

**રમણ**—એ કેવી રીતે, મોટાભાઈ?

**દામોદર**—કારણકે એમ થવાથી હિંદના લોકોમાં નવો જુસ્સો ને ચેતન આવ્યાં. ઘણાં વર્ષોથી સૂતેલી પ્રજાને જગાડવા માટે લૉર્ડ કર્ઝન જેવા કડક અમલદારોજ જોઇએ.

**સામળ**—હા; આ વાત સોએ સો ટકા સાચી છે. પણ રમણ, એ કર્ઝન આખરે નોકરીનું રાજીનામું આપી વિલાયત ચાલ્યો ગયો હતો.

**રમણ**—રાજીનામું કેમ આપવું પડયું હતું?

**સામળ**—એના વખતમાં હિંદી લશ્કરનો સેનાપતિ લૉર્ડ કિચનર હતો. લૉર્ડ કિચનરને ને લૉર્ડ કર્ઝનને બિયાબારું હતું. એવામાં બન્યું એવું, કે એક લશ્કરી અમલદારની જગા પૂરવી હતી. લૉર્ડ કર્ઝને અમુક માણસને નીમવાની સૂચના કરી. પણ વિલાયતથી એને કહેવામાં આવ્યું, કે લૉર્ડ કિચનરની હા હોય, તો તમારી ભલામણવાળા માણસને ખુશીથી નીમો. આમ થવાથી કર્ઝનને હાડોહાડ અપમાન લાગ્યું. આખા હિન્દનો હાકેમ હું આટલું પણ મારી એકલાની સત્તાથી ન કરી શકું?– એમ એને થયું. તરત જ લૉર્ડ કર્ઝને રાજીનામું ઘસડી દીધું, ને વિલાયત ભેગો થઈ ગયો.

**રમણ**—કર્ઝન સ્વમાની ખરો, એમાં ના નહિ.

**સામળ**—કર્ઝનના ગયા પછી લૉર્ડ મિન્ટો એની જગાએ આવ્યો. આના વખતમાં ચીન અને રશિયા સાથે મૈત્રીનો નવો સંબંધ ચાલુ થયો; અને અફઘાનિસ્તાનના અમીરની મૈત્રી પણ ચાલુ રહી હતી.

**દામોદર**—લૉર્ડ મિન્ટોના વખતમાં હિંદી મહાસભાનું જોર પહેલાં કરતાં પણ વધ્યું હતું. જેમ જેમ મહાસભાની

માગણીઓનો અસ્વીકાર થતો ગયો, તેમ તેમ મહાસભા ઉગ્ર રૂપ ધારણ કરતી ગઈ. કેટલાક હિન્દીઓ તો મારફાડ ને ખૂન કરવાને રસ્તે પણ ચડી ગયા.

**સામળ**—આ મિન્ટોના વખતમાં જ લોકમાન્ય ટિળકને રાજદ્રોહના ગુના માટે છ વર્ષની કેદ મળી હતી; વળી લાલા લજપતરાય અને સરદાર અજીતસિંહને દેશપાર કરવામાં આવ્યા હતા.

**દામોદર**—પણ એ બધી ગડબડમાં ગોખલેએ અને હિંદના દાદા દાદાભાઈ નવરોજજીએ હિન્દને અમુક હક્કો અપાવવા માટે તનતોડ મહેનત કરી હતી.

**રમણ**—પણ મોટાભાઈ, એ ફાવ્યા હતા?

**દામોદર**—હા. તે વખતે વિલાયતમાં હિન્દી વઝીર લૉર્ડ મોર્લે હતો. એ માણસ હિન્દીઓની વાજબી માગણીઓ ઉપર બહુ ધ્યાન આપતો. એ મોર્લેએ જ લૉર્ડ મિન્ટો સાથે મસલત ચલાવી હિન્દીઓને ધારાસભાઓમાં દાખલ થવાના ઘણા નવા હક્કો આપ્યા હતા.

**સામળ**—લૉર્ડ મોર્લેની આ ઉદાર રાજનીતિથી હિન્દી મહાસભાને નવા હક્કો માગવાની નવી તાલાવેલી થઈ; અને એ રીતે મહાસભાનું કામ વધતું ચાલ્યું.

**રમણ**—એના વખતના બીજા ક્યા બનાવો?

**સામળ**—શહેનશાહ એડ્વર્ડ સાતમાનું મૃત્યુ થયું, અને આપણા હાલના શહેનશાહ જ્યોર્જ પાંચમા ગાદીએ આવ્યા. પછી લૉર્ડ મિન્ટો પણ વિલાયત ગયો. ચાલો હવે રાખો; આવતી કાલે મળીશું.

# વિસામો ૨૩ મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો. ]

## : : સવાલો : :

૧. લૉર્ડ ડફરીનના વખતમાં કયા કયા બનાવો બન્યા હતા ?

૨. સિપાઈઓના બળવા પછી કાબુલના અમીર સાથે દરેક વાઇસરૉય મૈત્રીના કરાર તાજા કરતો એનું શું કારણ ?

૩. હિંદી મહાસભા ક્યારે શરૂ થઇ ? એ મહાસભા શું કામ કરી રહી છે ?

૪. લૉર્ડ એલ્જિનના વખતમાં જે બનાવો બન્યા હતા તેનું વર્ણન કરો.

૫. લૉર્ડ કર્ઝને હિંદને ઊંઘમાંથી જગાડયું–આ કથન પુરવાર કરો.

૬. બંગાળાના ભાગલા, લૉર્ડ કર્ઝનનું રાજીનામું, અને બ્રહ્મી વિગ્રહ વિષે જે જાણતા હો તે કહો.

# મિજલસ ૨૪ મી

**રમણ**—મોટાભાઈ, હમણાં હમણાં સામળકાકાની વાતોમાં બહુ લડાઇઓ નથી આવતી, ખરું ?

**દામોદર**—૧૮૫૭ના બળવા પછી જે લડાઈઓ થઈ હતી તે બધી નાનીનાની થઈ હતી; પણ અફ્ઘાનિસ્તાન સાથે જે મૈત્રીના કરારો આવે છે તે વિચારવા જેવા છે.

**રમણ**—હા. અફ્ઘાનિસ્તાનની વાત તો દરેક વાઇસરૉયના વખતમાં આવે છે. ત્યાંના અમીર સાથે મૈત્રીના કરાર તાજા થયા જ કરે છે.

**દામોદર**—અફ્ઘાનિસ્તાનનો મુલક ખરો મોક્કાનો છે. જમીન માર્ગે કોઇ લશ્કરને હિંદમાં આવવું હોય, તો એણે અફ્ઘાનિસ્તાનમાં થઇને જ આવવું જોઇએ. આથી અફ્ઘાનિસ્તાન જાણે હિંદમાં આવવાનો દરવાજો ન હોય એવો છે. વળી એ મુલક ખડતલ અને પહાડી કાબુલીઓથી વસેલો છે. તેઓ કોઈના તાબેદાર થાય તેવા નથી. મરી જાય બેહક્ક, પણ પોતાની સ્વતંત્રતા ન છોડે, એવા એ મરણિયા લોકો છે.

અંગ્રેજ સરકારનું ચાલે, તો તો એ મુલક ક્યારનોય સર કરી લે; પણ ત્યાં અંગ્રેજી લશ્કર ફાવતું જ નથી.

**રમણ**—જુઓને મોટાભાઈ, એક વાર તો આખું હિંદી લશ્કર કાબુલીઓએ કાપી નાખ્યું હતું.

**દામોદર**—હા; લૉર્ડ ઑકલેન્ડના વખતમાં. લૉર્ડ લિટનના વખતમાં પણ અફઘાનોએ હિંદી લશ્કરને જબરી થપ્પડ મારી હતી. અંગ્રેજ સરકારને એ મુલક ઉપર હમેશાં નજર રાખવી પડે છે. રખેને કાબુલનો અમીર અંગ્રેજોનો મિત્ર મટી બીજા કોઈનો મિત્ર ન બની બેસે એ માટે દરેક વાઇસરૉય દેખરેખ રાખતો; કારણ કે જો કાબુલ દુશ્મન થઈ બેસે, તો અંગ્રેજ સરકારને અનેક આફતો માટે તૈયાર રહેવું પડે.

**રમણ**—કાબુલનો અમીર હિંદી સરકારનો મિત્ર હોય, ત્યારે જાણે હિંદનો ચોકીદાર હોય એવો લાગે છે.

**દામોદર**—હા. પણ એ ચોકીદારી કરાવવા માટે અંગ્રેજ સરકારને કાબુલના અમીર સાથે સારાસારી રાખવી પડે છે; ને કોઈ વાર ભાઈબાપા પણ કરવા પડે છે.

**રમણ**—બળિયાને સૌ કોઈ નમે એમાં નવાઈ શી?

**વિનુ**—હાશ! સામળકાકા આવ્યા.

**સામળ**—વિનુ, હું આવ્યો તેથી તેં હાશકારો કેમ કર્યો?

**વિનુ**—રમણ ને મોટાભાઈ કયારના કાબુલીઓની જ વાત કર્યા કરે છે. મને એમની એ વાતમાં ઝાઝો રસ નથી પડતો.

**સામળ**—કાબુલીઓની તો રસ પડે એવી વાત છે. કાબુલનો અમીર તો આપણા અંગ્રેજ સરકારનો મિત્ર છે.

**વિનુ**—એને તો પરાણે મિત્ર કરવો પડે છે ને?

**રમણ**—સામળકાકા, એ વાત પડતી મૂકી આપણી

અધૂરી રાખેલી વાત આગળ ચલાવો. લૉર્ડ મિન્ટો વિલાયત ગયો—ત્યાં સુધી આપણે આવ્યા છીએ.

**સામળ**—હા. મિન્ટો પછી લૉર્ડ હાર્ડિન્જ આવ્યો.

**રમણ**—અગાઉ પણ એક લૉર્ડ હાર્ડિન્જ આવી ગયો હતો ને?

**સામળ**—હા. ડેલહાઉસીના પહેલાં. એ હાર્ડિન્જનો આ હાર્ડિન્જ દીકરાનો દીકરો થાય. એના વખતમાં શહેનશાહ પંચમ જ્યોર્જ પોતે મહારાણી મેરીને લઈ હિંદમાં આવ્યા હતા; અને દિલ્હીમાં બડી ધામધૂમથી રાજ્યાભિષેક થયો હતો.

**રમણ**—મહારાજા એડ્વર્ડ હિંદમાં આવ્યા હતા કે નહિ?

**સામળ**—હા, અગાઉ આવ્યા હતા; શહેનશાહ તરીકે નહિ, પણ શાહજાદા તરીકે. ઇંગ્લંડના રાજા અને હિંદના શહેનશાહ પંચમ જ્યોર્જનો જે રાજ્યાભિષેક દિલ્હીમાં થયો હતો તે ખરેખર જોવા જેવો હતો.

**દામોદર**—તે વખતે મહારાજા પંચમ જ્યોર્જે રૂ. ૫૦ લાખ કેળવણીખાતે બક્ષિસ આપ્યા હતા; અને બંગભંગને રદ થયેલો જાહેર કર્યો હતો.

**રમણ**—આ જાહેરાતથી હિંદની પ્રજા બહુ ખુશ થઈ હશે.

**દામોદર**—હા; અને એ રાજ્યાભિષેક પછીથી જ હિંદની રાજધાની કલકત્તાથી દિલ્હી ફેરવવામાં આવી હતી.

**સામળ**—હા. અને રમણ, આ છેલ્લું મહાયુદ્ધ એના વખતમાં થયું હતું.

**રમણ**—કયું? જર્મની સાથે થયું હતું તે ને?

**સામળ**—હા; એ યુદ્ધ વખતે હિંદી સરકારે ને હિંદી પ્રજાએ પણ કમાલ કરી હતી.

**દામોદર**—વાહ ! વાહ ! હિંદી પ્રજાએ તો રંગ રાખ્યો હતો, રંગ ! હિન્દી લશ્કરે પોતાની બહાદુરીથી જર્મનોને ઘણી જગાએ મહાત કર્યા હતા.

**સામળ**—હિન્દી લશ્કર પણ નાનુંસૂનું નહોતું ગયું. કુલે આપણે ત્યાંથી ૧૫ લાખ માણસો લડવા ગયા હતા. અહીં તો ફક્ત ૧૫૦૦૦ સિપાઈઓને રાખવામાં આવ્યા હતા.

**રમણ**—ઓહો! પંદર લાખ માણસો લડાઈમાં ગયા હતા!

**સામળ**—હા, હા. હિન્દે તે વખતે ઇંગ્લંડને મદદ કરવામાં કાંઈ મણા રાખી નહોતી. રાણા મોકલ્યા, નાણાં મોકલ્યાં, દાણા મોકલ્યા, ને માણસ મોકલ્યા. આપણા દેશના રાજાઓ પણ લડાઈના મેદાન ઉપર દોડી ગયા હતા. આખું યુરોપ હિન્દની વફાદારીથી છક થઈ ગયું હતું.

**દામોદર**—જર્મનોએ માન્યું હતું, કે તુર્કી અમારા પક્ષમાં છે, તેથી હિન્દના મુસલમાનો જરાય મદદ નહિ કરે; પણ એમની એ માન્યતા ખોટી પડી હતી. હિન્દના મુસલમાનો અંગ્રેજ સરકારને પહેલેથી છેલ્લે સુધી વફાદાર જ રહ્યા હતા; અને ઇંગ્લંડે પણ એ લડાઈમાં મુસલમાનોનાં પવિત્ર સ્થળો ઉપર કશી પણ ઇજા નહિ કરવાનું વચન આપ્યું હતું.

**વિનુ**—પછી એ લડાઈનો અંત ક્યારે આવ્યો ?

**સામળ**—૧૯૧૮ની આખરે જર્મની હાર્યું; તે વખતે હિન્દમાં વાઈસરૉય તરીકે હાર્ડિન્જ પછી આવનારો લૉર્ડ ચેમ્સફર્ડ હતો. આ ચેમ્સફર્ડના વખતમાં આપણા દેશમાં ખૂબ જાગૃતિ આવી.

**દામોદર**—આવે જ ને ? લોકોએ મહાયુદ્ધ વખતે પોતાનાં તનમનધન અર્પી દીધાં હતાં; અને તેથી તેઓ

સરકાર તરફથી મોટા મોટા સુધારાઓની આશા રાખતા હતા, અને એ માટે માગણી કરી રહ્યા હતા.

**સામળ**—લૉર્ડ ચેમ્સફર્ડનો બધો વખત હિંદીઓને મનાવવા પટાવવામાં જ ગયો હતો. હિંદીઓને ઘણા નવા હક્કો આપવા છે, એવું જાહેર કર્યાથી જ લોકો શાંતિ જાળવી રહ્યા હતા.

**રમણ**—પછી નવા હકકો સરકારે આપ્યા હતા ?

**સામળ**—હા. હિન્દી વઝીર મી. મોન્ટેગ્યુએ અને લૉર્ડ ચેમ્સફર્ડે આખા હિન્દમાં ફરી લોકોની માગણી જાણી લીધી; અને પછી એમણે નવા સુધારાઓનો એક ખરડો તૈયાર કર્યો; એ ખરડો પાછળથી વિલાયતની પાર્લમેંટમાં પસાર કરાવ્યો; અને પછી આપણને હિન્દના કારભારમાં ઘણા નવા હકકો આપ્યા. આ બધું હજી દશ વર્ષ પહેલાં જ બન્યું છે.

**રમણ**—મને કેમ યાદ નથી ?

**દામોદર**—તને ક્યાંથી યાદ હોય ? તું તો તે વખતે નાનો બાળક હતો.

**રમણ**—પણ મને જલિયાનવાલા બાગની કતલ તો યાદ છે, હો મોટાભાઈ !

**દામોદર**—એટલી તારી યાદદાસ્ત સારી. એક તરફથી સરકારે આપણને નવા સુધારા આપવાની વાત માંડી; અને તે જ વખતે બીજી તરફથી "રૉલેટ બીલ" નામનો કાળો કાયદો સરકારે પસાર કર્યો; અને તરત જ દેશ આખામાં એક છેડાથી બીજા છેડા સુધી હોહા થઈ પડી.

**રમણ**—એવું એમાં શું હતું ?

**દામોદર**—એ "રૉલેટ બીલ"થી સરકાર ગમે તે માણસને

ગમે તે વખતે કારણ આપ્યા વિના કેદમાં પૂરી શકે, એવું એમાં હતું.

**રમણ**—એવો કાયદો ઘડવાનું કારણ શું?

**દામોદર**—સરકારે એમ માન્યું, કે હિન્દમાં રાજદ્રોહી માણસો છે; અને એમને દાબી દેવા માટે આવા કાયદાની જરૂર છે.

**સામળ**—પણ ગાંધીજીએ જુદું જ માન્યું; અને એમણે સરકાર સામે અસહકાર પોકાર્યો.

**દામોદર**—હા. પછી અસહકારની ચળવળ તો એવી જામી, કે લૉર્ડ ચેમ્સફર્ડ કાયર કાયર થઈ ગયો. આખરે ગાંધીજીને જેલમાં પૂર્યા, ત્યારે જ લોકો કાબૂમાં આવ્યા.

**રમણ**—પછી અસહકારની ચળવળ ભાંગી પડી હતી?

**સામળ**—લોકોનો જુસ્સો ભાંગી પડયો હતો; પણ અસહકારની ચળવળ તો ચાલુજ હતી.

**દામોદર**—હા. એક પણ અસહકારી જીવતો હોય, ત્યાં સુધી એ ચળવળનો નાશ નથી થતો.

**સામળ**—ગાંધીજીએ પણ ખરો રસ્તો બતાવી દીધો છે! હથિયાર વિનાનું યુદ્ધ પણ ખેલી શકાય છે!

**દામોદર**—ગાંધીજીએ તપને પ્રભાવે મેળવેલું એ એક દિવ્ય અસ્ત્ર છે. શસ્ત્ર વગરનાનું એ શસ્ત્ર છે. એનો ઉપયોગ કરતાં આવડે, તો ભલભલા દુશ્મનને પણ એ મહાત કરી દે છે.

**સામળ**—એ શસ્ત્ર વાપરતાં આવડવું જરા અઘરું છે. અહિંસા અને સત્યના બાહુ હોય, તો જ એ શસ્ત્ર પકડયું કામનું; નહિતર એ વાપરનારને જ મારે એવું છે.

**દામોદર**—આજે દુનિયા લડાઈના હત્યાકાંડથી કંટાળી ગઈ છે. તોપબંદૂક ને તલવારભાલા જેવા અસ્ત્રશસ્ત્રોથી

થતી ખૂનખરાબીથી ખરી શાંતિ નથી મળતી; અને તેથી જ આ નિઃશસ્ત્ર યુદ્ધનો અખતરો દુનિયા ટાંપીને જોઈ રહી છે.

**સામળ**—હિંદુસ્તાન આજ સુધી જીવતું રહ્યું છે, તો દુનિયાને એ કાંઈક નવું આપશે જ. ભૂતકાળમાં પણ એણે ઘણું આપ્યું છે, ને હજી પણ ઘણું નવું આપશે.

**વિનુ**—મોટાભાઈ, ગાંધીજી કેદમાં પડ્યા; પણ એ ક્યારે છૂટ્યા એ તમે કહેતા જ નથી; ને આડી વાતો કરો છો.

**દામોદર**—ગાંધીજી ચેમ્સફર્ડ પછીના વાઈસિરોય લૉર્ડ રેડીંગના વખતમાં છૂટી ગયા.

**રમણ**--લૉર્ડ ચેમ્સફર્ડના વખતમાં અસહકારની લડાઈ સિવાય બીજું કાંઇ બન્યું જ ન હતું?

**સામળ**–એક બનાવ બન્યો હતો. તે વખતે કાબુલના અમીરનું કોઈએ ખૂન કર્યું; અને પછી મરનાર અમીરનો સૌથી નાનો પુત્રઅમાનુલ્લા અમીર બન્યો હતો.



લૉર્ડ રેડિંગ

**રમણ**—અમાનુલ્લા તો કાલ સવારે , રાજ્ય ખોઈ બેઠો એજ ને?

**સામળ**—હા, એ જ. એણે ગાદીએ આવ્યા પછી અંગ્રેજ સરકાર સાથે મિત્રતાનો સંબંધ જારી રાખવાની ના

પાડી હતી; કારણ કે એને એ મૈત્રીમાં પરતંત્રતા લાગતી હતી.

**દામોદર**—પરતંત્રતા હતી પણ ખરી. કાબુલના અમીરને કોઈ પણ પરદેશ સાથે વ્યવહાર બાંધવો હોય, તો અંગ્રેજ સરકારની સંમતિ લેવી જ જોઈએ.

**રમણ**—આ તો પરતંત્રતા જ કહેવાય.

**સામળ**—હા; તેથી જ અમાનુલ્લાએ મૈત્રીનો સંબંધ તોડી હિંદ ઉપર ચડાઈ કરી હતી.

**રમણ**—હેં! પછી શું બન્યું હતું?

**સામળ**—પણ એમાં એ ફાવ્યો નહોતો. હારીને એને પાછું જવું પડયું હતું.

**રમણ**—હારવાથી એ રાજ્ય ખોઈ બેઠો હતો?

**સામળ**—ના રે! એ હાર્યો ને પાછો હઠયો, છતાં અંગ્રેજ સરકાર આગળ વધી એનો મુલક જપ્ત નહોતી કરી શકી; કારણ કે ત્યારે સમય એવો હતો, કે આ બાજુ હિન્દુસ્તાનમાં અસહકારીઓનો હલ્લો હતો; રશિયામાં પણ મોટી ઊથલપાથલ થઇ રહી હતી; ઈરાન પણ સ્વતંત્ર થયું હતું. એવા સંજોગોમાં અંગ્રેજ સરકાર કાબુલ સાથે લાંબો જંગ ખેડવાને તૈયાર ન હતી.

**દામોદર**—નાણાંભીડ પણ પુષ્કળ હતી.

**રમણ**—પછી સુલેહ કરવી પડી હતી?

**સામળ**—હા; અને એ સુલેહથી અંગ્રેજ સરકારે કાબુલના અમીરને સ્વતંત્ર રાજા તરીકે ગણવાની કબુલાત આપી હતી.

**બિનુ**—પત્યું.

**સામળ**—લૉર્ડ ચેમ્સફર્ડનો કારભાર પણ પત્યો, અને હવે

આવ્યો લૉર્ડ રેડિંગ. એના વખતની નવાજૂનીમાં તો ઇંદોરના મહારાજા તુકોજીરાવને પદભ્રષ્ટ કરવામાં આવ્યા હતા.

**રમણ**—ગાંધીજીના અસહકારનું શું ?

**સામળ**—અસહકારની ચળવળમાં ઓટ આવ્યો હતો; હિન્દુમુસલમાનો જુદા પડી ગયા હતા; છતાં લોકોમાં સરકાર તરફનો અસંતોષ ચાલુ હતો.

**રમણ**—ત્યારે અસહકારની ચળવળમાં ભરતી ક્યારે આવી?

**સામળ**—લૉર્ડ ઇર્વિનના વખતમાં. ચેમ્સફર્ડના વખતમાં હિન્દી વઝીર મોન્ટેગ્યુએ જે સુધારાઓ આપ્યા હતા તેમાં કહ્યું હતું, કે દશ વર્ષ પછી ફરી તપાસ કરી નવા સુધારા હિન્દને આપવામાં આવશે. એ ફરી તપાસનો વખત લૉર્ડ ઇર્વિનના વખતમાં આવ્યો. વિલાયતથી સાઇમન કમિશન એ તપાસ માટે હિન્દમાં આવ્યું; પણ એ કમિશનમાં એક પણ હિન્દીને નહિ નીમેલો હોવાથી હિન્દના તમામ લોકો નાખુશ થયા; સાઇમન કમિશનનો લોકોએ બહિષ્કાર કર્યો; અને મહાસભાએ જાહેર કર્યું, કે હિન્દને હવે પૂર્ણ સ્વતંત્રતાવાળું સ્વરાજ જ જોઇએ છે.



લૉર્ડ ઇર્વિન

**દામોદર**—સાઈમન કમિશનના અહેવાલ પછી આજે ઈંગ્લંડ હિન્દીઓને વિલાયતમાં નોતરી કઈ જાતના સુધારા હિન્દને આપવા એનો વિચાર ચલાવી રહ્યું છે.

**સામળ**—હા; આ બધો ઈતિહાસ તો આપણી નજર સામે આજે બની રહ્યો છે, એટલે હું એ વિષે એક આંકડો પણ તમને કહેવાનો નથી. પણ વિનુ, આપણને સ્વરાજ મળી જવાનું છે, હેં.

**વિનુ**—સામળકાકા, એ તમે કેવી રીતે જાણ્યું ?

**સામળ**—વિલાયતમાં બનતા બધા રંગઢંગ હું જાણું છું. મને ખાતરી થઈ ગઈ છે, કે વિલાયતની સરકાર આપણને સ્વરાજ આપીને રીઝવવાની જ. આપણા હાલના વાઈસરૉય લૉર્ડ વિલિંગ્ડન પણ આપણા પક્ષમાં છે; અને આપણે સ્વરાજ ભોગવતા થઇએ એ જોવાની બહુ ઉમેદ ધરાવે છે.

**રમણ**—વિલાયત ગયા વિના તમે તો વિલાયતના રંગ-ઢંગ જાણતા થઇ ગયા, હેં સામળકાકા !

**સામળ**—વિલાયત પણ જવાનો છું, જવાનો.

**દામોદર**—ત્યારે તો વાત ચોક્કસ થઈ ગઈ કે શું ?

**રમણ**—કઈ વાત, મોટાભાઈ ?

**દામોદર**—સામળકાકા વિલાયત જાય છે તે.

**રમણ**—ક્યારે ?

**દામોદર**—એકાદ બે પખવાડિયામાં.

**રમણ**—સાચી વાત, મોટાભાઈ ?

**સામળ**—ત્યારે શું ખોટી વાત ? પરમ દિવસે તો તારા સામળકાકાને મુંબઈ જવું પડશે.

**વિનુ**—મુંબઈ શા માટે ? ઘડી પહેલાં કહે છે, કે વિલાયત

જાઉં છું. સામળકાકા, તમારું ભેજું તો નથી ખસી ગયું ને ?

**સામળ**—ખસેને તારું ! બંદા તો કાલે મુંબઈમાં જઇ વિલાયત જવાની તૈયારી કરશે.

**વિનુ**—સાચી વાત, મોટાભાઇ ?

**દામોદર**—હા. સામળકાકા આપણા ઠાકોરસાહેબ સાથે વિલાયત જાય છે.

**રમણ**—આપણા ઠાકોરસાહેબ વિલાયત જવાના છે એ તો હું જાણું છું. સામળકાકા પણ એમની સાથે જાય છે ?

**દામોદર**—હા. સામળકાકા વિના પરદેશમાં ઠાકોર-સાહેબને ગમ્મત કરાવે એવો બીજો કયો માણસ છે ?

**રમણ**—તેમાં ત્યારે સામળકાકાને સાથે લઇ જાય છે. હવે સમજાયું. વિનુ, સારું થયું, હો.

**વિનુ**—એમાં સારું શું થયું ? આપણી વાતોની મિજલસો બંધ થઈ.

**રમણ**—પણ સામળકાકા વિલાયતથી પાછા આવશે, ત્યારે આપણને ત્યાંની ઘણી ઘણી વાતો કરશે; કરશો ને, સામળકાકા ?

**સામળ**—ના, નહિ કરું. વિનુ અત્યારથી મોં મરડીને બેસે છે, માટે નહિ કરું.

**વિનુ**—સામળકાકા વિલાયત જાય એ મને તો જરાય ગમતું નથી.

**સામળ**—તને નથી ગમતું, તો લે હું ઘેર જાઉં.

**વિનુ**—ના, ના; બેસો, સામળકાકા !

**સામળ**—ના; એ બેસે એ બીજા. હું તો આ ચાલ્યો.

# વિસામો ૨૪ મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં આવડે, તોજ આગળ બીજી મિજલસ વાંચવી શરૂ કરજો. ]

## : : સવાલો : :

૧. અંગ્રેજ સરકાર અફ્ઘાનિસ્તાનના અમીર સાથે દોસ્તીનો સંબંધ તાજો રાખ્યાજ કરે છે તેનું શું કારણ?

૨. પંચમ જ્યોર્જ હિન્દમાં ક્યારે આવેલા? તે વખતે એમણે શી નવીનતા કરી?

૩. યુરોપના મહાયુદ્ધમાં હિન્દે કેવી કેવી મદદ આપી હતી?

૪. મહાયુદ્ધ પછી હિન્દના લોકોને અંગ્રેજ સરકારે કેવી રીતે ખુશ કર્યાં?

૫. અંગ્રેજ સરકારે રૉલેટ બીલ શા માટે પસાર કરેલું? એ બીલથી હિન્દ ઉપર કેવી અસર થઈ?

૬. અસહકારની ચળવળ કોણે ઊભી કરી? શા માટે? એ ચળવળ સમજાવો.

૭. અમાનુલ્લા અને તુકોજીરાવ હોલકર વિષે તમે શું જાણો છો?

૮. સાઇમન કમીશન શા માટે નીમવામાં આવ્યું હતું? હિન્દીઓએ એ કમીશનનો બહિષ્કાર કેમ કર્યો?

૯. સાઇમન કમીશન પછી વિલાયતમાં કયા નવા રંગઢંગ બનવા લાગ્યા?

# મિજલસ ૨૫ મી

**વિનુ**—સામળકાકા, બસ, આજે આપણી છેલ્લી જ મિજલસ ? કાલે તમે મુંબઇ જવાના ?

**સામળ**—હા. કાલે હું મુંબઇ જવાનો, જવાનો, ને જવાનો. તારો રોક્યો હું રોકાઉં તેમ નથી, સમજી વિનુડી?

**વિનુ**—રોકાઇ જાઓને, સામળકાકા ! તમે જશો પછી આવી ગમ્મત કોણ કરાવશે ?

**સામળ**—હા, રોકાઇ જ જાય ને ! વિલાયત જવાનો મોકકો આવ્યો છે તે હાથમાંથી જવા દેવો, કેમ ?

**રમણ**—સામળકાકા, આજે આપણી છેલ્લી મિજલસમાં તમે કઇ વાત કરવાના છો ?

**સામળ**—બધી મિજલસોમાં મેં કરેલી વાતો તમને યાદ રહી છે કે નહિ, તે આજે મારે જાણવું છે. વિનુડી, હું પૂછું તેનો જવાબ આપતાં આવડશે ?

**વિનુ**—પૂછો ને, પૂછવું હોય તે. મને તો એકેએક વાત યાદ રહી ગઇ છે.

**દામોદર**—સામળ, એમ સવાલ પૂછવા બેસીશ, તો અંત જ નહિ આવે, હો.

**સામળ**—ત્યારે મારે એ તંત મૂકી દેવો ?

**દામોદર**—હા; એ તંત મૂકી દઇને છોકરાંઓને સરકારના રાજ્યતંત્રનો તો કાંઇક ખ્યાલ આપ.

**રમણ**—હા, સામળકાકા. રાજ્યતંત્ર સમજાવો.

**સામળ**—આ છોકરો જો, છોકરો ! આજના છેલ્લા દિવસે પણ તારે મને નિરાંતે બેસવા દેવો નથી કે શું ?

**વિનુ**—ના, ના; નથી બેસવા દેવા, સામળકાકા ! મોટાભાઇ કહે છે તે રાજ્યતંત્રની વાત કરો.

**સામળ**—આ તો ભાઇબહેન બન્ને સંપે થયાં ! હવે મારે કરવું શું ?

**વિનુ**—વાત માંડવી. સરકારનું રાજ્યતંત્ર સમજાવો.

**રમણ**—હા, સામળકાકા; એટલા માટે બાકી ન રાખો. પછી કાલે તમને અમે થોડા જ હેરાન કરવાનાં છીએ ?

**સામળ**—દામોદર, આ બન્ને ભાઇબહેન ખરાં છે, હો ! લીધેલી લત મૂકતાં નથી.

**દામોદર**—તું તારી લત મૂકી દે; ને બાળહઠને માન આપ.

**સામળ**—ઠીક ભાઈ! ચાલો એમ કરીએ. અમે હાર્યા, ને તમે જીત્યાં.

**વિનુ**—હાશ ! સામળકાકા ઠેકાણે આવ્યા ખરા. રમણ, સાંભળ; વાત શરૂ થાય છે.

**સામળ**—અલ્યા રમણ, આજે આ આખા હિન્દુસ્તાનનો ધણી કોણ છે ?

રમણ—શહેનશાહ પંચમ જ્યોર્જ.

સામળ—વારુ; એ ક્યાં રહે છે?

રમણ—ઇંગ્લંડમાં.



શહેનશાહ પંચમ જ્યોર્જ

સામળ—આપણા હિન્દુસ્તાનમાં એ નથી રહેતા?

રમણ—ના; પણ એમના વતી એમનો ખાસ માણસ જે વાઈસરૉય કહેવાય છે તે અહીં રહે છે.

**સામળ**—હાલ જે વાઈસિરૉય હિન્દમાં છે તે ક્યાં રહે છે ? અને એમનું નામ શું ?

**રમણ**—દિલ્હીમાં રહે છે. એમનું નામ લૉર્ડ વિલિંગ્ડન છે.

**સામળ**—બરાબર. આપણા વાઈસરૉય છે તે આપણા શહેનશાહે નીમેલા ખાસ માણસ છે; અને શહેનશાહ વતી તે હિન્દનો કારભાર ચલાવે છે. દરેક વાઈસિરૉયને શહેનશાહ પાંચ વર્ષ માટે નીમે છે; અને પાંચ વર્ષ પૂરાં થયે નવા વાઈસિરૉયની નિમણૂક કરવામાં આવે છે.

**રમણ**—પાંચે વર્ષથી વધારે કોઈ વાઈસિરૉય હિન્દમાં ન રહે ?

**સામળ**—ના. પણ કોઈક વાર શહેનશાહની મરજી હોય, તો એકાદ વર્ષ વધારે રહી શકે.

**રમણ**—એટલે વાઇસરૉયને શહેનશાહની મરજી પ્રમાણે જ વર્તવાનું, કેમ ?

**સામળ**—હા; પણ શહેનશાહ વાઈસિરૉય ઉપર કેવી રીતે કાબૂ રાખે છે એ જાણવાની જરૂર છે.

**વિનુ**—એ જાણવાને તૈયાર જ છીએ.

**સામળ**—શહેનશાહના હાથ નીચે પ્રધાનોનું એક મંડળ છે. તેમાં પાંચસાત પ્રધાનો હોય છે. દરેક પ્રધાનને અમુક કામ સોંપી દીધેલું હોય છે; અને જે સૌથી વડો પ્રધાન હોય છે તેને વિલાયતમાં પ્રાઈમ મિનિસ્ટર કહેવામાં આવે છે.

**રમણ**—શિવાજીને પણ આવી પ્રધાનમંડળી હતી, કેમ ખરુંને, સામળકાકા ?

**સામળ**—હા. એ પ્રધાનમંડળી શહેનશાહને પૂછીને જ કામ કરે છે. એ પ્રધાનમંડળીમાં એક પ્રધાનને હિન્દના વહીવટની દેખરેખ રાખવાનું કામ સોંપેલું છે. એ પ્રધાનને હિન્દી

વઝીર કહેવામાં આવે છે. એટલે જ્યારે શહેનશાહને વાઈસરૉય ઉપર કાંઈક લખવાનું કે કહેવાનું હોય, ત્યારે તે પ્રધાન-મંડળીમાંના હિન્દી વઝીર મારફત જ એ બધું કામ કરે છે.

**રમણ**—એટલે હિન્દી વઝીર જ આપણા દેશના વાઈસરૉય ઉપર ઉપરીપણું ભોગવે છે એમ થયું.

**સામળ**—હા. શહેનશાહ જાતે તો એ બધી તસ્દી નજ લઈ શકે; તેથી બધી સત્તા હિન્દી વઝીરના હાથમાં જ સોંપેલી છે.

**વિનુ**—સામળકાકા, હાલ હિન્દી વઝીર કોણ છે?

**સામળ**—સર સૅમ્યુઅલ હોર હિન્દી વઝીર છે; અને મી. મેકડોનલ્ડ આખી શહેનશાહતના વડા વઝીર છે.

**રમણ**—હિન્દી વઝીર એકલો આખા હિન્દના વહીવટ ઉપર દેખરેખ રાખે છે?.

**સામળ**—એકલો હોય? એના હાથ નીચે કામ કરનારી એક કૌન્સિલ હોય છે. એનું નામ ઇંડિયા કૌન્સિલ. એમાં આઠથી બાર માણસો હોય છે. તેમાં વળી અર્ધા ભાગના માણસો એવા હોવા જોઈએ, કે જેઓ ઓછાંમાં ઓછાં દશ વર્ષ સુધી હિન્દમાં રહેલા જ હોવા જોઈએ; અને કૌન્સિલમાં દાખલ થતી વખતે તેમને હિન્દ છોડયે પાંચથી વધારે વર્ષ ન થયાં હોવાં જોઈએ.

**રમણ**—આવી શરત રાખવાનું કારણ શું હશે?

**સામળ**—એટલું જ, કે એ માણસોને હિન્દનો તાજો અભ્યાસ હોવો જોઇએ એ જરૂરનું માન્યું છે. બધું કામકાજ હિન્દને લગતું જ થવાનું, એટલે એ કૌન્સિલમાં અડધા માણસો તો હિન્દના તાજા અનુભવી હોવા જોઈએ ને? આજે ઇંડિયા કૌન્સિલમાં ત્રણ હિન્દીઓ પણ છે.

**રમણ**—એ આખી ઇંડિયા કૌન્સિલનો ઉપરી તો હિન્દી વઝીર જ ને ?

**સામળ**—હા. એ હિન્દી વઝીરની સત્તા ઘણી હોય છે. વાઇસિરૉયના તમામ વહીવટ ઉપર એ દેખરેખ રાખે છે; અને એનો હુકમ ખુદ વાઇસિરૉયને અને હિન્દના તમામ અમલદારોને માથે ચડાવવો જ પડે.

**દામોદર**—ખુદ ઇંડિયા ઓફિસની પણ ઉપરવટ જઇને હિન્દી વઝીર પોતાનું ધાર્યું કરી શકે છે.

**રમણ**—એમ કે ?

**સામળ**—હા. કોઈ અગત્યના પ્રસંગે કૌન્સિલથી વિરુદ્ધ જઈને પણ હિન્દી વઝીર પોતાનું ધાર્યું કરી શકે; જો કે સામાન્ય પ્રસંગમાં તો એ સભાનું કામ બહુમતિથી જ થાય છે.

**દામોદર**—વિલાયતમાં એક ઇંડિયા ઑફિસ પણ છે ને ?

**સામળ**—હા. એ ઇંડિયા ઑફિસ, ઇંડિયા કૌન્સિલથી જુદી. એ ઑફિસનું કામ તો ફક્ત ઇંડિયા કૌન્સિલને સલાહ આપવા પૂરતું જ છે.

**રમણ**—સામળકાકા, વિલાયતમાં પાર્લમેન્ટ છે તે શું કામ કરતી હશે ?

**સામળ**—પાર્લમેન્ટ છે તે આખી બ્રિટિશ શહેનશાહતના વહીવટ ઉપર દેખરેખ રાખે છે. આપણા હિન્દના વહીવટમાં પણ એ માથું મારી શકે. દાખલા તરીકે : હિન્દના વહીવટમાં કોઈ પણ નવો ફેરફાર કે ધારો કરવો હોય, તો હિન્દી વઝીરે પાર્લમેન્ટની મંજૂરી લેવીજ જોઇએ.

**દામોદર**—આવતી કાલે હિન્દને સ્વરાજ આપવું છે એમ હિન્દી વઝીર ધારે, તો એ એકલો એ ન આપી શકે.

એણે એ આખો ખરડો પાર્લમેન્ટ પાસે મૂકી પસાર કરાવવો જોઇએ. પાર્લમેન્ટ એ ખરડો નાકબૂલ કરે, તો હિન્દી વઝીરથી કાંઈ ન બની શકે.

**સામળ**—વળી તે ઉપરાંત ત્યાંની પાર્લમેન્ટ હિન્દી વઝીરને હિન્દના વહીવટને લગતા કેટલાક સવાલો પૂછી શકે છે; અને જો એ સવાલોનો જવાબ હિન્દી વઝીર સંતોષકારક ન આપી શકે, તો એની પણ રેવડી દાણાદાણ થઈ જાય; અને એને રાજીનામું આપવાનો પણ વખત આવે.

**રમણ**—ઓહો ! ત્યારે તો પાર્લમેન્ટનો પણ હિન્દી સરકારના વહીવટ ઉપર ઘણો કાબૂ કહી શકાય.

**સામળ**—હા; પણ તેમ છતાં એ પાર્લમેન્ટ હિન્દી સરકારના વહીવટની અંદર ભાગ્યેજ ડખલ નાખે છે.

**રમણ**—આપણા હિન્દના વાઈસરૉય એ હિન્દી વઝીરના હાથ નીચે; હિન્દી વઝીર પ્રધાનમંડળમાંનો એક; પ્રધાનમંડળ વળી શહેનશાહને સલાહ આપનારું; અને પાર્લમેન્ટને તો આખા હિન્દી વહીવટ ઉપર દેખરેખ રાખવાનો હક્ક. વાહ !

**સામળ**—હા. આપણા હિન્દનું આખું રાજ્યતંત્ર ઈંગ્લંડના હાથમાં જ છે.

**રમણ**—ત્યારે આપણા વાઈસરૉય–શહેનશાહના મોટા પ્રતિનિધિ–કશી જ સત્તા ધરાવતા નથી ?

**સામળ**—કેમ નહિ ? એમના હાથમાં પણ ઘણી સત્તા છે. હિન્દની અંદર જેટલા નાનામોટા અમલદારો છે તે બધા ઉપર આપણા વાઈસરૉય જ દેખરેખ ને કાબૂ રાખે છે. વળી શહેનશાહના પ્રતિનિધિ તરીકે હિન્દના તમામ રાજાઓ એમને ઉપરી તરીકે સ્વીકારે છે. ગમે તેવા

ગુનેગારને માફી આપવી હોય, તો તે પણ એ આપી શકે છે.

**રમણ**—આખા હિન્દુસ્તાન ઉપર એ એકલા કેવી રીતે દેખરેખ રાખી શકતા હશે ?

**સામળ**—ગાંડા રે ! એકલો માણસ ૩૫ કરોડના મુલક ઉપર દેખરેખ રાખી શકે ખરો કે ? આપણા દેશના નાના-મોટા ભાગો પાડી નાખ્યા છે; અને દરેક ભાગ ઉપર મોટા મોટા અમલદારો નીમી દીધા છે.

**રમણ**—હિન્દુસ્તાનના નાનામોટા કેટલા ભાગ પાડ્યા છે?

**સામળ**—બધા મળી ચૌદ ભાગ પાડ્યા છે. આ પ્રમાણેઃ-(૧) મુંબઈ ઇલાકો, (૨) મદ્રાસ ઇલાકો, (૩) બંગાળા ઈલાકો, (૪) સંયુક્ત પ્રાંતો, (૫) પંજાબ, (૬) બિહાર, ઓરિસ્સા, ને છોટા નાગપુરનો પ્રાંત, (૭) આસામ, (૮) બ્રહ્મદેશ, (૯) કુર્ગ, (૧૦) દિલ્હી, (૧૧) આંદમાન, (૧૨) અજમેર, (૧૩) વાયવ્ય પ્રાંતો, અને (૧૪) બલુચિસ્તાન. આમાં પહેલા આઠ પ્રાંતોમાં ત્યાંનો મોટો અમલદાર ગવર્નર કહેવાય છે; અને બાકીના છમાં ત્યાંનો મોટો અમલદાર ચીફ કમિશનર કહેવાય છે. વળી આ બધામાં મુંબઈ, મદ્રાસ, ને બંગાળાના પ્રાંતો મોટા અધિકારવાળા છે. ત્યાંના ત્રણે ગવર્નરોને હિન્દી વઝીર સાથે સીધો સંબંધ હોય છે.

**રમણ**—એટલે એ ત્રણ પ્રાંતના ગવર્નરો વાઈસરૉયના હાથ નીચેના ન કહેવાય ?

**સામળ**—એ હિન્દી વઝીરના હાથ નીચેના અમલદારો છે. એમની નિમણૂક પણ હિન્દી વઝીરની સલાહથી શહેનશાહ પોતે કરે છે. છતાં બધા પ્રાંતના ગવર્નરો વાઇસરૉયના તાબા નીચેના તો કહી શકાય; કારણ કે વાઈસરૉય આખા હિન્દના

વહીવટ માટે જવાબદાર ગણાય છે, એટલે ગવર્નર પણ વાઇસરૉયને જવાબદાર રહીને જ પોતાના પ્રાંતનો અમલ ચલાવી શકે.

**દામોદર**—રમણ, તમામ પ્રાંતના ગવર્નરોની સત્તા પોતપોતાના વિભાગમાં લગભગ વાઈસરૉય જેટલી જ રહે છે. તફાવત એટલો જ, કે જ્યારે વાઈસરૉય પોતાની એકલાની સત્તાની રૂએ અમુક અમુક હુકમો કાઢી શકે છે, જ્યારે આ ગવર્નરો એવું કશું કરી શકતા નથી. ચીફ કમિશનરોને તો વાઈસરૉય પોતે જ નીમે છે, અને એ બધા એની દેખરેખ નીચે પોતપોતાના વિભાગોનો વહીવટ ચલાવે છે.

**સામળ**—હિંદના દરેક અમલદારના વહીવટની અંદર વાઇસરૉય દરમ્યાનગીરી કરી શકે એવી એની સત્તા છે.

**દામોદર**—જેમ વાઈસરૉયના વહીવટની અંદર હિંદી વઝીર દરમ્યાનગીરી કરી શકે છે તેમ.

**સામળ**—હા; પણ એવી દરમ્યાનગીરી વાઇસરૉય ભાગ્યેજ કરે છે. દરેક ગવર્નરને પોતાના પ્રાંત પૂરતો અમલ ચલાવવાની સરળતા ને છૂટ હોય છે.

**રમણ**—સામળકાકા, એકલો વાઇસરૉય પ્રાંતોના આ બધા અમલદારો ઉપર દેખરેખ રાખી શકતો હશે?

**સામળ**—વાઈસરૉય એકલો નથી. એને રાજકાજમાં મદદ કરનારી એક કારોબારી સભા હોય છે. એ સભામાં છ કે એથી વધારે સભાસદો હોય છે. એમાંથી ત્રણ સભાસદોએ દશ વર્ષ સુધી શાહી નોકરી કરેલી હોવી જ જોઈએ. એ ઉપરાંત એક સભાસદ અનુભવી કાયદાશાસ્ત્રી હોવો જોઈએ.

**રમણ**—એટલે છ સભાસદ ને સાતમો વાઇસરૉય મળી આખા હિંદનો વહીવટ કરે છે, એમ ને?

**સામળ**—હા. તેં સાત ગણ્યા; પણ હિંદી સેનાપતિ–હિંદના તમામ લશ્કરનો વડો ઉપરી–પણ એ કારોબારી સભાનો અસાધારણ સભાસદ ગણાય છે. એટલે બધા મળી આઠ જણ થયા. એ આઠ જણ વચ્ચે આખા હિંદનો વહીવટ વહેંચી લેવામાં આવ્યો છે.

**દામોદર**—હિંદના વહીવટના આઠ ભાગ અથવા ખાતાંઓ પાડવામાં આવ્યાં છે. જેવાં કેઃ હિંદી રાજ્યો ને પરદેશી રાજ્યો સાથેના સંબંધનું ખાતું, લશ્કરી ખાતું, કાયદા ઘડવાનું ને સુધારવાનું ખાતું, વગેરે. આ આઠ ખાતાં વાઇસરૉય અને એની કારોબારી સમિતિના સભ્યો વચ્ચે–દરેકને એક એવી રીતે–વહેંચી આપવામાં આવ્યાં છે; અને દરેક સભાસદ પોતાને સોંપાયેલ ખાતા માટે જવાબદાર રહે છે.

**સામળ**—કારોબારી સમિતિના બધા સભાસદો વાઇસરૉયના તાબેદાર અમલદારો છે; અને તેઓ વાઇસરૉય સિવાય બીજા કોઇને જવાબદાર નથી.

**રમણ**—વાઇસરૉયને પોતાને પણ કોઈ ખાતું સંભાળવું પડે ખરું કે ?

**સામળ**—હા. દેશી રાજ્યો અને પરદેશી રાજ્યો સાથેના સંબંધનું ખાતું એને હસ્તક છે.

**દામોદર**—અને આખું લશ્કરી ખાતું હિન્દી સેનાપતિના હાથ નીચે છે.

**રમણ**—હેં સામળકાકા, જે કાયદાઓ ઘડાય છે તે કોણ ઘડતું હશે ?

**સામળ**—પ્રાંતને લગતા કાયદાઓ હોય તે દરેક પ્રાંતની ધારાસભા પ્રાંતના ઉપરી અમલદારની સંમતિથી ઘડી

શકે કે સુધારી શકે છે; પણ આખા હિન્દને લગતો ધારો ઘડવો હોય કે સુધારવો હોય, તો તે કામ હિન્દી સરકારની ધારાસભા વાઇસરૉયની સંમતિ લઈ કરી શકે.

**રમણ**—વાઇસરૉય સંમતિ ન આપે તો ?

**સામળ**—તો એ ધારો પસાર થાય જ નહિ. વાઇસરૉયની સત્તા કાંઈ જેવી તેવી નથી.

**દામોદર**—વાઇસરૉયને ધારા ઘડવા ન ઘડવાની ઘણી સત્તા આપેલી છે. કોઈ ધારો ધારાસભા પસાર ન કરતી હોય, તો વાઇસરૉય પોતે પોતાની ખાસ સત્તાથી એ ધારાને સંમતિ આપી પસાર થયેલો ગણાવી શકે.

**સામળ**—વળી વાઇસરૉય ગમે ત્યારે કોઇને પણ પૂછ્યાગાછ્યા વિના ફક્ત પોતાની જ સત્તાથી ફરમાનો–જેનો છ માસ સુધી કાયદારૂપે અમલ થાય એવાં–કાઢી શકે.

**રમણ**—ઓહો ! વાઇસરૉયના હાથમાં ઘણી સત્તા આપવામાં આવી છે !

**દામોદર**—એટલી સત્તા આપવામાં ન આવે, તો આવડા મોટા મુલક ઉપર રાજ્ય ચલાવવું કોઇ વાર અઘરું થઈ પડે.

**સામળ**—કોઈ વાર એટલી બધી સત્તાનો દુરુપયોગ પણ થઈ શકે ખરો.

**રમણ**—પણ હિન્દને લગતા ધારાઓ તો હિન્દની ધારાસભા જ ઘડે ને ?

**સામળ**—હા; પણ કેટલાક વિષય સંબંધે ધારા ઘડવા હોય–જેવા કે મહેસૂલ, લશ્કર, પરરાજ્ય સાથેનો સંબંધ, વગેરે–તો તેમાં પ્રથમ વાઇસરૉયની સંમતિ લીધા પછી જ એ ધારા સંબંધે ઉહાપોહ થઇ શકે.

વિનુ—હેં સામળકાકા, ધારાઓ કેવી રીતે ઘડાતા હશે?

સામળ—ત્રણ હથોડા વડે ટીપીને.

વિનુ—જાઓ જાઓ હવે! સીધી વાત કરો ને. મારી વાત તો તમે મશ્કરીમાં જ ઉડાવો છો.

સામળ—સાંભળ ત્યારે લે: પ્રથમ તો ધારાસભાનો કોઈ પણ સભ્ય જે કાચો મુસદ્દો ઘડીને લાવે તે આખી સભા સમક્ષ વંચાય; અને તેના મુખ્ય મુદ્દા ઉપર ચર્ચા થાય. પછી એ કાચો મુસદ્દો એક ખાસ સમિતિને સોંપાય. તેમાં એની ઉપર ઝીણી નજરથી વિવેચનો થાય. એ પતી ગયા પછી છેવટે એ કાચો મુસદ્દો પાછો આખી ધારાસભા સમક્ષ મૂકવામાં આવે. તે વખતે વળી એની ઉપર નવી ચર્ચાઓ થાય, નવા સુધારાઓ સૂચવાય; અને એ બધું થતાં જો એ મુસદ્દો આખી સભા માન્ય રાખે, તો પછી એને એક બીજી સભામાં–એનું નામ કૌન્સિલ ઑફ સ્ટેટ (રાજ્યસભા)–મોકલવામાં આવે છે. ત્યાં પણ જો એ મુસદ્દો પસાર થાય, તો છેવટે એને વાઈસરૉય પાસે મૂકવામાં આવે છે; અને જ્યારે વાઈસરૉય એ મુસદ્દાને સ્વીકારે, ત્યારે એ મુસદ્દો કાચો મટી પાકો થાય છે; અને પછી તેને કાયદો લેખવામાં આવે છે.

દામોદર—એક મુસદ્દાને કાયદાનું રૂપ મળતાં ઘણી ઘણી ભઠ્ઠીઓમાંથી પસાર થવું પડે છે.

રમણ—હા; અને મોટાભાઈ, એમ થતાં વખત પણ ઘણો જતો હશે.

દામોદર—વખત તો જાય જ; પણ આખા દેશ માટે કાયદો ઘડવો હોય, ત્યારે ઉતાવળ કર્યે કામ આવે?

સામળ—હિંદી ધારાસભાનો પણ એક પ્રમુખ હોય

છે; અને તેને ધારાસભા પોતે પોતાનામાંથી નીમે છે. પેલી કૌન્સિલ ઑફ સ્ટેટનો પણ એક પ્રમુખ હોય છે; પણ તેને વાઈસરૉય પોતે નીમે છે.

**દામોદર**—સામળ, હિંદી સરકારના બજેટ વિષે છોકરાંઓને થોડી માહિતી આપ.

**સામળ**—આપું. છોકરાંઓ, બજેટ એટલે કમાણી ને ખર્ચનું અંદાજપત્ર. વાઇસરૉય અને એની કારોબારી સમિતિ હિન્દના વહીવટમાં જે પૈસા ઉઘરાવે છે, અને તેમાંથી જે ખર્ચ કરે છે-તેનું અંદાજપત્ર દર સાલ અગાઉથી તૈયાર કરવામાં આવે છે. પછી એ આખું બજેટ ધારાસભા સમક્ષ મૂકવામાં આવે છે; પણ તેમાંના અમુક જ વિષયો ઉપર ધારાસભા ચર્ચા કરી શકે.

**રમણ**—અને બીજા વિષયો ઉપર મુદ્દલ ચર્ચા જ ન કરી શકે ?

**સામળ**—ના. એક હરફ પણ ન ઉચ્ચારી શકાય. વ્યાજની રકમ, પરદેશ ખાતાનું ખર્ચ, લશ્કરી ખર્ચ, વગેરે મુદ્દા ઉપર કાંઈ બોલી શકાય જ નહિ.

**દામોદર**—અને બજેટમાં ઘણુંખરું ખર્ચ એવા વિષયોમાં જ ઉધારેલું હોય છે; એટલે હિન્દી ધારાસભા વાઈસરૉયના બજેટ ઉપર જરાય અંકુશ નથી મૂકી શકતી.

**વિનુ**—સામળકાકા, હિન્દી ધારાસભામાં બધા મળી કેટલા સભાસદો બેસતા હશે ?

**સામળ**—આજે આપણી હિન્દી ધારાસભામાં કુલ ૧૪૪ સભાસદો છે. તેમાં સરકારના નીમેલા ૪૦ અને પ્રજાએ નીમેલા ૧૦૪. કૌન્સિલ ઑફ સ્ટેટમાં કુલ ૬૦ સભાસદો છે; અને તેમાં ૨૬ જણ સરકારના નીમેલા, અને ૩૪ જણ પ્રજાના નીમેલા હોય છે.

**દામોદર**—જેવું તંત્ર આખી હિન્દી સરકારનું છે—જેમાં વાઇસરૉય, એની કારોબારી સમિતિ, કૌન્સિલ ઑફ સ્ટેટ, અને ધારાસભા—તેવું જ તંત્ર દરેક પ્રાંતનું છે. તેમાં પણ ગવર્નર, એની કૌન્સિલ, અને એક ધારાસભા હોય છે.

**સામળ**—રમણ, જોને હું તને આપણા મુંબઈ ઇલાકાના તંત્રની વાત કહું. હાલ મુંબઈ ઇલાકાના ગવર્નર કોણ છે, એ તું જાણે છે ?

**રમણ**—ના.

**સામળ**—સર ફ્રેડરિક સાઈક્સ આજે આપણા પ્રાંતના ગવર્નર છે. જેટલી વાઇસરૉયની સત્તા આખા હિન્દુસ્તાન ઉપર છે તેટલી જ સત્તા આપણા ગવર્નરની મુંબઈ ઇલાકા ઉપર છે. ફક્ત તફાવત એટલો જ, કે જ્યારે વાઇસરૉય પોતાની સત્તાથી યોગ્ય લાગે તેવા ફરમાનો છ માસ માટે કાઢી શકે, ત્યારે આપણા ગવર્નરને એ સત્તા નથી.

**દામોદર**—વળી આપણી પ્રાંતિક સરકાર અમુક વિષયોમાં, જેવા કે: આરોગ્ય, કેળવણી, જાહેર બાંધકામ, સ્થાનિક સ્વરાજ, મહેસૂલ, ખેતી, વગેરેમાં કુલ સત્તા ભોગવે છે. એ વિષયોમાં હિન્દી સરકાર કદી પણ માથું મારતી નથી.

**રમણ**—એટલે પ્રાંતની સરકારને એ વિષયોમાં કુલ અખત્યાર સોંપેલો છે, એમ જ ને ?

**દામોદર**—હા. દરેક પ્રાંતની બાબતમાં વડી સરકારે અને પ્રાંતની સરકારે અમુક અમુક વિષયોની વહેંચણી કરી લીધી છે.

**રમણ**—એ ઠીક. જેથી વડી સરકારના વિષયોમાં પ્રાંતની સરકારને માથું મારવાનું નહિ, અને પ્રાંતની સરકારના વિષયોમાં વડી સરકારને માથું મારવાનું નહિ, ખરું ને ?

**દામોદર**—હા. આજે પ્રાંતની સરકારને પોતપોતાના વિષયોમાં વર્તવાની લગભગ પૂર્ણ સત્તા મળેલી છે.

**સામળ**—રમણ, જે વિષયોમાં પ્રાંતની સરકાર પૂર્ણ સત્તા ભોગવે છે તેમાં પણ બે વિભાગો પાડવામાં આવ્યા છે. કેટલાક વિષયોનો વહીવટ કરવાનું કામ પ્રાંતની સરકારે લોકોએ નીમેલા પ્રધાનોને સોંપેલું છે; અને કેટલાક વિષયો પ્રાંતિક સરકારે પોતે પોતાને હસ્તક રાખ્યા છે.

**રમણ**—લોકોએ નીમેલા પ્રધાનો પણ અમુક વિષયોમાં સ્વતંત્ર વહીવટ ચલાવે છે? એ વિષયો લોકોએ નીમેલા પ્રધાનોને સોંપી દેવાનું શું કારણ હશે?

**સામળ**—પ્રાંતિક સરકારને માથે એવી ફરજ મૂકવામાં આવી છે, કે તેમણે પોતાના પ્રાંતોના લોકોને સ્વરાજ ભોગવવાની તાલીમ આપવી. આ ઉદ્દેશને સફળ કરવાને માટે પ્રધાનોને અમુક વિષયોમાં કુલ સત્તા આપવામાં આવે છે; સમજ્યો?

**રમણ**—સરકારનો ઉદ્દેશ ઘણોજ સરસ છે.

**સામળ**—પરંતુ આજે જે જે વિષયો પ્રધાનોને સોંપેલા છે તે બધા એવા વિષયો છે, કે જેના વહીવટમાં ભૂલચૂક આવે, તો પણ પ્રાંતિક સરકારના વહીવટને કશું જોખમ ન આવે.

**રમણ**—આપણા ઇલાકામાં પ્રધાનોને સોંપેલા કયા કયા વિષયો છે?

**સામળ**—સ્થાનિક સ્વરાજ, આરોગ્ય, દવાખાનાં, કેળવણી, ખેતી, જંગલો, આબકારી ખાતું, વગેરે.

**રમણ**—સ્થાનિક સ્વરાજ એ કયો વિષય? અને એ વિષયમાં પ્રધાનને શું કામ કરવાનું હોય છે?

**સામળ**—સ્થાનિક સ્વરાજનો વિષય એટલે શહેરોની મ્યુનિસિપાલિટીઓ, જિલ્લાઓની જિલ્લા ને લોકલ બોર્ડો, તાલુકાની તાલુકા બોર્ડો, અને ગામડાંની ગ્રામપંચાયતો—આ બધાં ખાતાં સ્થાનિક સ્વરાજ્યના વિષયમાં આવી જાય. એ બધાં ખાતાંમાં લોકોને સેવા કરવાનો રસ્તો મોકળો કરી આપનાર પહેલવહેલો લૉર્ડ રિપન હતો.

**રમણ**—હા, હા; યાદ આવ્યું. લૉર્ડ રિપને લોકોને સ્વરાજની તાલીમ આપવા માટે આ બધાં ખાતાંઓ ખોલ્યાં હતાં; અને તેમાં લોકોને પૂર્ણ અધિકાર પણ આપ્યો હતો.

**સામળ**—બરાબર. આજે એ બધાં ખાતાંઓ ઉપર દેખરેખ રાખનાર પણ લોકોએ ચૂંટેલા પ્રધાનો જ છે. પહેલાં એમ નહોતું. પહેલાં તો ગવર્નર પોતે એ વિષયની સંભાળ રાખતો.

**રમણ**—સામળકાકા, આ મ્યુનિસિપાલિટીઓ, જીલ્લા ને લોકલ બોર્ડો, અને ગ્રામપંચાયતો શું કાર્ય કરતી હશે?

**સામળ**—શહેરોમાં ને કસ્બામાં કામ કરતી મ્યુનિસિપાલિટીઓ શહેર સુધારાનું કામ કરે છે. એને આપણે સુધરાઈખાતું પણ કહીએ છીએ. શહેરના રસ્તા બંધાવવા, પાણી પૂરું પાડવું, દીવાબત્તી કરવી, ગંદકી ઓછી કરવી, પ્રાથમિક કેળવણી આપવી, વગેરે શહેરને લગતાં કામકાજો આ મ્યુનિસિપાલિટીઓને હસ્તક છે. એ મ્યુનિસિપાલિટીઓ લોકો પાસેથી ઘરવેરો, જાજરૂવેરો, વગેરે જાતના કરો પણ ઉઘરાવવાની સત્તા ધરાવે છે.

**રમણ**—આ બધા પૈસામાંથી જ મ્યુનિસિપાલિટી પોતાનું શહેર સુધારાનું ખર્ચ કરતી હશે, ખરું ને?

**સામળ**—હા. સરકાર પણ એને નાણાંની મદદ આપે છે.

**દામોદર**—જો મ્યુનિસિપાલિટી પોતાની ફરજ બરાબર અદા ન કરે, તો સરકાર એને બરખાસ્ત પણ કરી શકે છે.

**સામળ**—આ મ્યુનિસિપાલિટી જે કાર્ય શહેર માટે કરે છે તે જ જાતનાં કાર્યો જિલ્લામાં, તાલુકામાં, ને ગામડાંમાં કરવા માટે જિલ્લા બોર્ડો, તાલુકા બોર્ડો, અને ગ્રામપંચાયતો છે.

**દામોદર**—આપણી મુંબઈ શહેરની મ્યુનિસિપાલિટી બહુ મોટી છે. તેમાં કુલ ૧૦૬ સભાસદો બેસે છે; અને એની વાર્ષિક ઊપજ લગભગ ત્રણ કરોડ રૂપિયાની છે.

**રમણ**—ઓહો ! એટલી બધી ઊપજ !

**સામળ**—હા. આપણા ઇલાકાની બધી મ્યુનિસિપાલિટીની ઊપજ ભેગી કરીએ, તોય એટલી નથી થતી.

**વિનુ**—સામળકાકા, આ રાજ્યતંત્રનો વિષય બહુ કડાકૂટિયો ને માથાફોડિયો લાગે છે.

**સામળ**—હા, વિનુબહેન. માથાફોડ તો મારે કરવી પડે છે. સાંભળતાં પણ તમારું માથું ફૂટતું હોય, તો નિરાંતે સૂઈ જાઓ ને.

**વિનુ**—પણ ઊંઘ નથી આવતી. મારું મન તો તમારી વાત સાંભળવામાં જ છે; પણ જરા કંટાળો આવે છે.

**રમણ**—સામળકાકા, મને રસ પડે છે. તમે કંટાળો ખાશો મા.

**સામળ**—મને તો કશો કંટાળો નથી. પણ રમણ, આપણે તો સ્થાનિક સ્વરાજની વાતમાંથી મ્યુનિસિપાલિટી વગેરેની વાત કહેવામાં ઘણે આડે ચાલ્યા ગયા. મૂળ વાત કઈ કરતા હતા, ને આપણે ક્યાંથી આડા ફાટ્યા ?

**રમણ**—તમે મુંબઈ ઇલાકાના તંત્રની વાત કરતા હતા; અને તેમાં પ્રધાનોને સોંપેલાં ખાતાંઓની વાતમાંથી આડી વાતે ચડી ગયા.

**સામળ**—બરાબર; યાદ આવ્યું. આપણે જે આડી વાત

કરી ગયા તે પણ જાણવાની જ હતી. હવે મૂળ વાતે આવું છું: આપણા ઇલાકાના ઉપરી ગવર્નરની સત્તા વિષે હું કહી ગયો છું. એ ગવર્નરના હાથ નીચે એક કારોબારી સમિતિ છે. તેમાં ચાર સભાસદો હોય છે. હવે સમજવાનું એ, કે આ ચાર સભાસદો ને પાંચમા આપણા ગવર્નર આખા પ્રાંતના તમામ વિષયો સંભાળે છે; અને લોકોએ ચૂંટેલા સભાસદોમાંથી નીમાયેલા જે પ્રધાનો છે તે તેમને સોંપાયેલાં ખાતાંઓ સંભાળે છે. પેલા ચારે સભાસદો ગવર્નરના કાબૂ નીચે કામ કરે છે; જ્યારે પ્રધાનો ઉપર ધારાસભાનો કાબૂ રહે છે.

**રમણ**—આ તો એમ થયું, કે આપણા ઇલાકામાં એક જાતની દ્વિરાજ્યક પદ્ધતિ ચાલે છે.

**સામળ**—હા. તું બરાબર સમજ્યો છે. ધીમે ધીમે એ દ્વિરાજ્યક પદ્ધતિ નાશ થતાં છેવટે તમામ ખાતાંઓ લોકોના પ્રતિનિધિ પ્રધાનોને જ સોંપી દેવાશે.

**દામોદર**—એ દિવસ તો આવે ત્યારે ખરો.

**સામળ**—અરે! આવ્યો જ સમજો ને. રમણ, આપણા ઇલાકાની જે ધારાસભા પણ છે તેમાં ૮૬ સભાસદો બેસે છે.

**દામોદર**—આજે આપણી પ્રાંતિક ધરાસભાઓમાં કે હિન્દી સરકારની વડી ધારાસભામાં લોકોએ ચૂંટી કાઢેલા સભાસદોની સંખ્યા વધારે રહે છે.

**સામળ**—છતાં એ ધારાસભાઓ લોકહિતના કાયદાઓ પસાર કરી શકતી નથી.

**રમણ**—એનું શું કારણ?

**સામળ**—કારણ એટલું જ, કે એ ધારાસભાઓની સત્તા ઉપર ઘણા અંકુશો મૂકવામાં આવેલા છે. અમુક અમુક

વિષયો સંબંધે તો ધારાસભામાં કાંઈ બોલાય જ નહિ; અમુક સંબંધે તો ધારાસભા કાંઈ પૂછી શકે જ નહિ; આવા આવા અંકુશોથી બીચારી ધારાસભાઓના હાથ જકડાયલા રહે છે.

**રમણ**—આપણા ઇલાકામાં પણ દર વર્ષે બજેટ થતું હશે ને ?

**સામળ**—હા, થાય છે. એ બજેટ ઉપર પણ ધારાસભા અમુક શરતે જ ચર્ચા કરી શકે છે. કેટલાક ખર્ચની વિગતો સંબંધે ધારાસભા કશો ખુલાસો ન માગી શકે.

**રમણ**—સામળકાકા, આપણો ગવર્નર અને એની કારોબારી સમિતિ આખા પ્રાંતના વહીવટ ઉપર દેખરેખ રાખે ને?

**સામળ**—હા; વળી આપણા ગવર્નરના હાથ નીચે રહીને પ્રાંતનો વહીવટ ચલાવનારા બીજા કેટલાય અમલદારો હોય છે. સમજજો હો: આપણા મુંબઈ ઇલાકાના પણ વહીવટને ખાતર વિભાગો પાડી નાખ્યા છે–જેવા કે જિલ્લા, દરેક જિલ્લાના વળી તાલુકાઓ, અને દરેક તાલુકામાં અમુક ગામો. જિલ્લાનો મોટો અમલદાર કલેક્ટર કહેવાય છે. વળી બેત્રણ જિલ્લાઓનો એક જુદો વિભાગ કરીને એનો જે ઉપરી અમલદાર હોય તેને કમિશનર કહે છે. જિલ્લાના મોટા વિભાગો જે તાલુકા છે તેમાં દરેક તાલુકાનો ઉપરી અમલદાર મામલતદાર કહેવાય છે; અને દરેક ગામનું ઉપરીપણું કરનારો પટેલ હોય છે.

**રમણ**—કલેક્ટર તો મહેસૂલ ઉઘરાવવાનું કામ કરે તે જ ને? વૉરન હેસ્ટિંગ્સે આવા કલેક્ટરો પહેલવહેલા નીમ્યા હતા.

**સામળ**—હા;પણ મહેસૂલ ઉઘરાવવા ઉપરાંત કલેક્ટરને ન્યાય આપવાની સત્તા પણ હોય છે. વળી તેને આખા જિલ્લાના વહીવટ માટે કાળજી રાખવાની હોય છે. ખેતી કેમ આબાદ

થાય, લોકો કેમ સુખી થાય, લુચ્ચાઓને દંડવા, વગેરે વગેરે ઘણાં કામ એને સંભાળવાનાં હોય છે.

**દામોદર**—કલેક્ટરમાં ઘણી આવડત હોવી જોઇએ. એને કાયદાનું જ્ઞાન હોવું જોઈએ, હિસાબી કામની માહિતી હોવી જોઇએ, ખેતીનું અને અર્થશાસ્ત્રનું પણ જ્ઞાન હોવું જોઇએ.

**સામળ**—આપણા પ્રાંતમાં આવા કલેક્ટરો ૨૬ છે.

**રમણ**—ત્યારે કમિશનરો કેટલા છે?

**સામળ**—ચારજ. આખા ઇલાકાના ચાર મોટા વિભાગો પાડ્યા છે. (૧) સિંધ, (૨) ઉત્તર વિભાગ, (૩) મધ્ય વિભાગ, અને (૪) દક્ષિણ વિભાગ.

**રમણ**—આ બધું આખું તંત્ર કેવું સંકળાયેલું છે! પટેલોનો ઉપરી મામલતદાર, મામલતદારોનો ઉપરી કલેક્ટર, કલેક્ટરોનો ઉપરી કમિશનર, અને કમિશનરોનો ઉપરી ગવર્નર.

**સામળ**—અને ગવર્નરોનો ઉપરી વાઈસરૉય, વાઈસરૉયનો ઉપરી હિન્દી વઝીર, હિન્દી વઝીરનાં ઉપરી પ્રધાનમંડળ ને પાર્લમેન્ટ, અને એ બધાંના ઉપરી શહેનશાહ પંચમ જ્યોર્જ.

**દામોદર**—આ આખા રાજ્યતંત્રમાં લશ્કરી ખાતું ને અદાલત ખાતું એ પણ બે મોટાં ખાતાંઓ છે.

**સામળ**—આપણા આ રાજ્યતંત્રના વહીવટની અંદર નાનામોટા દેશી રાજાઓનો સંબંધ પણ આવી જાય છે.

**રમણ**—આપણા દેશમાં બધા મળી કેટલા રાજાઓ હશે?

**સામળ**—નાનામોટા બધા મળીને તો સાતસેંક જેટલા હશે; પણ નિઝામ–હૈદરાબાદ, કાશ્મીર, મૈસુર, ને વડોદરાનાં રાજ્યો પહેલા દરજ્જાનાં ગણાય છે.

**રમણ**—સામળકાકા, આવડા મોટા દેશ ઉપર અંગ્રેજ

સરકારે કેવું સરસ રાજ્યતંત્ર ગોઠવ્યું છે !

**સામળ**—પણ પહેલેથી જ કાંઈ આવું નહોતું.

**રમણ**—પહેલેથી જ આ આખું તંત્ર આવું નહિ ?

**સામળ**—ના. સૌથી પહેલાં એટલે ૧૮૫૭ના બળવા પહેલાં તો કંપની સરકારનું રાજ્ય હતું; પણ ૧૮૫૮થી બ્રિટિશ સરકારનું રાજ્ય થયું. તે વખતે જે તંત્ર ગોઠવેલું તેમાં હિન્દીઓને તો મુદ્દલ સ્થાન નહોતું; પછી ૧૮૬૧માં, ૧૮૯૨માં, ૧૯૦૯માં, ને ૧૯૧૯માં નવા નવા ફેરફારો થતા જ ગયા; અને હિન્દીઓને દેશના વહીવટમાં ધીમે ધીમે વધારે ને વધારે હકકો મળતા ગયા. આજે ૧૯૩૧માં પણ નવા સુધારાઓ આપવાની વાત ચાલી રહી છે.

**રમણ**—એટલે પાછો નવો ફેરફાર થશે, ખરું ?

**સામળ**—હા. આ વખતે તો ઘણો નવો ફેરફાર થઈ જવાની વકી છે. આપણને સ્વરાજ આપવાની વાત ચાલી રહી છે.

**રમણ**—આપણને સ્વરાજ મળી જશે ?

**દામોદર**—હજી તો ચાક ઉપર પીંડો છે. ઘડો ઊતર્યો કે ગાગર, એ કેમ કહી શકાય ?

**સામળ**—વાજતું ગાજતું સૌ માંડવે આવશે.

પણ વિનુડી, તું આજે કેમ કાંઈ બોલતી નથી ?

**વિનુ**—શું બોલું ? મને તો તમે વિલાયત જવાના છો એ જાણ્યું ત્યારથી ગમતું જ નથી.

**સામળ**—પણ હજી મારે વિલાયત જવાને તો વાર છે.

**વિનુ**—કાલે મુંબઈ તો જવાના ને ?

**સામળ**—ત્યાંથી કાંઈ સીધો વિલાયત નહિ ચાલ્યો જાઉં; અહીં પાછો તારી પાસે ટળીશ, સમજી વિનુડી ? આ

છોકરી છે કાંઈ! મારો જીવ લઈ જાય છે!

**વિનુ**—જીવ લઈ જતી હોઉં, તો તમે બોલી શેના શકો?

**સામળ**—જીવ નથી લઈ જતી, તો લોહી ચૂસી જાય છે.

**વિનુ**—લોહી ચૂસી જતી હોઉં, તો તમે આટલા બધા જાડા ક્યાંથી હો?

**સામળ**—(હસીને) તું મને માથાની મળી છે! પણ વિનુબા! આપણા હિંદના ઇતિહાસની મિજલસો આજે પૂરી થાય છે. હવે કાંઈ બાકી રહ્યું નથી.

**વિનુ**—કશું નહિ?

**સામળ**—ના.

**દામોદર**—ત્યારે બોલો અચ્યુતં.

[સામળ, દામોદર, અને રમણ બોલે છે.]

અચ્યુતં કેશવં રામનારાયણં
કૃષ્ણદામોદરં વાસુદેવં હરિં

**સમળ**—વિનુડી, તું કેમ બોલતી નથી? બોલ, મારી દીકરી કરું, બોલ:

શ્રીધરં માધવં.......
વિનુ, પછી?

**વિનુ**—ગોપીકાવલ્લભં

દામોદર, સામળ, અને બન્ને છોકરાંઓ } શ્રીજાનકીનાયકં રામચંદ્રં ભજે.

# વિસામો ૨૫ મો

[ નીચેના સવાલો વાંચો, અને એ બધાના જવાબ આપતાં ન આવડે, તો આ મિજલસ એક વાર ફરીથી વાંચી જજો. ]

## : : સવાલો : :

૧. વાઇસરૉય એટલે શું? હિંદના કારભારમાં એની કેટલી સત્તા છે?
૨. વિલાયતની સરકાર હિંદના કારભાર ઉપર કેવી રીતે કાબૂ ને દેખરેખ રાખે છે?
૩. હાલ હિંદી વઝીર કોણ છે? એના હાથમાં કેટલી સત્તા છે?
૪. ઇંડિયા કૌન્સિલ અને ઇંડિયા ઑફિસ વિષે તમે શું જાણો છો?
૫. હિંદના કારભાર ઉપર પાર્લમેન્ટ કેવી રીતે દેખરેખ રાખે છે?
૬. વાઇસરૉય હિંદનો કારભાર કેવી રીતે ચલાવે છે?
૭. રાજ્યવહીવટ સુગમતાથી ચલાવવા માટે હિંદના કેટલા ભાગો પાડ્યા છે? એ ભાગોનાં નામ આપો.
૮. વાઇસરૉયની કારોબારી સમિતિ વિષે શું જાણો છો?
૯. હિંદી સરકારની ધારાસભા વિષે શું જાણો છો? એ સભામાં ધારાઓ કેવી રીતે પસાર થાય છે?
૧૦. હિંદી સરકારના બજેટની ચર્ચામાં ધારાસભા કેટલો ભાગ ભજવી શકે છે?
૧૧. ઇલાકાઓના અથવા પ્રાંતોના ઉપરી ગવર્નરો પોતાને ત્યાંનો કારભાર કેવી રીતે ચલાવે છે?
૧૨. પ્રાંતોમાં કયાં ખાતાંઓનો વહીવટ દેશી પ્રધાનોને સોંપેલો છે? એમ કરવાનું શું કારણ હશે?
૧૩. સ્થાનિક સ્વરાજનો વિષય શો છે, તે સમજાવો.
૧૪. મ્યુનિસિપાલિટીઓ, લોકલ બોર્ડો, અને ગ્રામપંચાયતો શું કાર્ય કરે છે?
૧૫. કલેક્ટર શું કામ કરે છે? એને કઈ કઈ જાતની ફરજો બજાવવી પડે છે?
૧૬. સરકાર હિંદીઓને હક્કો આપવા માટે આજે શું કરી રહી છે?

સમાપ્ત.

## ☞ નીચેની ભૂલો બતાવ્યા પ્રમાણે સુધારી લો :—

[ સંભવ છે, કે નીચેની કેટલીક ભૂલો બધી નકલોમાં ન યે હોય. ]

| : પાન : | : લીટી : | : અશુદ્ધ : | : શુદ્ધ : |
|---|---|---|---|
| ૧૪ | ૧૮ | આયો | આર્યો |
| ૧૫ | ૨ | બોલાવા | બોલાવવા |
| ૨૭ | ૫ | મનાવા | મનાવવા |
| ૩૨ | ૧૫ | જૂગઠામાં | જૂગટામાં |
| ૩૮ | ૧ | બોલાવા | બોલાવવા |
| ૪૦ | ૧૪ | ખબીની | ખૂબીની |
| ૫૨ | ૨૨ | દક્ષિણ હિંદુસ્તાનમાં આવેલા | મગધની દક્ષિણે આવેલા |
| ૫૩ | ૯ | તબેટીમાં | તળેટીમાં |
| ૬૨ | ૭ | કર્ઈ | કર્યો |
| ,, | ૮ | ,, | ,, |
| ,, | ૧૧ | ૧૯૮૭મી | ૧૯૮૭મો |
| ,, | ૧૬ | ચલાવી હતી; | ચલાવ્યો હતો; |
| ૬૭ | ૨૦ | કુર્યો | કર્યાં |
| ૭૨ | ૧૪ | જડમળથી | જડમૂળથી |
| ,, | ૨૧ | બ્રહ્મણોના | બ્રાહ્મણોના |
| ૭૪ | ૪ | શાહદ્દીન | શાહબુદ્દીન |
| ,, | ૨૨ | શ | શા |
| ૮૯ | ૨૩ | ખબ | ખૂબ |
| ૯૦ | ૮ | બહિબોલ | બહિલોલ |
| ૯૪ | ૯ | ચિતોડતો | ચિતોડનો |
| ૧૦૪ | ૭ | વિ ુદ્ધ | વિરુદ્ધ |
| ૧૧૨ | ૮ | નસિબ | નસીબ |
| ૧૧૩ | ૨ | નાહ | નહિ |
| ૧૧૮ | ૯ | ખડૂતોને | ખેડૂતોને |

| : પાન : | : લીટી : | : અશુદ્ધ : | : શુદ્ધ : |
|---|---|---|---|
| ૧૩૩ | ૨ | કહેતા હતો | કહેતો હતો |
| ,, | ૬ | માગું છે | માગું છું |
| ૧૪૧ | ૩ | પણજુવાન | પણ જુવાન |
| ,, | ૮ | પાતાના | પોતાના |
| ,, | ૨૧ | ફેદા | ફોદા |
| ૧૫૪ | ૫ | માડું છું | માંડું છું |
| ૧૫૫ | ૧૨ | ભયુ | ભર્યું |
| ૧૫૯ | ૨૧ | નસિબ | નસીબ |
| ૧૬૧ | ૧૫ | ૂટા | છૂટા |
| ૧૬૬ | ૧૮ | છોડ્યા | પ્રાણ છોડ્યા |
| ૧૭૨ | ૨૩ | ચલવતા | ચલાવતા |
| ૧૭૫ | ૩ | તા | તો |
| ૧૭૬ | ૨૪ | ખોટી | ખોટી. |
| ૧૮૨ | ૬ | રાધાબા | રાધોબા |
| ૧૯૨ | ૧૦ | હિદમાં | હિંદમાં |
| ૧૯૫ | ૧૧ | સત્ત | સત્તા |
| ૨૧૯ | ૨૪ | બેહદી | બેહૂદી |
| ૨૨૭ | ૨૫ | મળી ગયો | થઈ ગયો |
| ૨૪૨ | ૧ | અણબનાબ | અણબનાવ |
| ૨૫૬ | ૧૧ | પણ | હું પણ |
| ૨૫૯ | ૨૩ | અંગ્રેજીની | અંગ્રેજની |
| ૨૬૦ | ૧૭ | માગતે | માગતો |
| ૨૮૫ | ૨૫ | વાયસરૉય | વાઇસરૉય |
| ૨૮૯ | ૩ | મિજાજી | મિજાજનો |
| ૨૯૦ | ૨૦ | ઠોક્કર | ઠોકર |
| ૨૯૧ | ૨ | મુક્યા | મૂક્યા |

કેળવણીખાતાએ ઇનામલાયબ્રેરી માટે મંજૂર કરેલાં
આ જ લેખકનાં

## બાળકો વાંચી શકે તેવાં બીજાં પુસ્તકો :

| : : બાલનાટકો : : | | : : બાલવાર્તાઓ : : | |
|---|---|---|---|
| ૧. સુદામો | ૦—૬—૦ | બજરંગી હનુમાન | ૦—૩—૦ |
| ૨. સીતાહરણ | ૦—૫—૦ | કંસવધ | ૦—૨—૦ |
| ૩. જરાસંધવધ | ૦—૪—૦ | કનુની મીની | ૦—૨—૦ |
| ૪. ડાહ્યું કોણ ? | ૦—૩—૦ | ભાગ્યશાળી ભગલો | ૦—૨—૦ |
| ૫. માતાને બોલે | ૦—૧—૬ | ડોળઘાલુ બ્રાહ્મણ | ૦—૨—૦ |
| ૬. રણમેદાને | ૦—૧—૩ | વનો સુથાર | ૦—૨—૦ |
| ૭. ભાઈનું બલિદાન | ૦—૧—૦ | રાજા અરિમર્દન | ૦—૨—૦ |
| ૮. દેશને ખાતર | ૦—૧—૦ | કાગડીના કોડ | ૦—૨—૦ |
| ૯. દગો | ૦—૧—૦ | રાજકુમાર સાવજદલ | ૦—૨—૦ |

ગૂજરાતી ધોરણ ચોથામાં ભણતાં બાળકોને
બહુ જ ઉપયોગી

## ગૂજરાતના ઇતિહાસની મિજલસો

કિં. ૦—૪—૦

સોલ એજન્ટ્સ,
મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ;
બૂકસેલર્સ; નાણાવટ, સૂરત.